"છે કવિની શક્તિમાં એટલું જનુન,
કે સુરજ જે જગે નહિ પોંહચી શકે,
ત્યાં સખુનને જોરે તે વધ્યો ધસે,
આવતી અડચણો તે આગલ ખસે.
વાદલ જેથી ફરેસ્તો થોભેલો રહે,
કવિ ત્યાં કલ્પનાથી પોંહચી શકે."

**માહરી મજેહ, ૧૬, ૩૩–૩૮.**

# માહરી મજેહ

તથા

# બીજી કવિતાઓ

બનાવનાર

**જમશેદજી નશરવાનજી પીતીત**

જીંદગીના અહેવાલ, વગેરે, સાથે,

ઍદીત કરનાર

**જીજીભાઈ પેસ્તનજી મીસ્તરી, એમ. એ.**



**મુંબઈ:**

ધી જ૦ ન૦ પીતીત પારસી ઑરફનેજ
કેપતન પ્રીંતીંગ પ્રેસ.

---

૧૮૯૨



# દિબાચો.

મરહુમ શેઠ જમશેદજી પીતીત સાથની ધાડી મિત્રાચારીના હકમાં આ લખનારે તેવણને પોતાની સઘળી કવિતાઓ, જે જુદાં જુદાં ગુજરાતી ચોપાન્યાઓમાં અહિં તહિં વિખરાયલી પડેલી હતી તે, એકઠી કરી એક પુસ્તકના આકારમાં બાહેર પાડવાની ઘણી વેળાએ સુચનાઓ કીધી હતી. આ સુચના જોકે મરહુમ શેઠને પોતાને ઘણી પસંદ હતી, અને પોતાની કવિતાઓ એક સુંદર પુસ્તકના આકારમાં બાહર પડે તે જોવાની તેવણને ઘણી હોંસ હતી. તોપણ, દરેક કામ ચોકસ કરવાની પોતાની હંમેશની વખાણવા લાયક રીત પ્રમાણે, તેવણ પોતાની સઘળી કવિતાઓ, અને તેમાં મુખ્ય કરી, "માહરી મજેહ", કે જેની ઉપર તેવણે એક કવિ તરીકેની પોતાની ભવિષ્યની કીર્તિનો મુખ્ય મદાર બાંધ્યો હતો, તેને, સુધારવા માંગતા હતા. માઠાં ભાગ્યે ચાલુ બિમારી તથા લડતી તબિયતને લીધે, બીજી વધુ કવિતાઓની રચના માટે જોઇતી કુદરતી ધુન,

પોતાની જીંદગીનાં છેલ્લાં વરશોમાં જેમ તેવણ મેળવી શક્યા નહિ, તેમ રચેલી કવિતાઓ સુધારવાનું કામ પણ પોતાની મુરાદ મુજબ તેવણ પુરૂં કરી શકવા પામ્યા નહિ. તોપણ આ લખનાર તરફના પોતાના અતિશય ચાહ[1] તથા બેહદ વિશ્વાસને લીધે, તેવણે આ લખનારને એક ફરજ સોંપી હતી, કે પોતાની જીંદગીમાં જો તેવણ ચાહતા હતા તેવું પુસ્તક બાહેર પાડવાને તેવણ સામર્થવાન નહિ થાએ, તો આ લખનારે ત્યારબાદ તે કામ તેવણની મરજી મુજબ પાર પાડવું. મરનાર તરફનાં બેહદ માન તથા દિલભરી મોહબતને લીધે આ લખનારે તે પવિત્ર ફરજ પોતાને માથે લેવાનું જોકે સરોચશમથી કબુલ્યું હતું, તોપણ તે વેળાએ તેને પુરતો ભરૂસો હતો કે એ કામ શેઠ જમશેદજીની સાથેજ રહી, તેવણની હૈયાતીમાંજ, ખુદ તેવણનેજ હાથે, હાર પડાવવામાં તે પોતાને વધારે નસીબવંતો ગણશે. પણ ભાગ્યના લેખ, અને ઈશ્વરી કજા આગળ માણસાઇ ગણત્રી

૧. આ માટેની એકજ સાબેતી (જો સાબેતી કશી જોઇતી હોએ તો) બસ થશે. મરહુમ શેઠ જમશેદજીએ પોતાનાં દુ:ખદાયક મરણની ફક્ત બે મહિનાજ આગળ, તા૦ ૧૬ મી જાનેવારી ૧૮૮૮ —યાને પોતાની છેલ્લી સાલગરેહ—ને દીને, લખેલાં એક કાગલમાં આ લખનારને નીચે મુજબનાં માનથી નવાજ્યો હતો:—

"તમારા વિષેનું માહરૂં માન અને લાગણી જે 'માહરાં અંતરમાં ઉભાયછે તે હું કાગજ પર કેઇ રીતે ઉભાઉં?' એટલુંજ કહીને હું તમોને આટલાજ બોલો જણાવવા માગુંછ કે આએ જીંદગીની માહરી બે ચાર ખુશીઓમાં તમારી મિત્રાચારી એક છે."

ઘણી વેળા ખોટી નિવડેછે, તેમ માઠાં ભાગ્યે આ બાબદમાં પણ બન્યું. ભવિષ્ય માટે મોહટી મોહટી આશા આપનારા આ ઉદાર દિલના અને મોહટાં મનના અમીરબચ્ચાનો કાળ કમનસીબે ઘણો જલદી આવી પોંહચ્યો, અને પોતાનાં વાહલાંઓના વિલાપ, દોસ્ત આશનાવોના સંતાપ, પારસી આલમની ગમખારી, અને પોતાની ભર ઉમેદો વચ્ચે, તેવણે અતિશય જુવાન વયમાં આ ફાની દુનિયામાંથી પોતાનો વાસો ઉઠાવ્યો. આટલા માટે જે પવિત્ર ફરજ આવા સંતાપજનક બનાવ વચ્ચે બજાવવાનું કદી સ્વપ્ને પણ પોતાનાં નસીબમાં ચોંહટેલું આ લખનારે ધારેલું નહિ તે ફરજ તેને સર આ પ્રમાણે અણચિતી અને અણધારેલી આવી પોંહચી. પોતાના એકલવાયા જાની રફીકને ખોહવાની દલગીરીથી જખમી થયલાં જીગર સાથ તે ફરજ તેણે ઉંચકી લીધી છે, અને પોતાથી બનતી દરેક કોશેશ કરી, મરહુમ કવિના વિચારોને અનુસરતું આ પુસ્તક બાહેર પાડી તે ફરજ અદા કરવામાં ઘણો શોકકારક સંતોષ તેણે માની લીધોછે.

મરહુમ શેઠ જમશેદજીએ પોતાની હૈયાતીમાં મુંબઇ-નાં જુદાં જુદાં ગુજરાતી માહવારી ચોપાન્યાઓમાં છપા-વેલી સઘળી કવિતાઓનો સંગ્રહ આ પુસ્તક મધે કરવામાં આવ્યો છે. પુસ્તકને ચાર ભાગમાં વેંહચી નાખવામાં આવ્યુંછે. પેહલ્લા ભાગમાં “માહરી મજેહ” વાળી સઘળી કવિતાઓ, તેના જુદા જુદા આંકોની ગોઠવણીના

ઘટતા ફેરફાર સાથે, સમાવવામાં આવીછે. બીજા ભાગમાં શેઠ જમશેદજીની બાકીની સઘળી નાહની મોહટી અસલ કવિતાઓ, "છુટક કવિતા" નાં મથાળાં તળે, દાખલ કીધીછે, જ્યારે ઇંગ્રેજી તથા ફારસી કવિઓ ઉપરથી કીધેલા સર્વે તરજુમા તથા "ઍદૅપતેશન", "તરજુમા" નાં નામ તળે ત્રીજા ભાગમાં સમાવવામાં આવ્યાછે. આ ઉપરાંત બાકીની સઘળી, એટલે નહિ છપાયલી, તથા અધુરી રહી ગયલી, કવિતાઓનો સમાવેશ આ પુસ્તકના એક એલાહેદા અને ચોથા ભાગમાં કરવામાં આવ્યોછે. છપાઇ ગયલી કવિતાઓમાંની કેટલીએક—મુખ્ય કરીને "માહરી મજેહ" વાળી કવિતાઓનો એક સારો ભાગ—શેઠ જમશેદજી પોતાની હૈયાતીમાંજ સુધારવા પામ્યા હતા, અને તેથી આ પુસ્તકમાં તે ઘણેક ઠેકાણે અસલ કરતાં એબારતના વધુ ફેરફારો સાથે નજરે પડશે. કવિતા જેવાં લખાણમાં ફકત એક શબ્દનોજ હેરફેર લીટીનાં બંધણ અને મધુરતામાં કેટલો બધો ફેરફાર કરી નાખેછે તે આ લખનાર સારી રવેશે સમજતો હોવાથી, તેમજ શેઠ જમશેદજી પોતેજ, એક નાધલામાં નાધલા બોલની કવિતાની લીટીમાંની ઘટતી જગ્યા તથા કીંમત માટે, કેટલી ચોકસાઇ તથા કાળજી લેતા હતા તે, આ લખનારને, તેવણ સાથના નિકટ સંબંધને લીધે, અચ્છી રીતે માલમ હોવાથી, આ કવિતાઓ "ઍદીત" કરતી વેળાએ તેણે કવિતાની એબારત તથા બંધણ સાથે, બનતાં સુધી, કોઇ પણ રીતની છુટ

લેવાની હિમ્મત કીધી નથી. ફકત કેટલેક ઠેકાણે—અને તે ઠેકાણાં ઘણાંજ થોડાં, આંગલી ઉપર ગણાએ એટલાં હશે—કે જ્યાં લીટીઓ ઘણીજ ખભરાયલી, તથા મધુરતા તુટી જતી જણાતી હતી ત્યાં, કાંઇક સેહજ ફેરફાર કરવાની આ લખનારે હિમ્મત કીધીછે ખરી, પણ તે ફેરફાર પણ ફકત એવેજ ઠેકાણે કરવામાં આવ્યોછે, કે જ્યાં લખનારની ખાત્રી હતી, કે જો શેઠ જમશેદજી હૈયાત હતે તો તેવણને તે ફેરફાર સુચવ્યાથી તેઓએ પોતે તે મોહટી ખુશી સાથે કીધો હતે. અને આ લખનાર, કશાં પણ ખોટાં અભિમાન યા ખાલી લાહેરીનાં ડોલ વિના, આ બાબદના સંબંધમાં જણાવવાની અગત ધારેછે કે શેઠ જમશેદજી પોતે, કવિતાઓની લીટીઓની એબારત, બંધણ તથા મધુરતા વિષે વારંવાર, બલકે જાથુક, આ લખનારની સલાહ લેવાનું તેને માન આપતા હતા, અને ઘણું કરીને તેના સુચવેલા ફેરફારો માન્ય કરતા હતા. આટલા સબબ ઉપરથીજ કેટલેક ઠેકાણે તેણે શબ્દ-રચનામાં કાંઇ સેહજ ફેરફાર કરવાની હિમ્મત કીધીછે, જેટલીબી હિમ્મત, જો ઉપર જણાવેલું કારણ ન હતે તો, તે હરગેજ થઇ કરતે નહિ.

આ પુસ્તકને બનતાં સુધી દિલપસંદ તથા ખેંચાણ કરનારૂં કરવા માટે, કવિતાની બાબદને અનુસરતાં—મુખ્ય કરી ખુદરતની બલિહારી બતાવનારાં—ચિત્રો, ઇંગ્લંદથી ખાસ

મંગાવી, તેમાં દાખલ કરવામાં આવ્યાંછે, અને છપાઇ, બંધાઇ વગેરેની બાબદમાં પુસ્તકને શેઠ જમશેદજીએ દર્શાવેલા વિચારો મુજબનું સુંદર બનાવવા માટે ખરચની યા મેહનતની કશી વાણ કરવામાં આવી નથી. અને આ ઠેકાણે લખનાર જણાવવાની પોતાની ખાસ ફરજ સમજેછે કે શેઠ જમશેદજીના માનવંત બુજરોગ પિતાજી બેહસ્તનશીન શેઠ નશરવાનજીએ, પોતાના નેકબખત પુત્રની ખાહેશ મુજબજ પુસ્તક પ્રગટ પડે તેટલા માટે, આ લખનારે તે પાછલ સુચવેલો સઘળો ખરચ ઘણે છુટે હાથે કીધો હતો, અને તેમ કરી આ લખનારને જોઇતી દરેક સવલતા તેવણે એકેબોલે પુરી પાડી આપી હતી. અને આ ભારે સંતાપની, તથા હજારો અફસોસની, બીના છે કે, ઘણાજ ટુંક વખત માટે, મરહુમ નેકનામ શેઠજી, પોતાના વાહલા સપુતનું આ માનીતું પુસ્તક તેની સંપૂર્ણ હાલતમાં બાહેર પડેલું જોવાને, હૈયાત રહ્યા નથી. મરહુમ શેઠ જમશેદજીનાં લાયકીવાલાં બુજરોગ માતાજીએ પણ પોતાથી બનતી જે દરેક મદદ આ લખનારને આપીછે, તથા પુસ્તક પ્રગટ કરાવા માટે જે ચાલુ દિલસોજી તથા ઉલટ બતાવીછે, તે તેવણના એક માતા તરીકેના પ્યારને જેટલું જેબ દેનારૂં, તેટલું આ લખનારને ધીરજ અને ઉત્તેજન આપનારૂં, હતું. આ વિષે એ લાયકીવાલાં બુજરોગ બાઇનો ઉપકાર માનવાની આ ઠેકાણે ખાસ જરૂર છે. દલગીરી એટલીજ છે કે આ પુસ્તક જેટલી ઝડપથી શેઠ જમશેદજીના પિતાજી તથા માતાજી ચાહતાં હતાં, તથા જેટલી ઝડપથી

તે બાહેર પાડવાની ખુદ આ લખનારને પોતાને, કાળજી, બલકે ચિંતા અને અધીરાઇ હતી, તેટલી ઝડપથી તે બાહેર પાડી શકાયું નથી. અને તેનાં ઘણાંક કારણો છે. પેહલું અને મુખ્ય કારણ તો એ છે કે ફકત આએ પુસ્તકનાંજ કામ પાછલ પોતાનો આખો અને સઘળો વખત રોકવાને આએ લખનાર કેવળ અશક્ત હતો. બીજું કારણ એ છે કે શેઠ જમશેદજીનાં દુખદાયક મરણથી જખમી થયલી, લાગતાં વલગતાંઓની, લાગણીઓનો વિચાર કરતાં, તેવણની ચોપડીઓ અને કાગળિયાંઓને કેટલોક વખત સુધી હાથ લગાડવો એ કામ તદન નામુનાસેબ હતું. આ કારણને લીધે તેવણનાં લખાણો એકઠાં કરવાનું કામ તે કાગળિયાંઓ વગેરે પોતાના કબજામાં આવે ત્યાં સુધી જરૂરીયાત ઢીલમાં નાખવામાં આવ્યું હતું, અને તે માટે કેટલીક મુદત ખામુખા પસાર થવા દેવામાં આવી હતી. ત્રીજું કારણ એ છે કે પુસ્તકમાંની સઘળી કવિતાઓ છુટે છુટે ઠેકાણે વેરાઇ પડેલી સંભાળથી ભેગી કરવી, છાપનાર માટે તેનો ઉતારો કરવો, તેને અનુસરતાં ચિત્રો પસંદ કરી વેલાત વેરથી મંગાવવાં, તે સફાઇ સાથ અતરે છપાવવાં, તથા દરેક કવિતાના પૃફો, શેઠ જમશેદજીની પૃફો વિષેની હદ વિનાની કાળજીનો અનુભવ ધ્યાનમાં હોવાથી, ફરીફરીથી, અને ચીપીચીપીને, તપાસી સુધારવા, અને છેલ્લે, પુસ્તકને લાયકનાં દિલપઝીર પુઠાંઓ ઇંગ્લંદથી મંગાવવાં, એ સઘળું વખતનું કામ હતું. આ બાબદોમાં, ગુજરાતી છાપાકળાની લગરીક પછાત

હાલતથી, મન માનતી છપાઇ વગેરે મેળવવા વચે નડતી જુદી જુદી મુશ્કેલીઓ, તથા ઢીલો અને નાસિપાસીઓ, જ્યારે ઉમેરીએ છિએ, ત્યારે આ બાબદનો અનુભવ ધરાવનારાઓ આ લાંબા વખતનું કારણ સેહલ સમજી શકશે. તોપણ, ખોદાના શુકર કરવા જોઇએછે કે તે દાદગરની મદદથી સઘળી મુશ્કેલીઓનો આંકો લાવી, મનમાગતા આકારમાં આ પુસ્તક આખરે બાહેર પાડવામાં, અને તેમ કરી પોતાના વાહલામાં વાહલા તથા નેક મિત્ર તરફની એક પવિત્ર ફરજ અદા કરવામાં, આ લખનાર શક્તિવાન થયોછે. પોતાની માનીતી કવિતાઓ લોકોમાં હોંસ અને ઉલટથી વંચાએ એવી શેઠ જમશેદજીની આએ જીંદગીની મોહટામાં મોહટી જે ઉમેદ હતી, તે ભલી મુરાદ જો આ પુસ્તક સેહજબી રીતે પાર પાડી આપશે, તેમજ તે કવિતાઓ પોતાને મનપસંદ આકારમાં આખરે બાહેર પડવાથી અગર મરહુમનું અશો રૂહ તે બુલંદ બેહસ્તમાં ખુશી થશે, તો આ પુસ્તક પ્રગટ કરવા પાછલ ખેંચેલી રંજ તથા ગુજારેલા વખતનો, આ અદના લખનાર, પુરતા કરતાં પણ વધુ બદલો મળેલો સમજશે.

મુંબઇ, ફેબ્રુઆરી ૧૮૯૨.

જી૦ પે૦ મી૦



# સાંકળિયું.



## માહરી મન્જેહ:

## સાંકળિયું.

## છુટક કવિતા:





C

## સાંકળિયું

## તરજુમા:

## સાંકળિયું.

## કવીતાઓ, નહિ છપાયલી, વગેરે :

# સાંકળિયું:

કવિતાઓનાં મથાળાંનું, બારાખડીને અનુક્રમે.





D

## સાંકળિયું : કવિતાઓનાં મથાળાંનું, બારાખડીને અનુક્રમે.

## સાંકળિયું : કવિતાઓનાં મથાળાંનું, બારાખડીને અનુક્રમે.

## સાંકળિયું : કવિતાઓનાં મથાળાંનું, બારાખડીને અનુક્રમે.

## સાંકળિયું : કવિતાઓનાં મથાળાંનું, બારાખડીને અનુક્રમે.

## સાંકળિયું : કવિતાઓનાં મથાળાંનું, બારાખડીને અનુક્રમે.

## સાંકળિયું : કવિતાઓનાં મથાળાંનું, બારાખડીને અનુક્રમે.

## સાંકળિયું : કવિતાઓનાં મથાળાંનું બારાખડીને અનુક્રમે.







E



# શેઠ જમશેદજી નશરવાનજી પીતીતની જીંદગીનો અહેવાલ.

There are instances of millionaires' sons, unspoiled by wealth, who being rich, still perform great services in the community. Such are the very salt of the earth, as valuable as, unfortunately, they are rare.—MR. ANDREW CARNEGIE, in the *North American Review.*

પીતીત ખાનદાનના આ ઝલકતા હીરાએ, તા૦ ૨૪ મી જાનેવારી સને ૧૮૫૬, રોજ ૧ લો હોરમઝદ, માહા ૫ મો અમરદાદ, શેહનશાહી, સને ૧૨૨૫ યઝદજર્દીને દિને આ ફાની દુનિયાની રોશની જોઇ હતી. મુંબઈના કોટ મધેના બોરા બજાર સ્ત્રીતમાં આવેલાં જાણીતાં મુગા ખાનદાનનો પાયો નાખનાર મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઈ મુગાનાં પુરાનાં મકાન મધે તેવણનો જનમ થયો હતો. માતપિતા બંધે તરફથી તેવણ પારસીઓમાંનાં

સર્વથી આગેવાન કુટુંબોમાંનાં બે કુટુંબો તરફથી ઉતરી આવેલા હતા. તેવણના પિતાજી શેઠ નશરવાનજી માણેકજી પીતીત મરહુમ શેઠ માણેકજી નશરવાનજી પીતીતના બીજા બેટા હતા, જ્યારે તેવણનાં માતાજી બાઈજી દીનબાઈ, શેઠ જીજીભાઈ દાદાભાઈ મુગાના વડા બેટા શેઠ મેહરવાનજીનાં બેટી હતાં. ભાઈ જમશેદજી ઉપરાંત એઓને ત્યાં ફકત એકજ બીજાં ફરજંદની વરધી થયલી હતી. બાઈ આવાં-બાઈ, જેવણ પોતાના પીત્રાઈ શેઠ ફરામજી તે સર દીનશાહ માણેકજી પીતીત બારોનેતના બીજા બેટાનાં ધણીયાણી થાયછે, તેવણ શેઠ જમશેદજીનાં એકલાંજ બેહન હતાં.

આ પ્રમાણે તવંગર માબાપના એકપુરા દીકરા તરીકે દોલતના દરંગ વચ્ચે શેઠ જમશેદજી પોતાના જનમથીજ દરેક જાતનાં સુખ તથા લાડમાં ઉછર્યા હતા. માબાપની તવંગરી તથા માબાપની દોલત ઘણી વેળા તેઓનાં ફરજંદોના બાબમાં અવગુણકારક નિવડેછે. ઘણાંકોમાં તે દોલત નાધલી વયથીજ ફિસ્યારી, અભિમાની, તુંદાઈ, આલસાઈ અને બીજા બુરા ગુણોનો પાયો નાખેછે, અને આપણે ઘણાક દાખલાઓમાં જોઇએ છિએ તેમ તે દોલત તેવાં ફરજંદોને એક કદુવા સમાન થઈ પડેછે. ભાઈ જમ-શેદજીના બાબમાં એથી ઉલટુંજ હતું. જાતિ અસીલાઈ, તથા અમીરી ખવાસ ઉપર દોલતનાં સુખ તથા લાડથી એક રેસભાર પણ માઠી અસર નિપજી શકી નહિ હતી. સાદાઈ, નમાનાપણું, ગરીબો તરફનો ચાહ, અને પોતાથી

ઉતરતાઓ તરફની દાજના ભલા ગુણોનાં બીયાં બચપણથીજ તેઓના ઊંચા ખવાસમાં પડ્યાં હતાં. વખતના વધારા સાથે તે ગુણોએ ખીલીને ભાઈ જમશેદજીને કેવી પ્રકાશવંત કીર્તિએ પોંહચાડ્યા હતા તે તવારીખની બીના છે. આ પ્રમાણે ભાઈ જમશેદજીનાં માતપિતાની દોલત તેવણને એક આષિર્વાદ સમાન થઈ પડી હતી. તેનો રૂડો ઉપ્યોગ કરવા કરાવવામાં તેવણનું આ જીંદગીનું મોહટામાં મોહટું સુખ સમાયલું હતું, અને તેવણની આ રૂડી વલણમાં તેવણનાં ભલાં માતપિતાનો તેવણને મોહટો ટેકો અને ઉત્તેજન હતું.

શરૂઆતની કેળવણી શેઠ જમશેદજીએ મુંબઇની જાણીતી "ફ્રોર્ત હાઈ સ્કુલ" મધે લીધી હતી. આ સ્કુલ મધે કેટલીક મુદત ગુજારવા બાદ તેવણ તે વેળાની "બૉમ્બે પ્રોપ્રાયતરી સ્કુલ" (હાલની "પ્રોપ્રાયતરી હાઈ સ્કુલ") મધે જોડાયા હતા. આ નામીચી સ્કુલ તે વેળાએ, હાલનાજ માફક, તેના લાયકીવાલા અને કાબેલ વડા મી૦ હોરમસજી જેહાંગીરની રાહબરી હેઠલ ચલાવવામાં આવતી હતા, અને તે પારસી શેઠીયાઓના દીકરાઓને ઊંચે દરજ્જેની કેળવણી આપવા માટે ખાસ સ્થાપવામાં આવી હતી. તે મધેથી કેળવણી લઈ બાહેર પડેલા સંખ્યાબંધ ચેલાઓમાંના કેટલાકોએ આજે પારસી ટોળામાં આગેવાન નામ કાહાડ્યું છે, અને જમશેદજી પીતીત તેઓમાંના એક હતા.

જેમ તવંગરી તથા દોલત, સેહજ પણ માઠી અસર, શેઠ જમશેદજીના ખુદરતી ઉમદા ખવાસ ઉપર કરી શકી નહિ હતી, તેમ નિશાળના એશકી ગોઠિયાઓના દાખલાઓ તેવણની સાદઇ ઉપર પણ મુદલ ફાવી શક્યા ન હતા. પોશાકની એશકઇ, અને ચાલચલણની નાજુકાઇ, એ તે વેળાના શેઠીયાઓના દીકરાઓના ખાસ ગુણો હતા. ભાત-ભાતના ચળકતા રંગની રેશમી ઇજારો તથા દગલાઓમાં સજ થયલા, પોમાતમ અને લવંદરથી મઘમઘતા, ઓરત મિસાલની નાજુક ચલણવાળા છોકરાઓનો પ્રોપ્રાયતરી સ્કુલ મધે તે વેળા કશો તોટો ન હતો. અભ્યાસની મેહનત કરતાં પોશાકો પાછલની ઝેહમત તેઓનો મોહટો વખત રોકતી હતી. પોતાની આસપાસ ઉભાઇ જતા આવા ચેપી દાખલાઓ છતાં, તથા તે દાખલા પ્રમાણે ચાલવા માંગે તો તેમ કરવા માટે પૈસાનું પુરતું કૌવત ધરાવવા છતાં, શેઠ જમશેદજી નાહનપણથીજ પોશાકમાં ઘણા સાદા હતા, જે સાદઇ તેવણે પોતાની જીંદગીના છેડા સુધી જાળવી રાખી હતી.

આ પ્રમાણે પોશાકની સાદઇ ઉપરાંત શેઠ જમશેદજી બીજા તવંગરના દીકરાઓને પરોપકારપણામાં પણ મોતેબર અને નકલ કરવા જોગ દાખલાઓ ખુદ નિશાળમાંથીજ આપતા આવ્યા હતા. નિશાળના ગરીબ વિદ્યાર્થીઓમાંના કોઇને પૈસાની, તો કોઇને ચોપડીઓની, અને કોઇને

લખવાનાં કાગલ પેનસીલોની મદદ તેવણ હંમેશાં કર્યાજ જતા હતા.

બીજો એક મોતેબર દાખલો પોતાના ગોઠિયાઓને તેવણ અભ્યાસ પાછળના ખંતથી આપતા હતા. પોતાના અભ્યાસ પાછળ તેવણ તનમનથી રોકાઇ રેહતા હતા, અને જે વયે ઘણાક નિશાળિયાઓને કવિતા શું તેનો કશો ખ્યાલ પણ હોતો નથી તે ઉમરે તેવણે કવિતાનું એવું તો મોતેબર જ્ઞાન મેળવ્યું હતું કે ઉમદા ઇંગ્રેજી કવિઓનાં બેમૂળ ગોહરોનો અભ્યાસ કરવા ઉપરાંત તેવણ એટલી કુમળી વયથી કવિતા લખવામાં ખુદરતી મજેહ મેળવતા હતા. આજ કારણસર તેવણે પોતાનાં સર્વેથી સરસ કાવ્યોને "માહરી મજેહ" એવું નામ આપ્યું છે. કવિતા લખવાની મોજ સાથ આ દુનિયાની બીજી કોઇ પણ મજેહ તેવણની નજદીકમાં કશી ગણત્રીમાં હતીજ નહિ.

અભ્યાસ પાછળના શોખની એક બીજી ગવાહી શેઠ જમશેદજીએ એક નાહનું જેવું પુસ્તકખાનું પોતાના ખાનગી વપડાસ માટે ભેગું કરવામાં આપી હતી. ઇંગ્રેજી સાહિત્યમાં જણાયલા સઘળા કવિઓનાં પુસ્તકોનો એક નાહનો, પણ સારા "તેસ્ત"થી ચુંટી કાહડેલો, સંગ્રહ તેવણે નિશાળના દિવસોમાં ઇંગ્લંદથી ખાસ મંગાવ્યો હતો. આ સંગ્રહ કાંઇ ફકત શોભણશાભણ માટે નહિ હતો. પોતે મંગાવેલાં પુસ્તકોના—અને તેમાં મુખ્ય કરી કવિતાનાં

પુસ્તકોના—તેવણ એક પૂજારીજ હતા. ફુરસદની કોઇ પણ પળ ગુજરી ગયલા પણ અમર કવિઓની સાથની મુગી વાતચીત વિના પસાર જવળેજ થતી હતી. આએજ કારણ-સર, ઘણી નાધલી ઉમરથીજ, ઇંગ્રેજી કવિઓનાં ઉમદા ગોહરો, તેવણને મોહડે એવાં ચહડી ગયાં હતાં, કે વારંવાર તેવણની એ કાબેલ્યત વધુ શિખેલા અને વધુ ભંડોળ ધરાવવાનો ફાંકો રાખનારાઓને નીચું જોવાડતી હતી. નિશાળમાંના અભ્યાસ વેળાએજ જગઆશકાર શેક્સપીયરનાં લખાણોની કીંમત બુજવામાં, તથા તેની સમજણ ધરાવવામાં શેઠ જમશેદજીની હુશ્યારી તે વેળાની તેવણની કાયનાત જોતાં અજીત અજાયબ સરખી હતી. એ અમર કવિનાં લખાણોના કોઇ ચુંટી કાહડેલા ફકરા જ્યારે વર્ગમાં સમજાવવામાં આવતા હતા ત્યારે તે સમજણ ઉપર જમશેદજીનાં જેટલું બારીક ધ્યાન કોઇજ બીજો છોકરો આપતો હતો. તે સમજણ પોતાનાં મગજમાં પક્કી ઉતારવા માટે તેવણ પોતાના શિક્ષકને ચીપીચીપીને સવાલો પુછવામાં કોઇ પણ રીતે કંટાલતા ન હતા. બલકે સામો તે શિક્ષકનેજ કંટાલો આપતા હતા. એટલુંજ નહિ, પણ એકજ ફકરા યા બોલનો અર્થ જુદા જુદા કાબેલ શખ્સો કેવી રીતે કરેછે તે તેવણ એ કવિનાં લખાણોની જુદી જુદી આવૃતિઓની "નોત્સ" નો બારીક અભ્યાસ કરી ગોખી લાવતા હતા. આ સઘળી મેહેનત માટે તેવણે પોતાની નિશાળના કાબેલ વડા ઉસ્તાદ મી૦

હોરમસજી જેહાંગીરનાં માન તથા વખાણ મેળવ્યાં હતાં, અને તેવણમાં પોતા વિષે ઘણો ઊંચો વિચાર બેસાડ્યો હતો. મી૦ હોરમસજીનો આ સારો વિચાર તેવણના પોતાનાજ બોલોમાં ઉતારી લેવા જોગ છે:—

"He had a very great taste for Shakespearean studies, and a very good appreciation of the poet's beauties. During the time I was reading an historical play of the poet's with my boys, there was no student who studied it so critically, who put me so many questions on the interpretation of certain passages, and who brought together so many annotations from different editions of Shakespeare, to throw light on obscure passages, as Jamsetjee did. He was an earnest, devoted student of this High Priest of nature."

કવિઓના આ કીર્તિવંત પાદશાહ, અને નાટક લખનારાઓના આ અમર ગુરૂઓના—ગુરૂના તેવણ નિશાળના દિવસો પછી પણ એક અથાગ પૂજારી હતા. તેના ચાલુ અભ્યાસમાં તેવણની ચાલુ મોજ હતી. તેની સેંકડો અમર લીટીઓ પ્રસંગ પડવે તેવણ સડસડાટ બોલી જતા હતા. નાટકો જોવાનો તેવણને મુદ્દલજ શોખ ન હતો, પણ શેક્સપીયરનો કોઇપણ ખેલ મુંબઇમાં એવો નહિ થયો હશે કે જ્યાં જમશેદજીએ પોતાની હાજરી નહિ આપી હોએ.



F

આ જગપ્રસિદ્ધ કવિરાજનાં લખાણો તરફની તેવણની જાનફેશાનીનો આથી સરસ પુરાવો બીજો હોયજ નહિ.

નિશાળનાજ વખતમાં શેઠ જમશેદજીની બીજી એક ખૂબી જે પ્રકાશી નિકળી હતી, તે પોતાની સ્વભાષા તરફનો તેવણનો અત્યંત પ્યાર હતો. ગુજરાતી ભાષાનો અભ્યાસ ખીલવવા અને વધારવા માટે તેવણ અંગ્રેજી ભાષાના અભ્યાસ માફકજ ખંતી હતા. થોડું ઘણું અંગ્રેજી લખવા વાંચવા શિખ્યા એટલે પોતાની સ્વભાષાને તુચ્છકારી કાહાડનારા ટુંક–ભંડોળીયામાંના એક, સારાં ભાગ્યે, તેવણ નહિ હતા. અંગ્રેજી શિખ્યા એટલે ગુજરાતીમાં વાતચીત કરવી, ગુજરાતીમાં કાગજ–પત્રો લખવાં, ગુજરાતીમાં લખાણો કરવાં, ગુજરાતી વર્તમાનપત્રો અને ચોપડી ચોપાન્યાંઓ વાંચવાં એ જેમ આજના કેટલાએક "કેળવાયલા" માં ખપતા જવાન્યાઓને મનથી હલકું સમજવામાં આવેછે, તેમ તે વેળાએ પણ હતું. પણ શેઠ જમશેદજી એવી એક દેખાદેખીની ફિસ્યારી સામે બલતવારીથી લડતા હતા, અને પોતાના દાખલાથી તેવી ધિક્કારવા લાયક ટેવને તોડી પાડવામાં તેવણ હમેશ તૈયાર હતા. ગુજરાતી ભાષા તરફના આવા ચાહા, તથા તે ભાષા શુદ્ધ રીતે બોલવા લખવાની તેવણની તારીફ લાયક ખંત માટે કેટલાક બેવકુફ નિશાળિયાઓની અવિચારી ટકોર તથા તાનાજાની તેમને જોકે સોસવી પડતી હતા, તોપણ તે સઘળાંની તેવણને

એક લેશ ભાર પણ દરકાર ન હતી. આનાં પરિણામમાં તેવણે નિશાળમાંજ ગુજરાતી ભાષાના એક અચ્છા "સ્કૉલર" તરીકે નામ કાહાડ્યું હતું, અને તે બાબદમાં ખાસ ઇનામો મેળવ્યાં હતાં. ગુજરાતી વર્તમાન--પત્રો અને ચોપડી ચોપાન્યાંઓ વાંચવાનો તેવણને ચાલુ અને જાથુકનો માહવેરો હતો. જયાં સુધી ફરજના માર્યો અંગ્રેજીમાં લખવું પડે નહિ ત્યાં સુધી તેવણ પોતાનો સઘળો પત્ર—વેહવાર ગુજરાતીમાંજ ચલાવતા હતા.

પ્રોપ્રાયતરી સ્કુલનાજ એક ચેલા તરીકે સને ૧૮૭૫ નાં સાલમાં શેઠ જમશેદજીએ મુંબઇ યુનીવરસીતીની મૅત્રીક્યુલેશનની પરીક્ષા પસાર કીધી હતી. આ બાદ પોતાનો અભ્યાસ વધારે આગળ ચલાવવાના એરાદાથી તેવણ ઍલફીન્સ્તન કૉલૅજમાં જોડાયા હતા, પણ "બીજી ભાષા" ને લગતા કાંઇક વાંધાને લીધે કેટલાક બીજા પારસી જુવાન્યાઓ ભેગા તેવણ ત્યાંથી સેંત ઝેવીયર્સ કૉલેજમાં ગયા હતા. ઉપલા વાંધાનો નિવેડો શેઠ જમશેદજીની તરફેણમાં આવ્યાથી સેંત ઝેવીયર્સ કૉલેજમાં થોડાક દિવસ ગુજારવા બાદ તેવણ ફરીથી ઍલફીન્સ્તન કૉલેજમાંજ જોડાયા હતા. અહિં તેવણે એક ટુંક મુદત પોતાનો અભ્યાસ આગળ વધારવામાં કાહડી હતી, પણ માઠાં ભાગ્યે કૉલેજનો આખો "કૉર્સ" પુરૂં કરવાનું તેવણની સરજતમાં હતું નહિ. કૉલેજના એક ચોકસ પ્રોફેસરની ચાલથી તેવણને

ઘણો ગેરસંતોષ મળ્યો હતો, અને તેથી તેવણ નાસિપાસી સાથે કૉલેજ છોડી ગયા હતા. નિશાળની માફક કૉલેજમાં પણ શેઠ જમશેદજીએ પોતાના સખી અને દિલસોજ ખવાસથી પોતાની આસપાસ નેકી અને ઉપકાર કેલાવી દીધાં હતાં, યાને ખુબીનાં "મોઘરાં વાવ્યાં હતાં." લાયક પણ તંગદસ્ત વિદ્યાર્થીઓ, જેઓમાંના ઘણાંકો આજે આબરૂદાર દરજ્જે પોંહચી ગયા છે, તેઓ પોતાના તે વધારા માટે થોડે કે ઘણે દરજ્જે શેઠ જમશેદજીની દિલસોજ મદદને આભારી હતા.

કૉલેજ છોડવાનાજ પ્રસંગે શેઠ જમશેદજીના પિતાજીને પોતાના બોહલા ધંધામાં એક મદદગારની મોહટી જરૂર હતી. એજ અઇયામમાં "ધી ઓરીઍન્તલ સ્પીનીંગ ઍન્દ વીવીંગ કમપની" ની એજન્સી શેઠ નશરવાનજીને હસ્તક થઇ હતી, અને તેથી તેવણને તેવી મદદની જરૂર ઘણી વધી ગઇ હતી. શેઠ નશરવાનજીએ મજકુર એજન્સી પોતાના એ નેકબખ્ત સપુતને નામની પેહડી સ્થાપી તેઓ હસ્તક સોંપી હતી, અને તેથી શેઠ જમશેદજી પોતાના પિતાજીનાં આ કામકાજમાં સહાય થવા માટે તે પેહડીમાં શામેલ થયા હતા. શિખવા ભણવા અને અભ્યાસ પાછળની કાળજી, તથા ખંત, શેઠ જમશેદજી પોતાની સાથે પોતાની પેહડી ઉપર પણ લઇ ગયા હતા, અને એક મોહટી મીલના ગુંચવણ ભરેલા કારોબારની બારીકે બારીક હકીકત પોતાની

તે ખંત તથા કાળજીથી, તથા અથાગ ઉદ્યોગથી, સેહજ વખતમાં તેવણે જાણી લીધી હતી. એટલુંજ નહિ, પણ જાતિ ચંચલાઇ અને તીક્ષણ અવલોકન—શક્તિને જોરે ધંધા વેપારની સધળી ફાયદેમંદ કુનેહો અને રીતિઓ તેવણે એટલા તો ટુંક વખતમાં એખત્યાર કરી લીધી હતી કે તે ખરેખર આશ્ચર્યકારક હતી. આ તેમની બાહોશી માટે તેવણને ટુંક ઉમરમાંજ, ઓરીએન્તલ સ્પીનીંગ એન્દ વીવીંગ કમપની ઉપરાંત, નીચલી જુદી જુદી જાહેર કમપનીઓના એક દાઇરેકતર તરીકે નેમાવાનું માન મળ્યું હતું:—

"ધી નૅશનલ સ્પીનીંગ ઍન્દ વીવીંગ કમપની, લીમીતેદ," "સધરન ઇન્દીયા સ્પીનીંગ ઍન્દ વીવીંગ કમપની, લીમીતેદ," "ધી બીરાર મૅન્યુફૅક્ચરીંગ કમપની, લીમીતેદ," "ધી બૉમ્બે મીલ ઍક્સૅસરીસ ઍન્દ જૅનરલ મૅન્યુફૅક્ચરીંગ કમપની, લીમીતેદ," "ધી બૉમ્બે આઇસ મૅન્યુફૅક્ચરીંગ કમપની, લીમીતેદ," "ધી સાસુન ઍન્દ ઍલાયન્સ સીલ્ક મીલ કમપની, લીમીતેદ," અને "ધી ઇન્દીયન ઑઇલ મીલ્સ. ઍન્દ મૅન્યુફૅક્ચરીંગ કમપની, લીમીતેદ."

આ ઉપરાંત બીજાં જાહેર તથા લોકોપયોગી ખાતાંઓ સાથે પણ શેઠ જમશેદજી વધુ સંબંધમાં આવવા લાગ્યા હતા. જેબી ખાતાંમાં એવણે પોતાનો પનોતો પગ મેલ્યો હશે તે તે ખાતાંને લાભકારીકજ નિવડ્યો હશે. પોતાના કીમતી સલાહ તથા પોતાનાં જરથી તેવણે તેવાં દરેક ખાતાંનાં

ઉપયોગીપણાંમાં વધારોજ કીધો હતો. આ સઘળાં ખાતાં-ઓમાં તેવણની અભ્યાસીક વળણ મુજબ કેતાબખાનાંઓ તરફ તેવણ ખુદરતી રીતે વધુ ખેંચાતા હતા. તેવણ મુંબઇનાં નજદીક સઘળાં જાણીતાં કેતાબખાનાઓમાં મેમ્બર હતા એટલુંજ નહિ, પણ તેઓના કારોબારમાં અતલગનો ભાગ લેતા હતા, અને તેઓની કારોબાર મંડળીઓમાં તેવણની જગ્યા હતી. સાસુન મીકેનીક્સ ઇનસ્તીત્યુત, (તે વેળાની) ફ્રાર્ત રીડીંગ રૂમ અને લાઇબ્રેરી, દીનશાહ પીતીત લાઇબ્રેરી, કાવસજી દીનશાહ રીડીંગ રૂમ અને લાઇબ્રેરી, તથા નવસારીનું મેહેરજીરાણા કેતાબખાનું, એ સર્વે જાહેર ખાતાંઓની કારોબાર મંડળીના તેવણ સભાસદ હતા. પણ આ ઉપરાંત, કેળવણી તથા આરોગ્યતા સાથે સંબંધ ધરાવનારાં બીજાં ખાતાંઓના વહીવટમાં પણ આગેવાન ભાગ લેવાનું તેવણને માન હતું. જ્ઞાન પ્રસારક મંડળી, કોટનું ધરમનું દવાખાનું, બૉમ્બે નેતીવ દીસપેનસરી, પારસી સુવાવડખાનું, મુંબઇની કસરતશાળા સ્થાપક મંડળી, પુના ગાયન સમાજની મુંબઇની શાખા, વગેરે, ઘણાંએક જાહેર અગતનાં ખાતાંઓની કારોબાર મંડળીના તેવણ સભાસદ હતા, અને તેવાં ખાતાંઓ સાથે તેવણનો નિકટ સંબંધ હતો.

સને ૧૮૮૫ નાં સાલમાં, સર મંગળદાસ નથુભાઇ નાઇત, સી, એસ. આઇ. એ બૉમ્બે નેતીવ જેનરલ લાઇ-

બ્રૅરીના એક ત્રસ્તી તરીકેના પોતાના ઓધાનું રાજીનામું આપવાથી તેવણની જગ્યાએ ત્રસ્તી તરીકે નેમાવાનું માન શેઠ જમશેદજીને મળ્યું હતું. આ લાઇબ્રૅરી ઉપરાંત ઉપર લખેલાં ખાતાંઓમાંનાં ઘણાંએક ખાતાંના શેઠ જમશેદજી ત્રસ્તી પણ હતા.

જુદાં જુદાં જાહેર ખાતાંઓમાં કારોબાર મંડળીના સભાસદ હોવું એ એક વાત છે, પણ તેવા સભાસદ થઇને તેના કારોબારમાં ઉમંગથી શામેલ થવું, અને તેમાં ચંચ-લાઇ ભરેલો ભાગ લેઇ તેવાં ખાતાંઓને ઉપેયોગી થઇ પડવું એ જુદી વાત છે. શેઠ જમશેદજી કોઇબી રીતે શોભાણશાભણના કારોબારી નહિ હતા. દરેક ખાતાંના વહીવટમાં તેવણનો ઉદ્યોગી હિસ્સો હતો, અને તેના સુધારા તથા વધારામાં તેવણની ઉલટ ભરેલી દિલસોજી હતી. સઘળી કારોબાર મંડળીઓમાં જાથુક પોતાની હાજરી આપવી એ તેઓનો નિયમ હતો, અને તેથીજ તેઓ તેવાં ખાતાંઓને ઉપેયોગી નિવડ્યા હતા.

કામકાજના ધસડબોરામાં તેમજ દુન્યાદારીમાં પડવા પછી પણ શેઠ જમશેદજીએ પોતાનું નમાનાપણું, સાહલેસાઈ, તથા મળતાવડો સ્વભાવ જેવો ને તેવોજ સાચવી રાખ્યો હતો. ગરીબ તથા તવંગર તેમની નજરમાં એક સરખાંજ હતાં. જેમ નિશાળમાં, અને કૉલેજમાં, તેમજ ઑફીસમાં પણ, પોતાથી ઉતરતાઓ તરફની તેમના લાયકી અને

નમ્રતાઇ તેમની એક પ્રકાશવંત ખૂબી હતી. આ ખૂબીથી તો તેઓએ હજારોનાં દિલ પોતા તરફ ખેંચી લીધાં હતાં, અને હજારોનો ચાહ તથા માન મેળવ્યાં હતાં. તેવણ માનના કોઈ પણ રીતે ભુખ્યા ન હતા, પણ જે માનથી તેવણ કુદરતી શરમાળપણાંને લીધે નાહસ્તા ફરતા હતા, તે માન વગર માગવે તેવણની પુઠ પકડતું હતું. આ ગુણને લીધે પોતાની ઑફીસમાં, તેમજ ઑફીસની બાહેર, શેઠ જમશેદજી સર્વેના માનીતા થઇ પડ્યા હતા.

સખાવતી દિલગુરદો શેઠ જમશેદજીમાં પોતાનાં ભલાં માત પિતા તરફથી ઓધે ઉતર્યો હતો, અને તે તેવણના ખવાસનો એક ભાગજ હતો. છેક નાધલાં બાળક હતા ત્યારથીજ એ ઉત્તમ ગુણનાં પુરાવા તેવણ આપ્યાજ જતા હતા, અને એવણના બાબમાં નામાંકીત વર્દ્દસ્વર્થનું જાણીતું કેહણ—" The child is father of the man "—તદન સાબેત થયું હતું. પોતાનાં માતાજીની રજાથી તેવણની પેટીમાંથી મુઠે મુઠે ખુરદો લઈ ગરીબ માણસોમાં તે ખેરાત કરી દેવામાં તેવણની બચપણની મોજ સમાયલી હતી. આવી ખુબીવંત ખાસિયતને કિયાં સમજુ માબાપ ઉત્તેજન અને ટેકો નહિ આપે? મુખ્ય કરી જે માબાપો સોડે આવી અમીરી લાગણીને ખીલવવાની જુરિયત હોએ, અને તેઓ તેને ખીલવવાને બેદરકારી બતાવે તેનાં જેવાં હિણભાગ્ય બીજાં કોઈજ સમજવાં નહિ. સારાં ભાગ્યે, બાઇ દીનબાઇ

તથા શેઠ નશરવાનજીમાં શેઠ જમશેદજીને ઘણાજ નેક ખવાસનાં, સમજુ, અને મમતાળુ માતપિતા મળ્યાં હતાં, જેવણ પોતાના આ કૂળદિપક બેટાની ઉમદા ખાસિયતો પેહલ્લેથીજ પામી ગયાં હતાં, અને બનતાં સુધી તેને ઘટતી હદમાં ખીલવવાની તેવણને ઘણી કાળજી હતી. અવારનવાર, દોહડિયાંઓનો એક નાહનો ઢગલો તેઓ બુચા જમશેદજીને સ્વાધીન કરતાં હતાં, અને જ્યારે તે દોહડિયાં આસપાસનાં ગરીબ નાચાર બેચારોની હથેલીમાં જઇ પડતાં હતાં ત્યારે તેનો આવો રૂડો ઉપયોગ જોઇ તેઓ ખુદરતી રીતે હરખાતાં હતાં. આ તેવણની ટેવ ચાલુ રહે એટલા માટે આપમુક કરવાનાં સાધણો આ ભલાં માતપિતા હંમેશાં પોતાના આ લાડકવાયા બેટા માટે તૈયાર રાખતાં હતાં. બચપણમાં રોપાયલા સખાવતના આ કુમળા રોપાએ મોહટપણમાં એક બુલંદ દરખ્તનું રૂપ લીધું હતું, અને જે નાહનકડો જીવ પચાસ સો દોહડિયાં અહિં તહિં આપી દેવામાં હદવિનાની મોજ સમજતો હતો, તે જીવ મોહટપણે હજારોની સખાવત છુટે હાથે કરવામાં જીંદગીની એક ફરજ ગણવા લાગ્યો. પોતાના હાથમાં આવતો પૈસો સંચીહને રાખી મુકવાનો તો તેવણને કશો ખ્યાલજ ન હતો. તેથી ઉલટું, પૈસો હજી હાથમાં આવવાનો હોએ તે આગમચ તે ક્યાં વાપરવો, અને કિયાં ધરમનાં કામમાં આપવો, તેનો વિચાર કરવામાં તેવણ ગુંટાતા હતા. અને બાજે વખત, આએ

લખનાર પોતે સારી રવેશે જાણેછે તેમ, કોઇ સોદામાં જીપલાવવા આગમચ, તેવણ આગળથી નક્કી કરી રાખતા હતા કે તે સોદામાં મળતો નફો ફલાણાં ધર્મખાતાંમાં આપવો. તેવણની આવી નેક નઇયતને ઇશ્વરી ટેકો મળતો હતો, અને ઘણી વેળાં એવા સોદાઓમાં ગોયા તે ધર્મ-ખાતાંઓને નસીબે તેવણ મોહટો ફાયદો પેદા કરતા હતા. પૈસા કમાયા એટલે તેનો મોહટો ભાગ ધર્મમાં વેંહચી આપવો એ તેવણનો નિયમ હતો, અને તેવા નિયમને લીધેજ જે જે જાહેરખાતાંઓ સાથ તેવણ જોડાયલા હતા તે જાહેર ખાતાંઓ તેનો લાભ મેળવવાને ભાગ્યશાળી નિવડ્યાં હતાં. આ સઘળી સખાવતોમાં આ નોંધી લેવા જોગ બીના છે કે તેવણની કુદરતી વળણ મુજબ તેવણની સખાવતનો લાભ કેળવણી સાથે તાલુકો ધરાવનારાં ખાતાંઓને વધુ મળતો હતો. "સાસુન મીકૅનીક્સ ઇનસ્તીત્યુત" માં તેવણે પોતાના મરહુમ બપાવાને નામે એક બુક–ફંદ સ્થાપવા માટે એક સારી રકમ કાહડી આપી હતી. એજ પ્રમાણે નેતીવ જૅનરલ લાઇબ્રૅરી અને ફૉર્ત રીદીંગ રૂમને પણ ચોપડીઓ ખરીદવા માટે એક નાંધલું જેવું બુક–ફંદ સ્થાપી આપી તેવણે કીમતી મદદ કીધેલી છે. મુંબઇમાં કોલાબા મધે એક કેતાબખાનાની જરૂર જણાયાથી, અને તે માટે ત્યાં વસ-નારા લોકોની મોહટી હાજત તેવણને કાને આવ્યાથી, તેવણે એ હાજત ઘણી ખૂશી સાથે પુરી પાડી હતી. એજ મિસાલે

ભરૂચની નજદીકમાં આવેલાં શ્રી અંકલેશ્વર ગામમાં પણ એવીજ જાતની એક હાજત તેવણનાં ધ્યાન ઉપર લાવવાથી તેવણે તે કામ પણ પાર પાડી આપ્યું હતું. મુંબઇના કોલાબા, તેમજ અંકલેશ્વર ખાતેની મજકુર લાઇબ્રેરીઓ મરહુમ શેઠ જમશેદજીનેજ નામે ચાલેછે. આ સઘળાં કેતાબખાનાંઓને નાણાંની આવી સબર મદદો ઉપરાંત ચોપડી ચોપાન્યાંઓની ચાલુ ભેટો તેવણ તરફથી તેવણનાં મરણ તુલીક ચાલુજ હતી.

ભરૂચ શેહેર મધે પારસી છોકરીઓની કેળવણી, પૈસાના ટેકા વિના, ઘણી હાલહવાલ હાલતમાં હતી. આ બાબદ ઉપર શેઠ જમશેદજીનું ધ્યાન ખેંચાતાં એક સારી જેવી રકમ બક્ષેશ કરી ભરૂચવાસી હમજાતોની એ મુશ્કેલી શેઠ જમશેદજીએ ટાળી હતી. નિશાળના નિભાવ માટે તે રકમ આપવા ઉપરાંત, પોતાને નામે બે ઇનામો એજ નિશાળના સંબંધમાં આપતાં કરવા માટે, તેવણે નાણાંની એક જુદી રકમ તે નિશાળના કારોબારીઓને હસ્તક કીધી હતી. શેઠ જમશેદજીના આ ઉપકારના બદલામાં, નિશાળને તેવણનું નામ આપવા ઉપરાંત, તે કારોબારીઓએ પોતા તરફની ઉપકારની લાગણીઓ જાહેર કરવા માટે એક ખાસ ડેપ્યુતેશન શ્રી મુંબઇ ખાતે શેઠ જમશેદજી સોડે મોકલ્યું હતું, જે ડેપ્યુતેશનના ગ્રહસ્થોએ ભરૂચની અંજુમન તરફથી શેઠ જમશેદજીને એક માનપત્ર એનાયત કીધું હતું, તથા એક શ્યાલ ઓઢાડી હતી.

પુના નેતીવ ઇનસ્તીત્યુશનના સંબંધમાં પણ શેઠ જમશેદજીએ બે ઇનામો દર સાલ આપવા માટે નાણાંની એક રકમ બક્ષેશ આપી હતી. મુંબઇ કસરતશાળા સ્થાપક મંડળીને પણ એજ મિસાલે નાણાંની એક રકમ મળી હતી. આ ઉપરાંત બીજી નાહની નાહની રકમ તો જુદાં જુદાં ખાતાંઓને તેવણ તરફથી જથુકની મળતી રેહતી હતી. ગરીબોના લાભનાં તથા જાહેર અગતનાં ઉભાં થતાં નજદીક સઘળાં ફંદમાં શેઠ જમશેદજીનો હિસ્સો હમેશાં મળ્યો જતો હતો. આ ઉપરાંત લાયક તથા તંગદસ્તોને ખાનગી આપ લે એટલી હતી કે જેનો સઘળો ભેદ તેવણે પોતાની સોડેજ જાળવી રાખ્યો હતો.

શેઠ જમશેદજીની સઘળી કેળવણી છતાં તેવણની બીજી જે એક ઉમદા ખૂબી હતી તે પોતાના પવિત્ર મહઝબ તરફની તેવણની જાનફેશાની હતી. આ વિષેના પુષ્કળ દાખલાઓ વાંચનારને તેમજ અભ્યાસીને આ પુસ્તક મધેની કવિતાઓમાંથી, અને મુખ્ય કરીને "માહરી મજેહ" માંથી, મળી આવશે. ઉંચી કેળવણી સાથે અધર્મીપણાંનો કલંક આજે સાધારણ રીતે સાથે જોડાયલોજ જોવામાં આવેછે. જેમ ઉંચી કેળવણી લીધેલા કેટલાક પારસીઓ અધર્મીપણાં તરફ ઢળતા જાયછે એ સાચી બીના છે, તેમ સઘળાજ અધર્મી પારસીઓ ઉંચી કેળવણીવાળા હોયછે એ બીના સચાઇથી વેગળી છે. ધર્મની ખુબી બરાબર સમજી નહિ શકવાને

લીધે, યા તેમને કોઈ સમજાવનાર ન હોવાને લીધે, ઘણાક કેળવાયળાઓ આજે પોતાના બાપીકા મહઝબ તરફ બેદરકાર બનતા જાયછે એ દલગીરી સાથે કબુલ કરવું પડેછે, પણ તેમ ઘણાક કેળવાયળાઓ આજે એવાબી બતાવી શકાશે કે જેઓ ફકત આંધળાં જનુનથીજ નહિ, પણ પોતાની કેળવણીનાં બળે બુલંદ જરથોશ્તી ધર્મની ઉત્તમ ખુબીઓના ખાલેસ પૂજારીઓ છે, અને તેની આકાશી ફિલસુફી ઉપર જાનથી કુરબાન છે. શેઠ જમશેદજી એવા પાછલા વર્ગમાંના એક કેળવાયલા ગ્રહસ્થ હતા. પોતાના ધર્મની મોતેબર ખૂબીઓનો તેની અસલ ભાષામાંજ અનુભવ મેળવવા માટે તેવણે તે પવિત્ર ભાષાનો અભ્યાસ કરવા માંડ્યો હતો, અને તે અભ્યાસમાં એટલે સુધી તેવણ આગળ વધ્યા હતા કે વંદીદાદ જેવાં મોતેબર ધર્મ—પુસ્તકના મોહટા ભાગનો તેવણે પોતાની સલીસ એબારતમાં ગુજરાતી તરજુમો વટીક કીધો હતો. પ્રસંગ પડવે પોતાના ધર્મની બુલંદ ખૂબીઓ પોતાના જુવાન મિત્રોને સમજાવવાને તેવણ ચુકતા હતા નહિ, તથા તેઓમાંના કેટલાક અવિચારીઓની ટકોરથી તેવણ કોઇ પણ રીતે ડરી જતા હતા નહિ. ઝંદ પેહલવી ભાષાના અભ્યાસને ઉત્તેજન આપવા માટે તેવણે મુલ્લાં ફીરોઝ મદ્રેસામાં ઇનામો સ્થાપવાનાં કારણસર એક સારી રકમ કાહડી આપી હતી. પણ જ્યાં સુધી કેળવણીના પ્રવાહને ચલાવનાર યુનીવરસીતીનું ભણેલું મંડળ, પોતાના

વિદ્યાભ્યાસની ટીપમાં ઝંદ ભાષાને જગ્યા આપે નહિ, ત્યાં સુધી, એ ભાષાના અભ્યાસને જાહજું ઉત્તેજન મળે નહિ, એવા પોતાના વિચારને લીધે તેવણે મુંબઇ યુનીવરસીતીને રૂ ૫૦૦૦) ની રકમ આપવાની માંગણી કીધી હતી, એવી શરતથી કે ઝંદ ભાષાને યુનીવરસીતીના અભ્યાસની બીજી ભાષાઓ સંગાથે શામેલ કરવી. આ માંગણી જોકે પોતાની મરજી મુજબ કબુલાયલી સાંભળવા, યા જાણવા, માટે શેઠ જમશેદજી માઠાં ભાગ્યે જીવવા પામ્યા ન હતા, તોપણ તેવણની ઇચ્છા મુજબજ, ઝંદ ભાષાને યુનીવરસીતીએ મંજુર રાખેલી "ક્લાસીકલ" ભાષાઓમાં, જગ્યા આપવામાં આવી છે, અને એમ. એ. ની પરીક્ષામાં જે વિદ્યાર્થી એ ભાષામાં વધુ માર્ક સાથે પસાર થાએ તેને ઉપલી રકમમાંથી મરહુમ શેઠ જમશેદજીને નામે એક સ્કૉલરશીપ આપવાનું ઠરાવવામાં આવ્યું છે. આ પ્રમાણે યુનીવરસીતી સાડે પવિત્ર ઝંદ ભાષાને ક્લાસીકલ ભાષા તરીકે કબુલાવાનું જે માન મેળવવાનું, યુનીવરસીતીની આટલી લાંબી હસ્તીમાં, કોઇ પણ જરથોશ્તીને સુજ્યું નહિ, તે બીડું શેઠ જમશેદજીએ ઝડપ્યું, અને તેની વાજબી કીર્તિ તેવણને મળી.

એક જરથોશ્તી તરીકે પોતાના ધર્મ ઉપર ચુસ્ત, અને ધર્મ માટે મગરૂર હોવા ઉપરાંત, શેઠ જમશેદજી પોતાની કોમ માટે કાંઇ થોડા મગરૂર ન હતા. પોતે એક પારસી હતા એ તેવણની વાજબી ગરૂરી હતી. પારસી-

ઓની પ્રકાશવંત કીર્તિના તેવણ અભ્યાસી હતા, અને સર જમશેદજી જીજીભાઇ, સર કાવસજી જેહાંગીર વિગેરે સખાવતોના શાહોના તેવણ એક અદના વખાણનાર હતા. આ બંધે નામીચા નરોની ન્યાતજાતના તફાવત વિનાની સખાવતોને તેવણે સદા પોતાના ભોમ્યા તરીકે પોતાની નજર આગળ રાખેલી હતી, અને પોતાની ગુંજાસ માફક તેઓની નકલ કરવાની તેમને ઘણી હોંસ હતી. પારસીઓ વિષેના કાંઇપણ સારા વિચારો કોઇ પારકી કોમવાળાઓએ જણાવ્યા હોએ તેનો તેઓ એક સંગ્રહ કરતા હતા, અને એવા એક સંગ્રહરૂપે તેવાં થોડાંક મતો તેઓએ જાળવી રાખ્યાં હતાં. પારસી કોમને લગતા દરેક સવાલમાં કોમની દાઝ હમેશાં તેઓને હૈડે હતી, અને સામાન્ય કોમને માઠું લગાડનારો કોઇપણ વિચાર, યા બનાવ, ખુદ પોતાને માઠું લગાડનારો હોએ એવી રીતે તેવણ દલગીર થતા હતા. આટલે દરજ્જેનું તેવણનું જાત્યાભિમાન હતું.

હવે શેઠ જમશેદજીની જીંદગીના તે અહેવાલ ઉપર આવવું જોઇએછે કે જે અહેવાલ વિના એવણની જીંદગીનું વૃત્તાંત કદીપણ સંપુર્ણ ગણાએ નહિ. તે અહેવાલ એવણની સાહિત્યના ખેતરમાંની મેહનતોને લગતો છે. ઉપર જણાવવામાં આવ્યુંછે કે છેક નાધલી વયથી, અને ખુદ નિશાળનાજ દિવસોમાં, કવિતાની બાબદ ઉપર એવણનો એટલો તો ભાવ હતો કે કવિતા તે શું એ વિષેનો સાચો અને મોતેબર

ખ્યાલ તેવીજ નાની વયથી મેળવ્યા ઉપરાંત, કવિતા લખવા પાછળ તેવણે પોતાનું ચિત્ત લગાડેલું હતું. તે કવિતા કેવા પ્રકારની હતી તેનો તોલ આ પુસ્તકના અભ્યાસ પછી વાંચનાર પોતાની મેલે કરી લેશે. તોપણ વાંચનારને તેનાં તે કામમાં મદદ કરવાના ઇરાદાથી તે કવિતાઓનું એક અદના વિવેચન આ અહેવાલની પાછળ આ પુસ્તક મધે દાખલ કરવામાં આવ્યુંછે. અને તે ઉપર વાંચનારનું ખાસ ધ્યાન ખેંચવાની અગત છે. અતરે આટલુંજ જણાવવું ઘટેછે કે આ કવિતાઓ કાંઇ મેહનત અને રંજથી ભેગા કીધેલા શબ્દોને લીટીઓમાં કાપી કાહડી બનાવવામાં આવેલી નથી. તે તો પાણીના પ્રવાહ મિસાલે ખુદરતી જોશથી વેહતા સરળ વચનોની ગોયા એક ફુલવાડી છે, કે જે વાડીમાં દરેક દેમાગને તર કરનારાં જુદી જુદી જાતનાં ગુલો એકઠાં થયાંછે. ભાષાની ખુદરતી સાદાઇ અને મધુરતા, એ કવિતાઓ બનાવવાનાં એવણનાં ખાસ હથિયારો હતાં, અને ખુદરતની લીલા, તથા તે ખુદરતના ખાલેકની કમાલ તથા બેહદ શક્તિનાં વખાણ, એ તે કવિતાઓની મુખ્ય બાબદ હતી. આ કવિતાઓમાંની સર્વથી વધુ લાંબી, વધુ જોશ અને મધુરતાવાળી, અને ખુદરતી દેખાવોનાં અને ઇશ્વરી બળનાં વખાણોથી ઉભઇ જતી, તથા એક મમતાળુ અને દિલસોજ ખવાસના ઉભરાઓથી છલકાઇ જતી, કવિતા તે "માહરી મજેહ" છે. આ કવિતાને

જુદા જુદા ૧૮ નંબરમાં વેંહચી નાખવામાં આવીછે. તે પેહલ્લેથી છેલ્લે સુધી ખુદરતી દેખાવોનું વર્ણન આપેછે, અને તે ઉપરથી ઉપજતા ફિલસુફી ભરેલા વિચારોનો સમાવેશ કરેછે. આ પુસ્તકનો પેહલ્લો ભાગ એ કવિતાથી રોકવામાં આવ્યોછે.

"માહરી મજેહ" ઉપરાંત તરેહવાર જુદી જુદી અને પરચુટણ બાબદો ઉપર લખેલી કવિતાઓ પણ શેઠ જમશેદજીની રસીલી કલમથી બાહેર પડી હતી. "માહરી મજેહ"નું જોશ તથા ઝમક આ કવિતાઓમાં પણ જળવાઇ રહ્યાંછે. એ સઘળી કવિતાઓ, આ પુસ્તકના બીજા ભાગમાં, "છુટક કવિતા"ઓનાં મથાળાં હેઠળ, સમાવવામાં આવીછે.

જેમ જહવેરની ખરી પરખ એક જહવેરીજ કરી શકે, તેમ કવિતાનાં ઉમદા ગોહરોની પિછાન—પછે તે કોઇપણ ભાષામાં બનેલાં હોએ—એક ખરો કવિજ કરી શકે. ઇંગ્રેજી કવિતાના શેઠ જમશેદજીના અણહદ શોખ વિષે ઉપર લખવામાં આવ્યુંછે. આ શોખ કાંઇ તે કવિતાઓ વાંચવા અને તે ગોખી રાખવામાંજ આવી રેહતો ન હતો. તે કવિતાનાં ગોહરો, જો પોતાની ભાષામાં, તેઓની અસલ ખૂબી સાચવી રાખતાં, જાળવી શકાતાં હોએ તો તેમ કરવાને મરહુમ કવિ હંમેશ તત્પર રેહતા હતા, અને તે પ્રમાણે એવાં ઘણાંક ગોહરો તેઓએ સાચવી રાખ્યાં છે. આ સઘળાંઓનો સમાવેશ આ પુસ્તકના ત્રીજા ભાગમાં "તરજુમા"નાં મથાળાં હેઠળ

કરવામાં આવ્યોછે. આ "તરજુમા" કાંઇ જેને આપણે સાધારણ બોલીમાં એક જુબાનમાંથી બીજી જુબાનનાં ભાષાંતર તરીકે જાણયે છિએ તેવી ઢપના ન હતા. અસલ કવિનો એક વિચાર, પોતાના તેને મળતાજ બીજા વિચારોની વણત સાથે, તરજુમો કરનાર કવિ એવી રીતે દિપાવી દેતા હતા, કે ઘણાક દાખલાઓમાં "તરજુમો" તો ફક્ત નામનોજ હતો, અને અસલ કવિતા કેઇ અને તેનો તરજુમો કિયો એ બે પારખી કાહાડવું ઘણું મુશ્કેલ થઇ પડતું હતું. જે, નામે તરજુમો, તે ઘણી વેળા અસલ કવિતાને ટક્કર મારે એવી એક બીજી અસલ કવિતાજ તરીકે ગણાઇ શકાતો હતો. અને જો તે અસલ કવિતા તરીકેજ કવિ પસાર કરી દેતે તો તે બેશક તેમ પસાર થઇ શકતે એટલુંજ નહિ, પણ તેમ કરવામાં કશું ખોટું કેહવાતેજ નહિ. આ વિષે જો વાંચનારે પોતાની ખાતરી કરવી હોએ તો, "તરજુમા" વાળી કોઇ પણ એક ચોકસ કવિતા લઇ, તેણે તે કવિતા, જે કવિની શાહદત તે કવિતાને મથાળે મુકવામાં આવી હોએ, તે કવિની અસલ સાથે, સરખાવી જોવી, અને આ ટીકાઓની સચાઇ પોતે જાતેજ પિછાની લેવી. શેઠ જમશેદજીનું જાતિ શુદ્ધાપણું અને ઉમદા પ્રમાણીકપણું, તોપણ, તેવણને આવો આડો લાભ કદી લેવા દેતજ નહિ, અને તેવો લાભ તેવણે કદી લીધો પણ હતો નહિ. સામું, જો દસ પંદર લીટી જેટલી એક નાહની કવિતા કોઇ કવિના બે ચાર બોલો ઉપરથી

તેવણને લખવા સુજી હશે, તો તે આખીજ કવિતાનું માન તેવણે, તે બે ચાર બોલ ખાતર, તે કવિનેજ આપ્યું હશે. આમ કરવામાં જોકે તેવણ ખુદ પોતાને સેહજ ગેરઇનસાફ કરતા હતા, તોપણ પારકાને તેવણ તેમ કીધાથી પુરતા કરતાં પણ વધારે ઇનસાફ આપતા હતા. ઇંગ્રેજી ભાષાનું સાહિત્ય, સર્વ જાણેછે તેમ, બહુ વિશાળ છે. તે વિશાળ-પણાં સાથ સરખાવતાં, પકડાઈ આવવાની કશી પણ ધાસ્તી વિના, તેનાં લખાણોની ચોરીઓ બેધડક કરવાની સવલતા પણ તેમાં અગણિત છે. આવી સવલતાને લીધે, તેમાંથી સાબુત હાથ મારેલાં લખાણો ગુજરાતી ભાષામાં આપણ દર દિવસ જોઇએ છિએ. આવાં કેટલાંક લખાણો ખુલ્લાં પકડાઈ આવેછે. પણ ઉપર કહેલી સવલતાને લીધે બીજાં સંખ્યાબંધ લખાણો એવાં ખુણે ખંટોલેથી ચોરેલાં પ્રગટ થતાં હશે કે જે પકડી પાડવાનું કામ ઘણું મુશ્કેલ છે. પારકાં લખાણોની આએ ચોરી, કે જે, ખરી રીતે જોતાં, પારકા માલની ચોરીથી કોઈ પણ રીતે ઉતરતી ન કેહવાએ, તેવી ચોરી વિષે શેઠ જમશેદજીને ખુદરતી રીતેજ મોહટો ધિક્કાર હતો. લખાણોના અસલ ધણીઓનો ઉપકાર કબુલ કરવાનું શુદ્ધાપણું તેવણમાં એટલી હદ સુધી પેવસ થયલું હતું કે જ્યાંબી, પોતાની અસલ કવિતાઓમાં વટીક, કોઈ પારકા કવિના સરખો વિચાર, યા એક બોલ પણ, પોતાની ભાષામાં આવી ગયો

હોએ, ત્યાં તે કવિની શાહદત તેવણ એક ફુત—નોતમાં સ્વીકારતા હતા. આ પુસ્તકનાં પાનાં ઉથલાવતાં વાંચનારને આવી સાબેતીઓ જગેજગ મળશે. શેઠ જમશેદજીના સઘળા નેક ગુણોમાં શુદ્ધાપણાં અને પ્રમાણીકપણાંનો આએ ગુણ તેવણના એક સણગાર સરખો હતો. તેવણના તે ઊંચા દાખલાની નકલ લખાણોનાં પ્રજાસ્તાકમાં આજે જોકે કેટલા-કોએ કરવા માંડીછે, તોપણ તેઓની સંખ્યા જેટલી જોઇએ તેટલી નથી.

આ સઘળી કવિતાઓનો મોહટો અને અગતનો ભાગ, જે "માહરી મજેહ" કેહવાઇ શકાએ તે, શેઠ જમશેદજીએ પોતાની નિશાળ—વયમાંજ શરૂ કીધો હતો. એક ખરો કવિ જનમથીજ કવિ હોયછે, તે કાંઈ કેળવણીથી તેવો બનતો નથી *(Poeta nascitur non fit)*, અને તે જેમ બીજા દરેક કવિના બાબમાં, તેમ શેઠ જમશેદજીના બાબમાં પણ, આપણ ખરૂં પડેલું જોઇએ છિએ. જોકે પાછલથી તે કવિતામાં અહિં તહિં ઘટતા ફેરફારો કવિને કરવા પડ્યા હતા, તોપણ તેના અસલ વિચારો અને તેની અસલ રચનાનો મોહટો ભાગ પેહલાં લખાયો તેવોજ આજે ઉભો છે. આ "માહરી મજેહ" નો ઘણો ખરો ભાગ શેઠ જમશેદજીએ સને ૧૮૭૩ નાં સાલમાં પુરો કીધો હતો, કે જે વેળાએ, આગળ જણાવ્યા મુજબ, સ્કુલ સેવટની છોડવાં માટે તેવણને હજી બીજાં બે વરસનો વિલમ્બ હતો. આ

કવિતા તેજ વેળાથી માસીક "જ્ઞાન વર્ધક"માં કકડે કકડે છપાવવા માંડી હતી, અને તેનો આખો ભાગ, જુદાં જુદાં વરસો વચ્ચે વેંહચી નાખી, એજ માસીકમાં પુરો કરવામાં આવ્યો હતો. આ ઉપરાંત તેવણની બીજી અસલ કવિતાઓનો મોહટો ભાગ પણ એજ જાણીતાં માસીકમાં છપાઇ ગયો હતો, જ્યારે બીજો કેટલોક ભાગ "વિદ્યા મિત્ર" માં છપાયો હતો. આ બંને ચોપાન્યાંઓ ઉપરાંત બીજાં ત્રણ માહવરી ચોપાન્યાંઓ—"ગુલ અફ્શાન", "ફુરસદ", તથા "પખવાડિયાંની મજાહ"—માં શેઠ જમશેદજી "જ્ઞાન વર્ધક" તથા "વિદ્યા મિત્ર" માં છપાઈ ગયલી પોતાની કવિતાઓ અવાર નવાર પાછી છપાવતા હતા. આ પ્રમાણે પોતાનાં લખાણો સાંતી રાખવાને બદલે જુદી જુદી મારફતથી વાંચનારી પ્રજા હજુર તે ધરવાને, અને તે પ્રજાને તેનો લાભ જેમ બને તેમ વધુ ચખાડવાને, શેઠ જમશેદજી હંમેશાં ખંતી હતા. વાંચનારી પ્રજાએ તે લખાણોને તે વેળાથીજ ઘણો સારો આવકાર દીધો હતો.

કવિતા ઉપરાંત સાહિત્યની બીજી બાબદોમાં પણ તેવણે સારૂં નામ કાહડ્યું હતું. આ તેઓની બીજી સઘળી મેહેનતોમાં સર્વથી વખાણવા લાયક મેહનત ગુજરાતી ભાષામાં બોલાતી કેહવતો ભેગી કરવાને લગતી હતી. આ કામ પાછલ શેઠ જમશેદજી કેવી ખંત તથા ઉલટથી મંડેલા હતા તે તેઓજ કહી શકશે કે જેઓને એ મરહુમ સાથે

નિકટ સંબંધમાં આવવાનું માન મળ્યું હતું. ભેગી કીધેલી કેહવતો એકદમ એક સંગ્રહના આકારમાં સડસડાટ વાંચી જનાર વાંચનારને તે મેહનતનો ઝાંખો પણ ખ્યાલ કદી આવી શકનાર નથી. કવિતા લખવી એ તો તે લખવાનું જોશ આવવેજ બની શકતું હતું, અને તે ગેબી બક્ષેશની એક કરામત હતી. કવિના ખ્યાલોની દોડાદોડીમાં ખુદરતનો હંમેશ હાથ હોયછે, અને તેની કલમમાં રંગીલો રસ પણ તેજ ખુદરત પુરો પાડેછે. પણ કેહવતો ભેગી કરવાના બાબમાં ખુદરતની તેવી બક્ષેશની કશી જરૂર હોતી નથી. એતો જાતિ ઉમંગ, ખંત, તથા ઉલટની વાત છે. કેહવતોના ટુંકા અને તચ આકારમાં સમાવેલું ઊંડું ડાહપણ, જે એક પ્રજાનાં સામાન્ય ડાહપણની ગોયા એક ચાલી ગણાઈ શકાએ, તે ડાહપણ એક મોહડેથી બીજે મોહડે ફોકટનું ઢોલાયા કરે એ શેઠ જમશેદજીની ઊંચી મનશક્તિને રૂચ્યું નહિ. આ કીમતી ડાહપણ ભેગું કરવાને તેવણને ભારે જરૂર જણાઇ. આવી જરૂર જોકે એવણ આગમચ બીજા કોઇકોએ સ્વીકારેલી હતી, અને તેનાં પરિણામમાં કેહવત–રૂપી એક બે સંગ્રહ બાહેર પણ પડેલા હતા, તોપણ તે તદન નહિ સરખા, અને નહિ જણાયલા, હતા. આ સંગ્રહમાંનો એક સંગ્રહ જે તે વેળાએ સર્વેથી મોહટો ગણાતો હતો તે "કથન સમસીતી" નામની ચોપડીમાં હતો, જે ચોપડીમાં, તેનું નામજ કહી આપે છે તેમ, સાતસો

કેહવતો ભેગી કીધેલી હતી. આ ખચીત ઘણોજ નિર્જીવ સંગ્રહ હતો, કારણ કે ગુજરાતી ભાષામાં કેહવતોનો એટલો કીમતી સંગ્રહ પડેલો છે કે સાતસો કેહવતો તો સેહજ દિવસમાં, સાધારણ શક્તિનો એક ખંતીલો માણસ, આસાનીથી ભેગી કરી શકે. શેઠ જમશેદજીને ગુજરાતી ભાષામાં આ એક મોહટી ખુટ જણાઈ. જુદા જુદા તરેહવાર જાતના, તરેહવાર કાબેલ્યતના, અને તરેહવાર સ્વભાવના માણસોના સંબંધમાં જેમ જેમ તેઓ વધારે આવતા ગયા, અને કેહવત–રૂપી કીમતી બોધો અવાર નવાર તેઓને મોહડે તેવણ સાંભળતા ગયા, તેમ તેમ આ જરૂર તેવણને વધારે અને વધારે જણાવા લાગી, અને તેથી આખરે એવો એક સંગ્રહ ભેગો કરવાનું કામ પોતાને સર ઉઠાવી લેવાનો તેવણે ઠરાવ કીધો. એક કામ એક વખત કરવાનો ઠરાવ કીધો એટલે તે કામથી પાછું હઠવું, યા તે બજાવવામાં ખાયકી કરવી, એ શેઠ જમશેદજીના ખવાસથી તદન ઉલટી વાત હતી. આટલા માટે એક કામ જે તેવણે હાથમાં ધર્યું, તે કદાચ પાંચ દાહડા મોડું પણ થયું, પણ તે પાકું અને સંપુર્ણજ થયું એવી ખાત્રી પેહલ્લેથીજ બાંધી શકાએ. તે કામ કરવાનો તેવણનો ઠરાવ એ ગોયા તે કામની સંપુર્ણતાની તેવણ તરફની એક જામીનગીરી હતી. તેવણનો કેહવતોનો સંગ્રહ આ બાબદનો એક પુરાવો છે.

જુદે જુદે ઠેકાણેથી અને જુદાં જુદાં સાંધનો મારફતે ખંત, ધીરજ અને ઉમંગથી, તથા પૈસા વટીક ખરચીને, ભેગો

કીધેલો કેહવતોનો આ કીમતી ખજાનો નજદીક દસ હજારની પણ ઉપર થવા જાયછે. જ્યાં સાતસોથી વધારે કેહવતો એકજ સામટા આકારમાં મેલવવાના સાંસા, ત્યાં દસ હજાર ઉપર કેહવતો આ પ્રમાણે એકઠી થાએ એ અથાગ ઉદ્યોગ અને ખંતની અચુક નિશાની ગણાવી જોઇએ. આ સંગ્રહમાંનો ઘણો–એક ભાગ, "કેહવત-માળા" નાં મથાળાં હેઠળ, કકડે કકડે તેવણે "વિદ્યા મિત્ર" નાં પાનાંઓમાં આપ્યો હતો. ગુજરાતી સાહિત્યમાં અમર જગ્યા લેવા લાયકનાં ગણત્રીનાં જે થોડાંક પુસ્તકો છે તે પુસ્તકોમાં આ તેવણની "કેહવત–માળા" બેશક એક ઘણો કીમતી અને દલદાર વધારો થશે, અને ઈશ્વરી કૃપાથી ચંદ મુદતમાં એ કીમતી સંગ્રહ પણ, તેના ભેગો કરનારનું નામ કાયમ જાળવી રાખવા માટે, દિવસની રોશની જોશે.

ઝંદ તથા ફારસી ભાષાઓના પણ શેઠ જમશેદજી એક અભ્યાસી હતા. એક ભાષાનો અભ્યાસ કીધો એટલે તે મધેનાં ચુનંદા લખાણોમાંનાં થોડાં પણ પોતાની સ્વભાષામાં ઉતારી તે ભાષાને વધારે તવંગર બનાવવી એ તેવણની સ્તુતીપાત્ર નેમ હતી. આ નેમ મુજબ વંદીદાદ મધેથી કેટલીક ફરગર્દોનો તરજુમો, ઘણીજ સલીસ તથા અસલ ઝંદની દબદબા ભરેલી ભાષા જાળવી રાખનારી ઈબારતમાં, તેવણે કીધોછે, જે તરજુમો પણ, પુષ્કળ વિદ્વતા ભરેલી અને જુદે જુદે ઠેકાણેથી ભેગી કરેલી નોતોને લીધે ઘણોજ, કીમતી

થઇ પડ્યોછે. આ તરજુમાનો કેટલોક ભાગ પણ, કકડે કકડે, "જ્ઞાન વર્ધક" માસીકમાં છપાયો છે.

અમર શેખસાઅદીનાં નામીચાં "ગુલેસ્તાન" નાં પેહલ્લાં ચાર પ્રકરણ તથા દિબાચાએ પણ એજ મરહુમ શેઠની કલમથી ગુજરાતી ભાષાનું સ્વરૂપ લીધુંછે. જેમ "વંદીદાદ" તેમજ "ગુલેસ્તાન" શેઠ જમશેદજીને હાથે કાંઇ પેહલવેહલાંજ તરજુમો થયાં નથી. તેવણે તે તરજુમા હાથમાં પકડ્યા તે આગમચ, ગુજરાતી ભાષા, એ બંને જાણીતાં ઉપયોગી પુસ્તકોના તરજુમા ધરાવતી હતી. તોપણ આટલું તો કેહવાઇ શકાશે, કે ભાષાની બુલંદઇ અને અસલ કેતાબોની ખુબીઓ જાળવી રાખવામાં, શેઠ જમશેદજીના જેવી ફતેહ બીજા કોઇ ભાષાંતર-કર્તાએ જવલેજ મેળવી હશે. "ગુલેસ્તાન" નો તરજુમો ઘણું કરીને બોલેબોલનો થયલો છે, પણ તે છતાં સાઅદીની રંગીલી એબારતની ઢબ અને ખુબી તેમાં સચવાઇ રહેલી છે. દલગીરી એટલીજ છે કે એ આખું નામીચું પુસ્તક ગુજરાતી ભાષામાં રજુ કરવા માટે એ શેઠની જીંદગીએ તેવણને યારી આપી નહિ. આ ભાષાંતરનો ઘણોક ભાગ "ગુલ અફશાન" માસીકના સફાઓમાં છપાઇ ગયલો છે.

આ બે બીજાં પુસ્તકો ઉપરાંત શેઠ જમશેદજીએ એક બીજી મેહનત પણ ઉઠાવી હતી. વિદ્યાભ્યાસના તેવણના બોહલા શોખ વિષે ઉપર લંબાણથી લખ્યુંછે. પોતાનાં

ભાતભાતનાં વાંચણોને દરમ્યાન ઘણી વેળા ઉપયોગી અને જાણવા જોગ બાબદો આવી જતી હતી. આવી ઘણી બાબદો એક વખતનાં વાંચણમાં પસાર કરી દેવા કરતાં જાળવી રાખવા લાયકની વધારે દિસ્તી હતી, વાસ્તે, જેબી બાબદો એવી જણાએ તે તેવણ તુરત ઉતારી લેતા હતા. આ સઘળી ઉપયોગી બાબદો, એકલપેટાઇથી પોતાનીજ સોડે સાંતી રાખવાને બદલે, તેવણ તે બાબદોનો પણ તરજુમો કરી, વાંચનારી આલમના ફાયદા માટે, તે પ્રગટ કરતા હતા. "તરેહવાર જ્ઞાન" ના મથાળાં હેઠળ એવી નાધલી નાધલી પણ જાણવા જોગ બાબદોનો સંગ્રહ વાંચનારે અવારનવાર "જ્ઞાન વર્ધક" ના સફાઓમાં જોયો હશે. આ સંગ્રહ જોકે ઘણો મોહટો યા દલદાર નથી, તોપણ તેમાં જે જ્ઞાન સમાવેલું છે તે જુદી જુદી બાબદો ઉપરનું એટલું ઉપયોગી જ્ઞાન છે, કે તેની કીમત, તેના જથ્થાથી નહિ, પણ તેની ખુબીથી અંકાવી જોઇએ છે.

આ "તરેહવાર જ્ઞાન" ઉપરાંત પોતાનાં વાંચણ દરમ્યાન જે સારા સારા અને ગોખી રાખવા લાયક વિચારો તેવણને જડતા હતા, તે વળી તેવણ એક જુદાજ આકારમાં ભેગા કરતા જતા હતા. ઇંગ્રેજી ભાષામાં જુદા જુદા ગ્રંથકર્તાઓના જુદી જુદી બાબદો ઉપરના અમૂલ્ય વિચારોના કીમતી સંગ્રહો ઘણાક બાહેર પડેલા છે, પણ ગુજરાતી ભાષામાં તેવું કશું જોવામાં આવતું નથી. આટલા માટે, શેઠ

જમશેદજી, ગુજરાતી તથા ઈંગ્રેજી વાંચણને દરમ્યાન, જે બેમૂલ ગોહરો જડતાં જાએ તે, સંભાળથી ઉંચકી લેતા હતા, અને ઇંગ્રેજી ગોહરોને, પોતાની સલીસ ગુજરાતીનો ઓપ ચહડાવી, વાંચનારી આલમના બજારમાં તે ધરતા હતા. આ સંગ્રહ પણ જોકે ઘણો ટુંક છે, તોપણ તે પોતાની કીમતમાં કોઇબી રીતે ઉતરતો નથી. બીજા સઘળા સંગ્રહો મિસાલે આ સંગ્રહમાં પણ એ શેઠે પોતાની ઊંચી મનશક્તિ, તથા ફક્ત ઉમદા ગોહરોનેજ ચુંટી કાહડવાનું ડાહપણ, ઘણી સરસ રીતે પુરવાર કીધું છે. આ ગોહરોના સંગ્રહને તેની કીમત પ્રમાણે તેવણે "જવાહિરોનો ઝુમખો" એવું કવેતાઇ નામ આપ્યું હતું. આ "ઝુમખો" પણ "જ્ઞાન વર્ધક" ની કટારોને અવારનવાર દિપાવતો હતો.

આ સઘળા તરજુમા, તથા કીમતી સંગ્રહો, પુસ્તક રૂપે જાળવી રાખવાની અગત અલબતાં સર્વે ઠેકાણેથી કબુલ રાખવામાં આવશે, અને વાંચનાર જાણીને ખચીત સંતોષ પામશે કે તે સઘળાં પુસ્તકો પણ બનતી સગવડ અને ઉતાવલથી બાહેર પાડવાની ગોઠવણો થઇ ચુકી છે.

શેઠ જમશેદજીની સાહિત્યની મેહનતોનો આ ફક્ત એક ટુંબ ઇનતેખાબ છે. આ સઘળી ઝેહમતો તેવણની ઊંચા પ્રકારની મનશક્તિ ઉપરાંત આટલું તો અચુક સાબેત કરેછે કે તેવણ અથાગ ઉમંગના ધણી હતા. પોતાની બાપીકી દોલત અને સંસારી મોભા પ્રમાણે મોજશોક

અને રંગરાગમાં જો તેવણ વખત ગુજારવા માગતે તો તે બની શકતે એવું હતું. બેહદ દોલત પોતાની પાછલ જે અહયારસીપણું લેતી આવે છે, તે અહયારસીપણું શેઠ જમશેદજીમાં મુદલ નજરે પડતું હતું નહિ. એથી ઉલટું, તેવણ પોતાના વખતની ખરેખરી કીમત પીછાણનારા, અને કદર બુજનારા, માણસ હતા. દરેક જતી પળ એ તેવણને મનથી સોનાની એકકી રજ હતી, અને સોનાની એક રજને વ્યર્થ જવા દેવાની જેમ પૈસો ભેગો કરનારા માણસોની હિમ્મત ચાલતી નથી, તેમ પોતાના વખતની એક પણ કીમતી ફાલતુ પળને ઉપયોગ વગર પસાર કરવાને તેવણનું દિલ કદી પણ લલચાતું હતું નહિ. અને આ ઠેકાણે આટલું તો ખાસ કરીને યાદ રાખવું ઘટે છે કે ઉપર વર્ણવેલી શેઠ જમશેદજીની સાહિત્યને લગતી જુદી જુદી મેહનતો તેવણે પોતાના ફુરસદનાજ વખતે બજાવી હતી. નાહનપણમાં નિશાળનો, અને ત્યારબાદ કૉલેજનો, અભ્યાસ, અને તે પછી વળી એક જોખમદારી ભરેલા ધંધાની જંજાલીવાલી ફરજો, તેવણના દિવસો રોકી નાખતાં હતાં. આ પ્રમાણે પોતાના શોખને અનુસરીને વિદ્યાભ્યાસ અને લખાણો કરવામાં લીન થઇ જવા માટે તેવણ સોડે ઘણોજ જુજ વખત બાકી રેહતો હતો, અને તે સહવાર સાંજનો ફાલતુ વખત હતો. સહવારનાં પોહરમાં સકારેથી, યા રાતનાં મોડે સુધી, આ પ્રમાણે વાંચણ લખાણ

સાથેજ માથાં દુખણ કરવા માટે, અને જોઇતી આસાએશ નહિ લેવા માટે, ઘણીવાર એવણને પોતાનાં ભલાં માતપિતાનો માયાળુ ઠપકો વઠીક સાંભળવો પડતો હતો. પણ શેઠ જમશેદજીની આસાએશ, અને શેઠ જમશેદજીની મોજ મજાહ, તેવણનો વિદ્યાભ્યાસજ હતા, અને તેટલા માટે પોતાના વખતનો આ પ્રમાણે ઉપેયોગ કર્યા વિના તેવણને બીજી કોઇ પણ પ્રકારે ચેન પડતું નહિ હતું. આટલા માટે ઉપર લખેલી વિદ્યાભ્યાસની જુદી જુદી મેહનતો, ફક્ત ફુરસદના ટુંક ટુંક વખતના રૂડા ઉપેયોગનાં પરિણામ તરીકે, જ્યારે આપણ જોઇએ છિએ, ત્યારે એ જુવાનની ખંત અને મેહનત માટે આપણને ઉંચો વિચાર આવ્યા વિના રેહતો નથી. એવી મેહનતો ગુજરાતી ભાષામાં અલબતાં બીજાં-ઓએ પણ લીધી હશે, પણ તે શેઠ જમશેદજીના જેવા સંજોગોમાં તો લીધી હશેજ નહિ. ઘણાઓએ તેવી મેહનત ફરજના માર્યા, યા કમાણીનાં સાધણ તરીકે બજાવી હશે. આટલા માટે તેવાઓ સોડે મેહનત કરવાના ખાસ હેતુઓ હતા. શેઠ જમશેદજીને તેવા કસા હેતુની જરૂરજ ન હતી, અને તેવા કશા હેતુની ગેરહાજરીમાં ફક્ત ખાલી શોખને ખાતરની આટલી બધી મેહનત તથા હેકજેક ખચીત તેવણને જેબ દેનારી હતી. આજ સુધી પારસી શેઠીયાઓના દીકરાઓમાં આટલી ખંતીલી, અને તે સાથે ફાયદેમંદ, મેહનતના દાખલા આપણે કેઠે દીઠા નથી.

વાંચવા લખવાનો આવો સૌથી ઉત્તમ શોખ ધરાવ્યા ઉપરાંત, શેઠ જમશેદજીમાં બીજા પણ ઘણા સારા શોખોએ ઘેર ક્રીધું હતું. ખુદરતીજ તેવણ કવિ હતા, એટલે એક સારા ચિતારની પીછાણ તેવણ ઘણી સરસ રીતે કરી શકતા હતા. એક ખરાક વિની કલમ, અને એક અચ્છા ચિતારાની પીછીમાં, ઘણું મળતાપણું રહેછે. બંને ઘણું કરીને એક સરખાજ મનોવિકારથી, અને એક સરખીજ આંખથી, પોતપોતાની બાબદો નિહાલે છે, અને પેહલો, જ્યારે પોતાની કલમનાં જોરે, તે બાબદને પોતાની અબાર બાજીના રંગથી દિપાવે છે, ત્યારે બીજો, તેમાં પોતાની પીછીની કમાલતથી, તેમાં વિચિત્ર રંગોનો સણગાર કરેછે, અને આ રીતે બંધે, જુદી જુદી રીતે, તોપણ એકજ જાતની, અસર ઉપજાવે છે, અને પોતાના વિચારોના છાપ સામાના મન ઉપર ઠસી રહે એવી રીતે મારે છે. શેઠ જમશેદજી જોકે પોતે ચિત્રકળા નહિ જાણતા હતા, તોપણ એ ઉમદા હુનરના એક અચ્છા શોખીન હતા, અને તેમાંનાં સારાં નરસાંની કાબેલ્યત ભરેલી પિછાન કરી શકતા હતા. આની સાબેતી આ પુસ્તક મધે સમાવેલી બે સુંદર કવિતાઓ "લુઇ ફ્રૅન્કનાં એક ચિતર વિષે" (સફે ૨૪૮) તથા "ગુલમોહરનાં ઝાડનાં એક ચિતર વિષે" (સફે ૧૮૭) ઉપરથી વાંચનારને તુરત મળી આવશે. સારા સારા ચિતારો જોઇ આંખને કેળવવા માટે યુરપની "પીકચર ગૅલરી"ઓ

માફક જોકે મુંબઈ શેહેરમાં કશાં સાધણો એવણના વખતમાં ન હતાં, અને હાલ પણ જાહજાં નથી, તોપણ શેઠ જમશેદજીની નજર, ચિત્રકળામાં, કુદરતી રીતેજ, એટલી બધી કેળવાયલી અને પ્રવીણ હતી, કે સારા નરસા ચિતારાની પીછાણ તે એક પળવારમાં કરી લેતી હતી, એટલુંજ નહિ, પણ તેવણની તે પીછાણ એવણ કરતાં વધારે અનુભવ ધરાવનારા, અને ધંધાદારી ચિતારાઓ, ખરી તરીકે શાબાશી સાથે કબુલ રાખતા હતા. વધારે ધ્યાન ખેંચવા જેવું તો એ છે, કે દેશીઓમાંના એક બે ઘણા સારા ચિતારાઓ, જે કોઈ કોઇ વેળા તેવણના સંબંધમાં આવતા હતા, તેઓને તેવણ કેટલાંક ચિત્રો સુધારવાના સંબંધમાં કાંઇ કાંઇ સુચનાઓ કરવાની હિમ્મત બીહબીહને કરતા હતા, અને તે સુચનાઓ તે ચિતારાઓને પસંદ પણ આવતી હતી. એક જાણીતા પારસી ચિતારાને તેવણે આવી કેટલીક કીમતી સુચનાઓ, તે ચિતારાનાં કેટલાંક સારાં ચિત્રોના સંબંધમાં, એક કવિની આંખથી કીધી હતી, અને તે પ્રમાણે પોતાના ચિતારો સુધારતાં તે ચિતારાએ પેલાં ચિત્રોથી કાંઇ ન્યારીજ અસર ઉપજેલી જોઇ હતી, અને આ ભલી સુચનાઓ માટે તે ખૂશખૂશ થઇ ગયો હતો. એજ પ્રમાણે, જ્યારે એક વેળાએ, મદરાસના એક નામીચા દેશી ચિતારાને હાથ, ખુદ પોતાની સબી પડાવવા, તેવણ બેઠા હતા, ત્યારે તે ચિત્રને સંપુર્ણ કરવા માટે તેવણે તે ચિતારાને

એટલી બધી તો જુદી જુદી સુચનાઓ દીધી હતી, કે તે સુચનાઓ પ્રમાણે જો તે ચિતારાએ એ ચિત્રને નહિ સુધાર્યું હતે, તો તે ચિતાર એ નામીચા ચિતારાની પીછીને કદાચજ જેબ દઇ શકતે. પણ પોતે એક સારો ચિતારો એટલે શેઠ જમશેદજીની કેટલીક સુચનાઓનું વાજબીપણું તેનાં ધ્યાનમાં ઝટ પેઠું, અને તે સુચનાઓ ઉપર અમલ કરતાં તેણે સામી પોતાની ખુશાલી બતાવી.

સારાં સારાં ઉમદા ચિત્રો પિછાનવાની જે વણીમાં આટલી બધી ખૂબીઓ, અને તેવા ચિતારો ખરીદવાની જેનાંમાં શક્તિ, તે, તેવા ચિતારોને પોતાની સોડે જાળવી રાખવાને, નહિ લલચાએ, એ તો કદી બનેજ નહિ. આટલા માટે શેઠ જમશેદજીમાં સારાં "ઑઇલ પેન્તીન્ગ્સ" એકઠાં કરવાનો શોખ જુવાન વયમાંજ ઉભો થયો. આવાં પીકચરોનું કોઇપણ જાહેર વેચાણ, તેવણની હાજરી વિના, પસાર થતું નહિ હતું. તેવા ચિતારોના તેવણ એક હાજર અને કદરશેનાસ ખરીદદાર હતા, અને કેટલીક વેળા તો ફકત બાર પંદર ઇંચ સમચોરસ ચિતાર માટે સેંકડો રૂપ્યા આપવા માટે કેટલાક અણસમજુઓ તેવણની ટેકાર વઠીક કરતા હતા. આ પ્રમાણે, કોઇ વેળા, જ્યારે તેવણને મોહ માંગતી, અને અતી આકળી, કીમત આપવી પડતી હતી, તેમ ઘણી વેળા કેટલાંક સારાં પીકચરો, તેની ખરી ખુબી પિછાનનારા ખરા કદરશેનાસોની ગેરહાજરીમાં,

તેવણને ઘણાંજ સોદાં મળી જતા હતાં, જે બીજી આકળી કીમતોનો ખંગ વાલી આપતાં હતાં. આ પ્રમાણે ચુંટી ચુંટી ખરીદેલાં "ઑઇલ" ચિતારોનો, તેવણે, કાંઇ નહિ તો ખાસ્સો દોહડસોની સંખ્યા સુધી, સંગ્રહ કીધો હતો, અને તે સંગ્રહ કરવામાં તેવણની બેવડી મતલબ હતી. એક તો એ કે તેમ કીધાથી પોતાનો એક ઉંચો શોખ પુરો પાડવો, અને તકલીદી અને શોભણશાભણનાં રમકડાંઓની બચ્ચાં ફાશીનની ચાઇચાઇને બદલે, પોતાનાં મકાનને, ઉમદા કારીગરોની પીછીનાં પરિણામોથી સણગારવું. આ ખચીત ઘણી સારી નેમ હતી, પણ એવી ફકત એકલ-પેટાઇ ભરેલી નેમથી શેઠ જમશેદજી પોતે સંતોષ પામે તેમાંના આદમી નહિ હતા. તેવણની જીંદગીના આ અહેવાલ ઉપરથી તેવણને જેઓ ઓલખવા શિખ્યા હશે તેઓ કબુલ કરશે કે પોતાના સઘળા જુદા જુદા શોખો પુરા પાડવામાં, શેઠ જમશેદજીની એક સાધારણ, અને ઘણીજ મોતેબર, નેમ હતી. અને તે નેમ સામાન્ય લોકોનું ભલું કરવાની હતી. લખાણોના બાબમાં ઉપર વર્ણવેલા તેવણે કીધેલા જુદા જુદા સંગ્રહો માટેની તેવી ભલી નેમ માટે તો કોઇથી પણ ના પાડી શકાશે નહિ. ચિતારોના સંગ્રહ બાબેની તેવણની તેવીજ ભલી અને મોતેબર નેમ જોકે પેહલ્લી નજરે એટલી સ્પષ્ટ દેખાઇ આવતી નથી, તોપણ આ લખનાર કહી શકેછે કે તે નેમ અતિશય મોતેબર હતી. અને તે નેમ, કોઇ દિવસે



J

તે સંગ્રહને ખીલવી મોહટો કરી, મુંબઇ શેહરની, સુધરેલા વખતની એક લાયક "પીકચર ગૅલરી" ની ખરેખરી હાજત પુરી પાડવાની હતી. તેવણનાં અકાળ મરણે જેમ ઘણાઓને, તેમ મુંબઇને, આ તેમજ બીજા ઘણા ઉમદા લાભો થતા અટકાવ્યાછે.

ચિતારોના આ સંગ્રહ ઉપરાંત શેઠ જમશેદજીએ બીજા પણ બે નાહના સંગ્રહ કીધા હતા. પેહલ્લો સંગ્રહ, પ્રાણી તથા વનસ્પતી વિદ્યાને લગતી ચીજોનો, અને ખનીજ પદાર્થોનો, હતો. આ સંગ્રહ, એવણના પિતાજીએ, એવણને નામે સ્થાપેલાં ઉમદા ખાતાં—ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ—ને, ભેટ આપ્યોછે.

બીજો સંગ્રહ, જુદા જુદા દેશોને લગતા, અસલી તથા હાલના, સિક્કાઓનો હતો. આ સંગ્રહ શેઠ જમશેદજીએ પોતાની જીંદગીનાં છેલ્લાં એક બે વરશમાં કરવા માંડ્યો હતો, અને જોકે દરેક કામ કરવાની પોતાની હંમેશની જાણીતી ખંત મુજબ સુન્નાં, રૂપાં તથા ત્રાંબાના સિક્કાઓની એક સારી સંખ્યા તેવણ એટલા અરસામાં ભેગી કરવા પામ્યા હતા, તોપણ તે સંખ્યા, સંગ્રહને માટે, નહિ સરખી હતી. આ સંગ્રહ કરવાની શેઠ જમશેદજીની નેમ પણ પાછલથી તેને કોઇ લાયક ખાતાંમાં ભેટ આપી દેવાની હતી.

શેઠ જમશેદજીનાં લગન, પોતાના કાકાજી સર (તે વેળાના શેઠ) દીનશાહજી માણેકજી પીતીત બૅરોનૅતનાં

બેટી બાઈ હીરાંબાઇ જોડે, થયાં હતાં. ધણી ધણ્યાણી તરીકે આ જોડું સુખ તથા સંપજથી રેહતું હતું. તેવણને ત્યાં કશાં પણ ફરજંદની વૃદ્ધિ થઇ નહિ હતી. આ બીના શેઠ જમશેદજીની હૈયાતીમાંજ એવણનાં માતપિતાને ખેદ ઉત્પન્‍ન કરનારી હતી, અને તેવણનાં અફસોસકારક મરણ બાદ એ બીના તે બુજરોગ માતપિતાનાં દુખ તથા અફસોસમાં ખુદરતી રીતે વધારો કરતી હતી. પણ આ બાબદમાં ખુદ શેઠ જમશેદજીના વિચારો ઘણાજ ફિલસુફી ભરેલા હતા. પોતાને ત્યાં એક પણ ફરજંદની ગેરહાજરી એ તેવણને મનથી કોઇપણ રીતે અફસોસની બીના નહિ હતી. એ બાબદ ઉપર તેવણ એક પળનો પણ વિચાર આપતા નહિ હતા, બલકે કોઈ કોઈ વેળા, જ્યારે, કેટલાક કપુતો અને કૂળનું નામ ડુબાડનારા છોકરાઓની વાત થતી હતી, ત્યારે સામો તેવણ સંતોષ માની લેતા હતા, કે આ દુનિયામાં કોઇને ફરજંદો અવતરે, અને તે લાજ લગાડનારાં નિકળે, તે કરતાં તે નહિજ અવતરેલાં બેહતર. પોતાનાં કૂળનું નામ કાયમ રાખવા માટે પોતાની પાછલ વંશવેળો અને કૂળનો “ચેરાગ” રાખી જવાની હોંસ, સાધારણ રીતે, ઘણાંકોમાં હોયછે. શેઠ જમશેદજીને આ પ્રમાણે પોતાનું નામ કાયમ રાખવાની ઇચ્છા ધરાવવાની રીત માટે ઘણો મોહટો શક હતો. તેવણ કેહતા હતા, અને તે તદન વાજબી અને ડાહપણ

ભરેલું હતું, કે એક માણસે જો આ દુનિયામાં સદા જીવતું અને યાદગાર રેહવું હોએ તો, તે પોતાનાં નેકી ભરેલાં કામો, અને પોતાની મનશક્તિને જોરે, રેહવું જોઇએ છે. એક માણસ ઘણું તો એક યા બે પેહડી સુધી પોતાના દીકરા, યા દીકરાના દીકરાથી યાદ રહેછે, પણ પછીથી તેની ધનનસલની કોઇને પણ ખબર પડતી નથી. તવારીખ યા સાહિત્યમાં યાદગાર રહી ગયલો કિયો શખ્સ પોતાના વંશવેળાથી યાદગાર રહી ગયોછે? સર્વે, ખુદ પોતાનાંજ પ્રાક્રમો યા મનશક્તિથી, આજે પણ સેંકડો જમાનાઓ ગુજરવા છતાં યાદગાર થયલા હશે. દરેક દેશ અને દરેક જમાનામાં એમજ ચાલતું આવ્યુંછે. આટલા માટે પોતાનાં ફરજંદ મારફતે પોતાની યાદગારી જાળવવાની ઇચ્છા તદન મિથ્યા, તથા આશા તદન ઠગાઈ ભરેલી, તેવણ ગણતા હતા. અને તેથીજ તેવણ પોતાની કલમની મેહનતથી, અને પોતાના ભલા ગુણો અને સખાવતી કામોથી, લોકો વચ્ચે યાદગાર રેહવાની ઉમેદ ધરાવતા હતા.

પોતાનાં માતપિતા તરફની ફરજો બજાવવામાં શેઠ જમશેદજી એક નમુનેદાર ફરજંદ હતા. તેઓનો પડતો બોલ ઉંચકી લેવો, અને તેઓની તાબેદારી કરી તેઓને હંમેશ રાજી રાખવાં, એ તેવણનો ધર્મ હતો. આ ઉત્તમ ગુણ તેવણે બીજા સઘળા ગુણો મિસાલ પોતાની જીંદગીનાં છેડા સુધી જાળવી રાખ્યો હતો. ઇંગ્લંદ, અને યુરોપના

બીજા સુધરેલા દેશો, જોવાની, અને દુનિયામાં મુસાફરી કરવાની, તેવણને અણહદ ઉલટ હતી. આ ઉલટ પાર પાડવા માગતે તો કાંઈબી કરી તેવણ તેમ કરી શકતે. પણ તેવણ જાણતા હતા કે તેવણનાં બુજરોગ માતપિતા તેવણને પોતાની નજર આગળથી એક ઘડી પણ ખીસાડવાને રાજી નહિ હતાં. આટલા ખાતર, પોતાની ગમે એવી હોંસ છતાં, તેવણે પોતાની આ ઉલટનું દબાણ કોઇ પણ વેળાએ પોતાનાં માતપિતા ઉપર કીધું હતું નહિ, બલકે સબુરી એખત્યાર કીધી હતી કે તેઓને ફોકટનાં નાખુશ કરી એ ઉલટ પુરી પાડવા કરતાં પાછલથી કોઇ દિવસે એ ઉમેદ બરલાવવી. પોતાનાં માતપિતાને કોઇપણ રીતે રંજીદા થવાનું કશું પણ કારણ નહિ આપવાનો આ તો ફકત એકજ દાખલો છે, પણ તે દાખલો માબાપ તરફનો તેવણનો પ્યાર તથા તાબેદારી બતાવવાને પુરતો છે. આવીજ રીતે તેવણનાં માબાપનો ચાહ તથા પ્યાર પણ તેવણ તરફ બેહદ હતો. વિના કારણે પોતાનાં ફરજંદોની મરજી તથા છુટાપણાં ઉપર આપખુદ આંકોશ ધરાવા ચાહનાર કેટલાંક અવિચારી માબાપના વર્ગનાં તેઓ નહિ હતાં. પોતાના લાડકા બેટાની દરેક મરજી તથા ઈચ્છા પાર પાડી આપવાની તેઓ હંમેશ કાળજી ધરાવતાં હતાં, અને તેવણ હંમેશાં ખુશ તથા સુખી રહે એવા ઉપાયો તેઓ હરદમ યોજતાં હતાં. એટલુંજ નહિ, પણ વધારે સ્તુતી પાત્ર તો એ છે,

કે કેટલીક બાબદોમાં તેઓ પોતાના આ ચંચલ બેટાની સલાહ લેતાં હતાં, અને તે ઉપર અમલ કરતાં હતાં. પોતે માબાપ થયાં એટલે આખી દુનિયાનું સઘળું ડાહપણ પોતાનામાંજ આવી ગયું, એવો ફાંકો ઘણાંકો ધરાવેછે. પોતાનાં ફરજંદોની સલાહ લેવી, યા તેઓના વિચારો પ્રમાણે ચાલવું, એમાં જાણે પોતાને હલકાઇ મળી જતી હોએ એમ ઘણાંઓ સમજેછે. પણ તેવો ફાંકો, યા તેવી ઇચ્છા, શેઠ જમશેદજીનાં માતપિતા ધરાવતાં ન હતાં, અને તેથી શેઠ જમશેદજીનો વગવસીલો સર્વે કરતાં પોતાનાં માતપિતા ઉપર ઘણો વધારે, અને ઘણો મજબુત, હતો. આ વગવસીલાને લીધે તેવણ પોતાનાં માબાપો સોડે, જાહેર તેમજ ખાનગી રીતે, ઘણાંઓનું ભલું કરાવી શક્યા હતા. આવાં ભલાં અને વાહલાં માતપિતાનાં ફરજંદ તાબેદાર તથા વહાલ બતાવનારાં નિકળે તેમાં કશી નવાઇ નથી.

એક નમુનેદાર બેટા, અને એક ભલા ભરથાર ઉપરાંત, શેઠ જમશેદજી એક હેતવંતા ભાઇ હતા. પોતાનાં એકપુરાં બેહન બાઇ આવાંબાઇને તેવણ એક ભાઇના સઘળા ખાલેસ પ્યારથી ચાહતા હતા, અને તેજ મિસાલે બેહનનું વાહાલ પણ પોતાના ભાઇ ઉપર તેવુંજ હતું. એક ચાલાક અને કેળવાયલાં બાનુ તરીકે બાઇ આવાંબાઇ પોતાના ભાઇના સઘળા ઊંચા શોખોમાં દિલોજાનથી શામેલ થતાં હતાં, અને તે શોખોને આગળ પાડવા, તથા મજબુતી આપવાને, તેવણ હંમેશ તત્પર રેહતાં હતાં.

પોતાની ફુરસદનો સઘળો વખત વિદ્યાભ્યાસને અર્પણ કીધેલો હોવાથી શેઠ જમશેદજી અંગબળની કશી પણ કસરતો ઉપર ધ્યાન આપી શકતા ન હતા. તોપણ એકજ રમત તેવણને સર્વથી વાહલી હતી, અને તે બીલ્યર્દની રમત હતી. આ રમતમાં શેઠ જમશેદજીએ એટલી બધી કુશળતા મેળવી હતી કે કેટલીક વેળા તેવણ, એ રમત સારી રીતે ખેલી જાણનારાઓ જોડે, પોતાનેજ મકાને, હરીફાઇની "મેચ"માં શામેલ થતા હતા, અને ઘણી વેળા પોતાના હરીફોને હફાવતા હતા.

હાથની રેખાઓ ઉપરથી એક માણસના ગુણ દોષ અને તેનું નસીબ પારખવાની વિદ્યા (palmistry) કે જે વિદ્યાએ, આજે સઘળી વિદ્યાઓમાં આગળ વધેલાં ઇંગ્લંદમાં પણ, પગ પેસારો કીધો છે, તે વિદ્યા ઉપર શેઠ જમશેદજીએ પોતાની જીંદગીનાં છેલ્લાં એક બે વરસમાં ધ્યાન પુગાડ્યું હતું. જેમ હિંદુસ્થાનમાંથી આસ્તે આસ્તે ગુમ થતી ઘણીક ઊંચી વિદ્યાઓના બાબમાં બનેછે તેમ આ વિદ્યાના ખરા ઉસ્તાદોને બદલે આજે ધુતારાઓ વધારે છે, અને તેથી તે વિદ્યા હસી તથા અંધકારમાં આવી પડે તેમાં કશી નવાઇ નથી. એક બે જાણકારોને હાથ શેઠ જમશેદજીને આ વિદ્યાની સચાઇ વિષેના ખાત્રીપુર્વક પુરાવાઓ મળ્યા પછી તેવણને તે વિદ્યા સંપાદન કરવાની ઘણી કાળજી હતી, પણ તે શિખવનાર કોઇ નહિ હતા. વળી તે સંપાદન

કરવા માટેનાં લાયક અને વિદ્વતા ભરેલાં પુસ્તકોની પણ ભારે ખુટ હતી. આ સઘળા નાસિપાસી આપનારા સંજોગો વચ્ચે પણ શેઠ જમશેદજી, મુંબઇ યા મુંબઈની બાહર, એ વિદ્યાના ખરા જાણકારોની મુલાકાત લેવા, અને તેઓથી થોડી થોડી સુચનાઓ મેળવવાની હોંસ ધરાવતા હતા. પોતાની જાતિ ખોલ તથા અવલોકનની ખંતથી શેઠ જમશેદજીએ આ બાબદમાં પણ સારી કુશળતા ટુંક વખતમાં મેળવી હતે તેમાં કશો સંદેહ નથી.

વિદ્યાભ્યાસના આ સઘળા શોખને લીધે શેઠ જમશેદજીને એક "જાહેર શેહરી" તરીકેની જીંદગી મુદ્દલ પસંદ નહિ હતી, અને તેથી તેવણ જાહેર સવાલોમાં, યા જાહેર હીલચાલોમાં જાહજો ભાગ લેતા ન હતા. તોપણ તેવણ વર્તમાનપત્રો મારફતે તેમજ જાતિ પુછપરછથી સઘળી જાહેર બાબદો ઉપર બારીક ધ્યાન આપતા હતા, બલકે સઘળા અગતના સવાલોનો ગોયા અભ્યાસ કરતા હતા. સને ૧૮૮૪ નાં સાલમાં મુંબઇની સરકારે તેવણને એક "જસ્તીસ ઑાવ ધી પીસ" નેમવાનું માન આપ્યું હતું.

બચપણથી શેઠ જમશેદજી ઘણા કાવલા બાંધાના હતા. આસ્તે આસ્તે જુવાનીમાં આવતાં તેવણનો તે બાંધો ખીલતો ગયો, અને પુખ્ત ઉમરે તેવણ ઊંચાં કદ અને સારા બાંધાના એક ગબરૂ જવાન બન્યા. પોતાના એક પુર્વજનાં ઠીંગણાં કદને લીધે તેવણનાં કુટુંબે *Petit* નાં ફ્રેન્ચ શબ્દની

જે ઉપમા મેળવી હતી, તે એવણે, પોતાનાં હાકમી ચલાવવા લાયકનાં ઊંચા કદથી, ખોટી પાડી આપી. તેવણના ચેહરાનો અમીરી દેખાવ, અને તેવણની સઘળી દમામદાર ઢબછબ, આ દુનિયાનાં એક સાધારણ માણસ તરીકે નહિ, પણ બીજાં સાધારણ માણસો ઉપર સરદારી ભોગવવાને લાયકના, તેવણને ઠેરવતી હતી. પોતાની હૈયાતીનાં છેલ્લાં બે ત્રણ વરસમાં તેવણની તબિયત, તોપણ, લઠડવા માંડી હતી, અને સને ૧૮૮૭ માં સખત માંદગીને બિછાને પડ્યા પછી તેવણ પુરતી તંદોરસ્તીમાં પાછા આવી શક્યાજ નહિ હતા. ચાલુ બિમારીથી તેવણની તબિયત વધુ અને વધુ લઠડતી ચાલી હતી, અને ૧૮૮૮ ના માર્ચ મહિનામાં તેવણ એક વેળા ફરીથી સખત માંદગીને બિછાને પટકાયા હતા. આ માંદગીએ પેહલાં કશું પણ ચિંતા ઉપજાવનારૂં યા ભયંકાર રૂપ લીધું હતું નહિ, અને તેવણનાં મરણની પાંચ છ દિવસ આગમચ કોઇને એમ પણ માલમ નહિ હતું કે તેવણનો અંત—કાળ એટલો નજદીક હતો. તોપણ ઇશ્વરી કજા આગળ માણસાઇ અક્કલ પોંહચી શકતી નથી, અને છેલ્લા થોડાક દિવસ અતિશય પીડાકારીમાં કાહડ્યા પછી, રોજ ત્રીજો અર્દીબેહસ્ત, માહ ૭ મો મેહેર શેહનશાહી સને ૧૨૫૭ યઝદજર્દી, તા૦ ૧૮મી માર્ચ સને ૧૮૮૮ ની પાછલી રાતનાં (ઇંગ્રેજી ગણત્રી પ્રમાણે તા૦ ૧૯મી માર્ચનો દિવસ શરૂ થતાંમાંજ) દોહડ કલાકને અમલે, પોતાનો પવિત્ર



K

આત્મા તેવણે પોતાના કિર્તારને હવાલે કીધો હતો. ગોયા કોઇ ગેબી ફરેશ્તાઓને તેવણ કેહતા હોએ તેમ તેવણના છેલ્લા શબ્દો "મહને ઉંચકો!" "મહને ઉંચકો!" હતા, અને એજ શબ્દો સાથ તેવણ આએ ફાની દુનિયામાંથી તે મીનોઇ જેહાનમાં સદાના ઉંચકાયા હતા. તેવણનાં મરણનાં બિછાનાં નજદીક તેવણનાં દુખી માતપિતા, મોહરદાર, અને એક બે સગાંઓ ઉપરાંત, આ લખનાર પણ હાજર હતો, અને પોતાના વાહલામાં વાહલા અને સર્વેથી માનીતા મિત્રથી આ દુનિયામાં સદાના છુટા પડવાની તે કમનસીબ અને છાતી ફાડી નાખનારી પળે, પોતાની નિર્બળ નાચારી વચ્ચે, ઇશ્વરી હુકમ આગળ સર નમાવી, ચાક થતાં જીગર સાથે ઉભો રેહવાનો શોકાતુર સંતોષ તેને હતો. તે ગંભીર દેખાવ વેળાની જારી અને કલાપીટનું વર્ણન આએ કલમ કરી શકતી નથી. જે પ્યારા મિત્રને આ લખનાર વિના, અને આ લખનારને જે માનીતા દોસ્ત વિના, એક ઘડી પણ ચાલતું ન હતું તેઓ બોલ બોલતામાં આએ ધરતી ઉપરથી સદાના વિખુટા પડ્યા, અને તે જાની રફીકથી કદીપણ ફરીથી છુટો નહિ પડવા માટે તેની સાથે તે જેહાનમાં જોડાવાની પળ આવી પોંહચે તેટલાં, આ દુનિયાની જંજાલો અને વિપત્તો તેને સીર ચોંહટી. તે મુબારક ઘડી આવી પોંહચે તેટલાં આએ જીગર તેની યાદી એક પળભર પણ વિસરનાર નથી. તેના ખાલેસ પ્યારની

બરકતથી તે યાદી આએ દિલમાં ઉંડામાં ઉંડી કોતરઇ રહીછે, અને ખરાં જીગરનાં છુપ્યાં આંસુઓ તેને હરદમ તાજી રાખેછે. તે નેકજાદ મિત્રનાં અશો રૂહ ઉપર પાક હોરમઝદનો, અને તેના માનીતા પવિત્ર ફ્રેશ્તાઓનો, સાયો હંમેશ રહો! આએ અદના કલમમાં તાકાત હશે ત્યાંસુધી આવા એક મિત્રની ખૂબીઓનાં વખાણો દરેક ઘટતે પ્રસંગે તે ગાતી રેહશે.

શેઠ જમશેદજીની લોકપ્રીયતા, તેવણને અવલમંજલ પોંહચાડતી વેળાએ મલેલી દબાદબા ભરેલી ભારે મિજલસ ઉપરથી, તેમજ તેવણનાં શોકાતુર મરણની નોંધ મુંબઈનાં સઘળાં ગુજરાતી તથા ઇંગ્રેજી વર્તમાન પત્રોએ, તેમજ નજદીક સઘળાં ચોપાન્યાંઓએ, અને બાહેર દેશાવરનાં કેટલાંક બીજાં પત્રોએ વખાણના શબ્દો સાથે લીધી હતી, તે ઉપરથી પુરવાર થાયછે. આવા એક ખૂબીવંતા અને લાયકીથી ભરેલા નરનાં અકાળ મરણ માટે, અને તે મરણથી તેવણનાં બુજરોગ માતપિતાની આએ દુનિયાની જે એકલીજ આશા અને ઉમેદ તે ઉમેદ ભાગીને ભુકો થવા માટે, કોણની દિલસોજી નહિ ઉસકારાએ, અને કોણનું દિલ નહિ પિગળે? તેવણને છેલ્લું માન આપવા માટે ભેગા મળેલા જરથોશ્તીઓની સંખ્યા કાંઈ નહિ તો ચારથી પાંચ હજારની ગણાઇ હતી, કે જેવી ગંજાવર સંખ્યા જાણકારોના કેહવા મુજબ મરહુમ શેઠ મેહરવાનજી પાંડેનાં મરણ પછી કોઇ

પણ જરથોશતીનાં માન માટે ભેગી મળી નહિ હતી, બલકે શેઠ મેહરવાનજી પાંડેવાળી તે મિજલસ પણ એટલી ગંજાવર હતી એવું ચોકસાઇથી કેહવાઇ શકાતું નથી. તેવણનાં રવાનને છેલ્લી આરામગાહે પુગાડવા માટે તેની પાછલ ગયલા પારસીઓની સંખ્યા પણ ખાસ્સી બેથી ત્રણ હજાર હતી. તેવણનાં મરણે મુંબઇમાં તેમજ બાહેર ચોગમ મોહટી દલગીરી ફેલાવી દીધી હતી તેમાં તો કશો શક નથી, અને તે દલગીરી બતાવવા માટે તથા એ કમનસીબ માઠા બનાવ માટે, તેવણનાં માતપિતા તથા કુટુંબ તરફ દિલસોજી બતાવવાને જે સામાન્ય લોક—અવાજ આપખુશીથી ઉઠી ઉભો થયો હતો, તેવો લોક—અવાજ આ લખનારે બીજા કોઇ પણ પારસી મહાવિરના બાબમાં સાંભળ્યો નથી.

આ પ્રમાણે પોતાનાં ચાલતાં ચલણમાં જે "મોઘરાં" શેઠ જમશેદજીએ વાવ્યાં હતાં, તે મોઘરાંઓએ, તેવણનાં મરણ બાદ, એકદમ ખીલી નિકળી, તેવણની લાયકી અને નેકીનો સુવાસ સઘળે પાંથરવા માંડ્યો. તેવણનાં જશ ભરેલાં જાહેર તથા ખાનગી કામોની કીર્તિનો અત્યાર સુધી છુપઇ રહેલો પ્રકાશ તેવણનાં મરણ બાદ સઘળે એકદમ પસરવા માંડ્યો, અને તેવણની તે ખુબીઓથી જેઓ અત્યાર સુધી બિનવાકેફ હતા તે સઘળાઓ, આએ અસીલ જુવાન્યાએ ૩૩ વરસની પોતાની ટુંક ઉમરમાં બજાવી દેખાડેલાં અગણીત ખાનગી પરોપકારી કામો વિષે સાંભળી, વિસ્મય પામવા લાગ્યા.

નેકીનો બદલો હંમેશ એવોજ મળેછે, અને ભલાની ભલાઇ તેનાં મરણ બાદજ પિછાનાયછે.

આએ શોકાતુર બનાવની નોંધ પછી, શેઠ જમશેદજીનાં મરણ બાદ, તેવણનાં દુખી માતપિતાએ, તેવણની નેક યાદગારી અહિં જાળવી રાખવા માટે જે જે ઉપાયો લીધા છે, તે ઉપાયોની ટુંક નોંધ લેવાનું કામ બાકી રહ્યું છે. આ સર્વે ઉપાયો, તે સખાવતનાં કામો બરપા કરવાને લગતા છે, કે જે કામો સાથે પોતાના વાહલા પુત્રનું નામ જાવેદાન સુધી જોડેલું રાખી તેવણની પવિત્ર યાદગારી જાળવવાની રૂડી નેમ તેમાં રાખવામાં આવી છે. આ સર્વે કામો જેમ મુંબઇમાં તેમ બાહેર પણ થયાં છે, પણ મુંબઇને તેનો મોહટો, અને સર્વથી અગતનો, તથા કીમતી, હિસ્સો મળ્યો છે. આ સઘળાં કામોમાં તે ભલાં માતપિતાએ એક મોતેબર નેમ મુજબ કામ લીધું છે, અને બનતાં સુધી તે કામો પોતાના મરહુમ પુત્રની જીંદગીની વળણ મુજબનાંજ કીધાં છે. આથી શેઠ જમશેદજીનાં નામ સાથે જોડેલાં નજદીક સઘળાં ખાતાંઓ કેળવણીનાં કામને આગળ વધારનારાં, અને નાચાર બેચાર અને દરદીઓના છુટકારા અને રાહતને લગતાં છે.

આ સઘળાં ખાતાંઓમાં સર્વથી વધુ મોતેબર, વધુ કીમતી, અને વધુ આશીર્વાદ ભરેલું તે ગંજાવર ખાતું છે કે જેમાં નમાબાપાં, અને નાચાર બેચાર જરથોશ્તી છોકરાઓને પાળી પોષી, ઉધારી, તથા કેળવણી આપી, દુનિયામાં

તેઓને બાહેર પાડવાની ઉત્તમ નેમ રાખી છે. આ ખાતું જે તેના હાતમ દિલના સ્થાપનારે નજદીક દસ લાખ રૂપ્યાની બાદશાહી રકમ ખરચી ઉભું કીધું છે તે પારસી કોમ ઉપર પોતાના આશીર્વાદો હંમેશાં પાંથરતું, અને તે સખી સ્થાપનારની, તથા જેવણનાં પુનને કાજે તે સ્થાપવામાં આવ્યું છે તે નામવર નરની, કીર્તિ સઘળે પાંથરતું, સદા કાળ ઉભું રેહશે. એ બંધે બાપબેટાની યાદગારીનો તે એવો સ્થંભ થઇ પડશે કે જે ઉપર જમાના-ઓનો દોર ચાલવો કઠણ છે. નમાબાપા છોકરાઓ કે જેઓ પોતાને માથે કોઇપણ ધણીધોરી વિના ગલીએ ગલી રખડી, ખરાબ સંગતોમાં પડી, ભુંડી ચાલના નિકળવાનો, અને તેવી ચાલથી કોમની એક નામોશી સરખા થઇ પડવાનો, વધારે સંભવ તેવાઓને તેવી તેમની ભવિષ્યની હાલતમાંથી બચાવવા, અને પુરતાં સુખચેનમાં ઉછારી, ઘટતી કેળવણી આપી, આબરૂદાર શેહરીઓ તરીકે દુનિયામાં બાહેર પાડવા, એ કાંઈ જેવા તેવા જશ અને પુનનું કામ નથી. આજે કોમમાં ગરીબાઇ ઘણી વધી પડવાની ફરિયાદો સંભળાય છે. આ ફરિયાદ પણ આ ઉત્તમ ખાતું ઘણે દરજ્જે દૂર કરે છે, અને આગળ ચાલતાં તે વધારે દૂર કરશે. નમાબાપા અને નાચાર છોકરાઓને પોતાને પડખે લેઇ તેવાઓને પાળવા પોષવા અને કેળવવાના ખરચનોં બોજો તેમનાં ગરીબ ખેશીઓનાં સર ઉપરથી કાહડી લેઇ

તેઓની ગરીબઈમાં આ ખાતું તેમને જેમ એક રીતનો આડકતરો ટેકો આપેછે, તેમ વળી તેવા છોકરાઓને આબરૂદાર ધંધાદારી તરીકે રળતા કમાતા દુનિયામાં બાહેર પાડી, કોમના ગરીબ માણસોની સંખ્યામાં તેટલો ઉમેરો થતો તે અટકાવે છે. ખાતું હજી બચગીમાં છે એટલે આ સઘળા ફાયદા એકાએક નજરે આવી શકશે નહિ, પણ જેમ જેમ વરસોનાં વધવા સાથ તે પોતાના ઉપયોગીપણાંના ગુણો વધારે બતાવતું જશે, અને તેનાં શુભ ફળો કાંઇક સંગીન આકારમાં પ્રજા પોતાની સામે જોશે, ત્યારેજ આ બુલંદ ખાતાંની કીમત હજી પણ વધારે બુજાશે, અને ત્યારેજ તેના પરોપકારી મરહુમ સ્થાપરની ખરી ખુબી વધારે જોશ સાથે પ્રકાશશે. નજદીક એકસો અને દસ છોકરાઓને એકજ ઠેકાણે રાખી મધ્યમ સ્થીતીનાં માબાપોનાં ફરજંદો માફક, તેમને, સઘળાં ઘટતાં સુખ અને સગવડ સાથ, ઉધારવાં અને કેળવવાં, તથા ખરા દીનચુસ્ત જરથોશ્તીઓનો છાપ તેઓનાં મન ઉપર મજબુત બેસાડી, દરેક રીતે લાયક બનાવી, તેઓને બાહર પાડવા, એ ઘણા ગંજાવર ખરચનું કામ છે, અને તે કામ આવું એક ગંજાવર ખાતુંજ બજાવી શકે. શેઠ જમશેદજીને ત્યાં કશું ફરજંદ નહિ હોવાનો ખેદ તેઓનાં માબાપ ભેગો બીજાં ઘણાઓને હતો, પણ આ ખાતાનાં ચેલાઓજ કેળવણી લઇ દુનિયામાં જ્યાંબી જશે ત્યાં શેઠ જમશેદજીનું નામ

એવી રીતે સાથે લેતા જશે કે જેથી ઉપલો ખેદ જાહેજો હવે બતાવી શકાશે નહિ.

આ ખાતાંનાં સંબંધમાં શેઠ જમશેદજી માટે એક ચીજ જે ઘણી જાણવા જોગ છે તે એ છે કે એવી જાતનાં એક ખાતાંનો વિચાર પોતાના સખીદિલ પિતાજીનાં મનમાં ઉભો કરનાર, તથા તેવાં એક ખાતાંની જરૂર તેવણનાં ધ્યાન ઉપર વારેઘડીએ લાવનાર શેઠ જમશેદજી પોતે હતા. તે પરોપકારી પિતાને, પોતાના નેકજાદ બેટાની આ સુચના, ઘણી પસંદ હતી, પણ તે સંપુર્ણ રીતે પાર પાડવા માટે એક ગંજાવર રકમની જરૂર હોવાથી તેવી રકમની ગણત્રી માટે તેવણ ઠોબેલા હતા. એટલામાં નાતરસ જમે આ જુવાન્યા ઉપર શેતાબી કીધી, અને જે કામ મરહુમ શેઠ નશરવાનજી પોતાના આ ચાલાક બેટાની હૈયાતીમાં તેવણની ઇચ્છા મુજબ પેહલ્લી જોગવાઇએ પાર પાડવાને ખંતી હતા, તે કામ તેવણનાં આફત ભરેલાં મરણના શોકાતુર પ્રસંગની દુખ ભરેલી યાદ તરીકે સ્થાપવું પડ્યું.

આ ખાતાં ઉપરાંત પોતાના નેકનામ બેટાની યાદગારી માટે શેઠ નશરવાનજીએ બીજાં નાહનાં નાહનાં ઘણાંક ખાતાંઓ ઉભાં કીધાં છે, અને તેઓમાં શેઠ જમશેદજીની નેમ મુજબ લાઇબ્રેરીઓ મોહટી જગ્યા રોકે છે. મુંબઈ શેહરની પુરાણી ફ્રૅાર્ત રીડીંગ રૂમ ઍન્ડ લાઇબ્રેરી, જેના શેઠ જમશેદજી એક આગેવાન સભાસદ હતા, અને જે મુંબઇની

સર્વે લાઇબ્રેરીઓમાં શેઠ જમશેદજીની સૌથી વધારે માનીતી લાઇબ્રેરી હતી, અને જે લાઇબ્રેરીમાં આગળ જણાવ્યા મુજબ શેઠ જમશેદજીએ પોતાના નામનું એક બુક-ફંદ સ્થાપ્યું હતું, અને આગળ ચાલતાં જેને વધારે મોહટી મદદ કરવાની, અને વધારે સારા પાયા ઉપર મુકવાની ઉમેદ રાખી હતી, તે લાઇબ્રેરીને શેઠ નશરવાનજીએ પોતાના પુત્રની એ ઉમેદ મુજબ રૂ ૨૫,૦૦૦) ની બાદશાહી રકમની ભેટ આપીછે, અને તેના ઉપકાર દાખલ લાઇબ્રેરીના કારોબારીઓએ તેનું નામ ફેરવી "ધી જમશેદજી નશરવાનજી પીતીત ફોર્ત રીદીંગ રૂમ ઍન્દ લાઇબ્રેરી" એવું નામ આપ્યુંછે.

ઉપલી લાઇબ્રેરી સુધાં, મુંબઇ મધે ચાર, તથા બાહેરગામ મધે એક, મળી, પાંચ જુદાં જુદાં કેતાબખાનાંઓ મરહુમ શેઠ જમશેદજીને નામે ચાલેછે.

૧. ધી જમશેદજી નશરવાનજી પીતીત ફોર્ત રીદીંગ રૂમ ઍન્દ લાઇબ્રેરી.

૨. ધી જમશેદજી નશરવાનજી પીતીત કોલાબા લાઇબ્રેરી.

૩. ધી જમશેદજી નશરવાનજી પીતીત ગીરગામ લાઇબ્રેરી.

૪. ધી જમશેદજી નશરવાનજી પીતીત બાહેરકોત ઇમપૃવમૅન્ત લાઇબ્રેરી.

### ૫. ધી જમશેદજી નશરવાનજી પીતીત અંકલેશ્વર લાઇબ્રેરી.

આ કેતાબખાનાંઓ તથા આગળ વર્ણવી ગયલા કેળવણીખાતાંઓ ઉપરાંત, તનની કેળવણી માટે મુંબઇ મધે ખેતવાડીનાં વસનારાઓને એક કસરતશાળાની જરૂર હોવાથી તે ખુટ પણ શેઠ નશરવાનજીએ રૂ ૪,૦૦૦ ની રકમ બખશી પુરી પાડીછે. આ પ્રમાણે, મરહુમ શેઠને નામે, ઑરફ્નેજવાળાં મજાવર ખાતાં સુધાં, સઘળાં મળી ત્રણ કેળવણીખાતાં—બે મુંબઇ મધે અને એક બાહેર ગામ—ચાલે છે:—

૧. ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફ્નેજ.

૨. ધી જમશેદજી નશરવાનજી પીતીત ભરૂચ પારસી ગરલ્સ સ્કુલ.

૩. ધી જમશેદજી નશરવાનજી પીતીત ખેતવાડી જીમનેશ્યમ.

કેળવણીખાતાંઓ ઉપરાંત દરદીઓનાં દુખ ટાળવાનાં ખાતાંઓ સાથે પણ શેઠ જમશેદજીનું નામ જાળવી રાખવામાં આવ્યુંછે. આમાંનાં બે ખાતાંઓ વિષે શેઠ જમશેદજીની હૈયાતીમાંજ વિચાર ચલાવવામાં આવ્યો હતો, અને તેવણુની મસલત સાથેજ તે વિષેની ગોઠવણો પણ થઇ ચુકી હતી. એમાંનું પેહલ્લું શ્રી ઉદવાડાનાં

પુરાણાં અને પવિત્ર ધર્મ-સ્થળમાં એ શેઠને નામનું એક ધર્મનું દવાખાનું જારી રાખવાનું ખાતું છે, કે જે ખાતે શેઠ નશરવાનજીએ રૂ ૨૦,૦૦૦) ની મોહટી રકમની મદદ, શ્રી ઉદવાડાનાં અંજુમન તરફથી હાલ ચાલતાં ધર્મનાં દવાખાનાને, આપ્યાથી, તે દવાખાનું શેઠ જમશેદજીને નામે ચલાવવાનું નક્કી થયું છે. વળી આના જીલ્લા મધે આવેલાં વાડા ગામમાં, દરદીઓના છુટકારા માટે કોઇ પણ દાકતર યા દવાખાનું, ન હોવાથી, ત્યાંના રેહવાસીઓને એ બાબદમાં ખમવી પડતી ભારે હેરાનગતી દૂર કરવાના હેતુથી, રૂ ૧૦,૦૦૦) ને ખરચે એક ધર્મનું દવાખાનું તે ગામમાં મરહુમ શેઠ જમશેદજીને નામે બરપા કરવામાં આવ્યું છે. આ ખાતાંને હસ્તીમાં લાવવા માટે પણ શેઠ જમશેદજીએ પોતાની હૈયાતીમાં ઘણી ઉલટ તથા કાળજી બતાવી હતી.

દરદીઓના છુટકારાનું એક ત્રીજું કામ ગુજરાત મધે આવેલાં શ્રી સાદરા ગામ મધે કરવામાં આવ્યું છે. ત્યાંની સીવીલ ઑસપીતલમાં સ્ત્રી દરદીઓ માટે કશી પણ એલાહેદી ગોઠવણો યા મહલાઓ ન હોવાથી ત્યાંની બાપડી દુખ્યારી ઓરતોની તે ખુટ, મરહુમ શેઠ જમશેદજીનાં પુનને કાજે, શેઠ નશરવાનજીએ રૂ ૨૦૦૦) ખરચી, પુરી પાડી હતી. એજ પ્રમાણે શ્રી પુના શેહર મધેની "ધી દેવીદ સાસુન ઍસાયલમ" માં રખડતા રગતપી-

ત્યાંઓને રાખવાની જગ્યાની ધણી ખુટ હોવાથી, એ ખુટ, મરહુમ શેઠનાં માતાજીએ, તેવણને નામનો એક વૉર્ડ, મજકુર ઍસાયલમમાં બાંધવા માટે, રૂ ૪,૦૦૦) ની એક રકમ આપી, પુરી પાડીછે.

આ મુજબ એ મરહુમ શેઠને નામે દરદીઓનાં દુખ ટાળવાનાં નીચલાં ચાર ધર્મનાં ખાતાંઓ ઉભાં થયાંછે.

1. ધી જમશેદજી નશરવાનજી પીતીત ઉદવાડા ચેરીતેબલ ડીસપૅનસરી.
2. ધી જમશેદજી નશરવાનજી પીતીત વાડા ચેરીતેબલ ડીસપૅનસરી.
3. ધી જમશેદજી નશરવાનજી પીતીત ફીમેલ વૉર્ડ ઑફ ધી સાદરા ઑસપીતલ.
4. ધી જમશેદજી નશરવાનજી પીતીત લૅપર વૉર્ડ ઑફ ધી ડેવીદ સાસુન ઈનફરમ ઍસાયલમ.

આ સર્વે ધર્મો ઉપરાંત, મરહુમ શેઠ જમશેદજીનાં ધર્મી માતાજીએ, પોતાની ધર્મીક લાગણીઓ મુજબ, એ મરહુમ શેઠને નામનો એક જાહેર ધાહમબાર દર સાલ મુંબઇ શેહર મધે કરવા માટે, રૂ ૨૨,૫૦૦) ની એક નાદર રકમ, પારસી પંચાયતના ત્રસ્તી સાહેબોના હસ્તકમાં સોંપીછે.

શેઠ જમશેદજીનાં નેક નામ સાથે જોડાયલા આં સઘળા ધર્મો ઉપરાંત, મરહુમ શેઠ જમશેદજીનાં પુનને કાજે,

ખુદ તેવણનાં ઉઠમણાં વેળાએ, તેમજ ત્યારબાદ પ્રસંગ પડવે, બીજી બેશુમાર નાહની મોહટી રકમોના ધર્મ એ મરહુમનાં દુખી લાગણીવાળાં માતપિતાજીએ કીધોછે, જે સર્વેની અતરે જગ્યા કરી શકાતી નથી. તે વિષે ટુંકમાં આટલુંજ કેહવું જોઇએછે કે તે દરેક રકમ ખરચવામાં ઉપર જણાવેલી શેઠ જમશેદજીની વળણ મુજબની મોતેબર નેમો હમેશાં જાળવી રાખવાની કાળજી બતાવવામાં આવીછે.

શેઠ જમશેદજીનાં માતપિતાએ તેવણની પવિત્ર યાદ આ પ્રમાણે જાળવી રાખવા માટે લીધેલા જુદા જુદા મોતેબર ઉપાયો ઉપરાંત, પારસી પ્રજાએ પણ, તે કારણ માટે, પોતાની તરફનો એક અદના, પણ દિલસોજીથી ભરેલો, ફાલો આપ્યો છે. મરહુમ શેઠનું એક અર્ધકદનું બાવલું બનાવી, તે, ઍારફ્નેજનાં મકાન મધે, ભેટ આપવાનાં કારણસર, પારસી ટોલાએ, પોતાના વડા અકાબર સર જમશેદજી જીજીભાઇ (ત્રીજા) બારૉનેટ, સી. એસ. આઇ.ની સુચનાથી, અને તેવણની આગેવાની હેઠળ, રૂપ્યા ત્રણ હજારની ઉપરનું એક ફંદ ઉભું કરી, તે મજકુર ખાતાંના ત્રસ્તીઓને સ્વાધીન કીધુંછે, જે મધેથી, મરહુમ શેઠનું સંગેમરમરનું એક અર્ધ-બાવલું બનાવવાનું કામ, તેઓએ ઇંગ્લાંદના નામીચા નકાશગીર મી૦ રૉસ્કો મલીન્સને સોંપ્યું છે, અને જે બાવલું, તૈયાર થઇ આવવે, ઍારફ્નેજની

નિશાળ માટે ખાસ બંધાતાં નવાં મકાનનાં દિવાનખાનામાં મુકવાનો ઠરાવ કરવામાં આવ્યોછે.

શેઠ જમશેદજીની આ દુનિયા મધેની ટુંકી, તોપણ ઝલકતી, કારકીરદીનો આ એક સાદો હેવાલ છે. વાંચનારે તે ઉપરથી આ ભલા પરોપકારી નરની જુદી જુદી ખૂબીઓ પિછાની લીધી હશે. તેણે પિછાની લીધું હશે કેઃ

(૧) તેવણ એક ઉંચી પંકતીના કવિ હતા, કે જે કવિતાની મજેહ—જેમ આ પુસ્તકના અભ્યાસ ઉપરથી માલમ પડશે તેમ—કાંઇ ન્યારીજ છે, અને જેની જાતની દિલપઝીર કવિતાની ગુજરાતી ભાષામાં પેહલ કાહડવાનું માન તેવણે મેળવ્યું હતું.

(૨) આ ઉપરાંત ગુજરાતી સાહિત્યમાં કેટલાક કીમતી સંગ્રેહો દાખલ કરનાર તરીકે, તથા એક અચ્છા તરજુમો કરનાર તરીકે, તેવણે તારીફ લાયક કોશેશો કીધી છે.

(૩) તેવણ એક એવા પરોપકારી અને સખી દિલના આદમી હતા કે જેવણનો દર દિવસ કોઇ નહિ અને કોઇનું પણ ભલું કરવામાંજ જતો હતો; જેવણ પોતાની કમાઇની ગણત્રી વટીક, સખાવતનાં કામ પાછલ ખરચવાનીજ, રાખતા હતા, અને જેવણના રૂડા દાખલા અને રૂડી સમજાવતથી હજારોનું ભલું થયું છે, અને જાહેર સખાવતનાં કેટલાંક મોતબર ખાતાંઓ બરપા થયાં છે.

(૪) તેવણ એક ખરા ચુસ્ત અને દિનદાર જરથોશ્તી હતા. પોતાના ધર્મ વિષે તેવણને ઘણોજ ઉંચો ખ્યાલ અને ગુમાન હતું, અને તે ધર્મના અભ્યાસની સગવડો માટે તેવણને હંમેશ કાળજી હતી.

(૫) તેવણ પોતાની પારસી તોખમ માટે, તેમજ પારસી ટોલા માટે, મગરૂર હતા, અને કોમની કીર્તિ માટે તેવણને એટલી બધી દાઝ હતી, કે તેવું જાત્યાભિમાન આ લખનારે કદાચજ બીજે ઠેકાણે જોયું હશે.

(૬) જુદી જુદી ઉપયોગી બાબદોના તેવણ અચ્છા અભ્યાસી હતા, અને પોતાના ફુરસદના વખતની દરેક પળ પોતાનું મન ખીલવવામાં અને જ્ઞાન વધારવા માટે રોકવામાંજ તેવણ મોજ માની લેતા હતા.

(૭) તેવણ એક નમુનેદાર બેટા, માયાળુ ભરથાર, અને હેતવંતા ભાઇ હતા, અને કુટુંબ કબીલામાં પોતાની નમુનેદાર, મળતાવડી અને માયા ભરેલી ચાલથી તેવણ સર્વના એટલા તો માનીતા હતા કે છેક દુરનાં ખેશીઓ વટીક તેવણની એવી ચાલથી જાનફેશાની કરતાં હતાં.

(૮) તેવણ જોકે જાહેર જીંદગીમાં ભાગ લેતા નહિ હતા, તોપણ એક ઘણાજ ઉપયોગી શેહરી હતા, અને જાહેરમાં આવ્યા વગર લોકોપયોગી બાબદો માટે એટલી કાળજી ધરાવતા હતા, તથા છુપો લાગવગ ચલાવતા હતા, કે જે એવણના અમીરી ખવાસને તદન છાજતી બીના હતા.

(૯) એક મિત્ર તરીકે તો તેવણની કીંમતજ ગણી શકાતી નથી. જાની મિત્રો ઉપર તો તેવણ ખરેજ જાનફેશાની કરનારા હતા. તેઓના સુખમાં પોતાનું સુખ, અને તેઓનાં દુખમાં પોતાનું દુખ, તેવણ સમજતા હતા, અને તેઓનાં ભલાં માટે એવા જુદા જુદા ઉપાયો યોજતા હતા, તથા છુપી ચાવીઓ ચલાવતા હતા, કે ખુદ પોતાનાં ભલાં માટે પણ તેટલી ખંત કોઇ બીજો આદમી ધરાવે નહિ. બીજા મિત્રો અને ઓલખાણવાળાઓ સાથે પણ તેવણ તેવાજ માયાળુ અને લાયકીવાલા હતા, અને જરૂરને વખતે કોઇનું પણ કામ પાર પાડી આપ્યા વિના તેવણને સુખ નહિ હતું.

આ બાબદને મથાળે મુકેલા એક કરોડપતિના બોલો તેવણને તદન લાગુ પડતા હતા. મી૦ ઍન્દ્રુ કારનેગી નામના અમેરીકન કરોડપતિ, કે જેવણે દોલતના ઉપયોગ વિષેની ઘણીજ ડાહપણ અને ફિલસુફી ભરેલી એક બાબદ અમેરીકાનાં જાણીતાં ચોપાન્યાં "ધી નૉર્થ અમેરીકન રીવ્યુ" માં થોડીક મુદત અગાઉ છપાવી હતી, અને જે બાબદથી આખી સુધરેલી દુનિયામાં તે વેળાએ ચરચા ચાલી રહી હતી, તે વિદ્વાન લખનારને વાંચનાર ભુલ્યાં ન હશે. તેનું લખવું બોલેબોલ ખરૂં છે કે દોલતના લાડથી નહિ બગડેલા, અને જાહેર પ્રજાની મોહટી સેવાં બજાવનારા લક્ષાપતિઓના આવા છોકરાઓ કમનસીબે

આજે ઘણા થોડાજ મળેછે. શેઠ જમશેદજીની જગ્યા આજને કાલ તો ખાલી દિસેછે.

આવા ચંચલ, માયાળુ, લાયકીવાલા, અને પરોપકારી નર ખોહવા માટે કોણ દલગીર નહિ થાએ? તેવણનાં અકાળ મરણથી ગયલી ખોટ સઘળાં લાગતાંવલગતાં માટે, તેમજ ખુદ જાહેર પ્રજા માટે પણ, એક ખરેજ કમનસીબ બનાવ હતો. પણ ઇશ્વરના રસ્તા ન્યારાજ હોયછે. તેની અગાધ રીતિઓ માણસાઈ ડાહપણથી માપી શકાતી નથી, અને આ વૃત્તાંત ખતમ કરતાં આ સઘળા શોક વચ્ચે એટલો દલગીરી ભરેલો સંતોષ માની લેવાનો છે કે જે ભલા નરનાં મરણ બાબે આટલો બધો વિલાપ કરવાનું કારણ છે, તે ભલા નર, પોતાની પાછલ, પોતાની નેકી અને ઉદ્યોગનાં એટલાં બધાં કામો, અને પોતાની મગજ–શક્તિનાં એટલાં બધાં ફુલો, મુકી ગયાછે કે જેઓનો પમરાટ જમાનાઓ સુધી પસરતો જઇ તેમની કીર્તિ પાંથરતો રેહશે.



M



# શેઠ જમશેદજી નશરવાનજી પીતીતની કવિતા.

By poetry we mean not all writing in verse, nor even all good writing in verse. Our definition excludes many metrical compositions which, on other grounds, deserve the highest praise. By poetry we mean the art of employing words in such a manner as to produce an illusion on the imagination, the art of doing by means of words what the painter does by means of colour.—LORD MACAULAY.

જમશેદજી પીતીતની કવિતાની ખરી ખુબીઓ પિછાનવા માટે કવિતા એટલે શું તેનો ખરો ખ્યાલ વાંચનારે ધરાવવો જોઇએછે. ઇંગ્રેજી કેળવણીના પ્રતાપથી, અને ઇંગ્રેજી સાહિત્યનાં જ્ઞાનના ફેલાવા સાથે, આવો ખ્યાલ આજે ઘણાં વાંચનારો, ઘણો નહિ અને થોડો પણ, ધરાવતાં હશે, તેમાં

કશો સંદેહ નથી. આટલા માટે, એવો ખ્યાલ તેઓને આપવાનું કામ, આએ લખનાર, જાહજી મુશકેલીનું, સમજતો નથી. મોઠાં ભાગ્યે ગુજરાતી શિખનારાં બચ્ચાંઓને બચપણથીજ જે તરબિયત મળેછે, તથા ગુજરાતી કવિતાઓના જે નમુનાઓ નાહની વયથીજ તેઓને શિખાડવામાં, બલકે મોહડે ચહડાવવામાં આવેછે, તે નમુનાઓથી ખરી કવિતાનો જે ખ્યાલ, તથા ખરી કવિતા તરફનો જે ચાહ, તેઓને કુમળી વયથી મળવો જોઇએ તે તેઓ ધરાવતાં નથી, અને તેનું કારણ એ છે કે તે સઘળા નમુનાઓ, જેને આપણ આ વિષયમાં હિંદુ સ્કુલની કવિતાને નામે ઓળખીશું, તેવી કેહવાતી "કવિતા"ઓના છે. આ સ્કુલના લખનારાઓના કવિતા વિષેના વિચારો ઘણા વિચિત્ર, તથા આએ પુસ્તકથી કવિતાનો જે ખરો ખ્યાલ વાંચનારને આપવાની મતલબ છે તે પુસ્તક મધેની કવિતાઓથી તદન જુદીજ કિસમના છે. તોપણ, જેમ જેમ તે બાળકો કેળવણીમાં, અને ઉમરમાં આગળ વધતાં જાયછે, અને ઇંગ્રેજી સાહિત્યમાંનાં કવિતાનાં નાદર ગોહરો તેમનાં ધ્યાન ઉપર ઠસતાં જાયછે, તેમ તેમ બાળપણમાં શિખેલી તેવી કવિતાઓ સામે ખુદરતી રીતે તેઓનો અભાવ બેસતો આવેછે, અને ખરી કવિતાઓના ખ્યાલનો કાંઇક છાપ રફ્તે રફ્તે તેઓનાં મગજ ઉપર ઠસતો જાયછે. આ કારણસર, આ પુસ્તક મધે સમાવેલી કવિતાઓ, ગુજરાતીમાં અત્યાર સુધી કેહવાતી "કવિતાઓ"

નાં પિંજનોથી, કેવી રીતે છુટી પડેછે, તથા તેવી કવિતાઓ ઉપર કેવી રીતે, અને શા કારણથી, ચહડીયાતાપણું ભોગવવા લાયકની છે, તે બતાવવાનું કામ દેખઇતી રીતે આસાન થાયછે.

આ તફાવત તથા ચહડીયાતાપણું બતાવવા માટે "કવિતા" વિષેના હિંદુ–સ્કુલના લખનારાઓના વિચારોની, તથા તે વિચારો, છેક અસલ વાડેથી તે અત્યાર સુધીમાં થઇ ગયલા અમર કવિઓની કવિતાઓના અભ્યાસ ઉપરથી ઉપજતા ખરી કવિતાઓ વિષેના વિચારો સાથે, મળતા આવેછે કે નહિ તેની, એક ટુંક તપાસ લઇશું. એક કવિ ખુદરતથીજ કવિ તરીકે જન્મેલો હોયછે—તે હુનરથી કદી કવિ બનતો નથી—એ સિદ્ધાંત હિંદુ–સ્કુલની કવિતાઓના કાયદાઓમાં કેઠે પણ સ્વિકારેલું, યા તે કવિતાઓના અભ્યાસ ઉપરથી કોઇ પણ ઠેકાણે સિદ્ધ થયલું, જોવામાં આવતું નથી. એથી ઉલટું, પિંગળના જે કાયદાઓ, એ જાતની "કવિતા" માટે ઘડાયલા, આપણ જોઇએ છિએ, તે ઉપરથી તો સામું એવું સાફ જણાયછે કે તે કાયદા પ્રમાણે ચાલનાર સાધારણ કેળવણી વટીકનો કોઇ પણ માણસ, માપી મોજી, તથા કાપી કુપીને બનાવી કાહડેલી લીટીઓથી પોતાને કવિનો એલકાબ સેહલમાં આપી શકે. કવિતા વિષેના આવા હલકા ખ્યાલ, તથા કવિતા બનાવવાની આવી હુનરથી યોજેલી રીતીઓને લીધે, ગુજરાતી સાહિત્યમાં

એવી જાતની કવિતાઓના નમુના અજ્ઞાનમાં અજ્ઞાન માણસોને હાથે વટીક લખાયલા આપણ ઉકરડા પેરે ઉભાઈ જતા જોઇએછે, જે જોકે તેવા લખનારાઓ, અને તેઓના જેવાજ તેઓના વાંચકોને મનથી સેહજ દિવસ "કવિતા" તરીકે પસાર થાયછે, તોપણ ચંદ મુદતમાં તેનાં ખુદરતી અને લાયક મોહતે તે મરી જાયછે. "કવિતા"નું નામ તો તેવાં લખાણોને મુતલગજ છાજતું નથી. અને તેનું મુખ્ય કારણ ફકત એકજ છે, અને તે એ કે કવિતા બનાવવાની શક્તિને તેવા લખનારાઓ ખુદરત તરફની એક ઉમદામાં ઉમદા બખ્શેશ તરીકે લેખતા નથી, તથા તે બખ્શેશ ઘણા થોડાઓ ઉપરજ ઉતરેછે એવું તેઓ માનતા નથી. તેઓને મનથી "કવિતા" ગોયા એક કળાથી શિખવાનો (mechanic) હુનર છે, જે હુનરની ચાવીઓ કોઈ પણ માણસ શિખ્યો એટલે તે કવિ થઈ ગયો. ઉંચે દરજ્જેની કલ્પના–શક્તિ, જે સઘળી સારી અને અમર કવિતાઓમાં ઘણો અતલગનો ભાગ બજાવેછે, તથા ભાષા ઉપરનો કાબુ, અને એબારતની રંગીનતા, જે ખરી કવિતાનાં લોહી અને માસ સમાન છે, તે ઉપલી જાતની કવિતાઓમાં ઉતરતો દરજ્જો ભોગવેછે. ચોકસ માત્રા તથા અક્ષરની ગણત્રી એક લીટીમાં થઇ એટલે તે લીટી ગમે એવી પણ કઠોર, તથા વિચાર દર્શાવવામાં ગમે એવી પણ હલકી, હોએ, તોપણ તે "કવિતા" ગણાયછે. માત્રા તથા અક્ષરોની ગણત્રી એવી કવિતા-

ઓમાં સર્વ–અગત્યની બીના છે. કુદરતના ચમતકારો, અને તેની બોહલી પેદાયશોનું જ્ઞાન, અને તે કુદરત સાથ તેના બનાવનારનો સંબંધ, તથા જુદા જુદા ખવાસોના આદમીઓ, તથા તેઓના રેવાજો વગેરેનું બારીક અવલોકન, આવી કવિતાઓ ઉપરથી સ્વમેજ શિખી શકાયછે. કુદરતી લીલાનાં મનને મોહ પમાડનારાં ચિત્રો, જે સારી રીતે લખાયલી કવિતાઓનાં હંમેશનાં ખેંચાણો છે, તે, આ જાતની કવિતાઓમાં ફોકટનાંજ શોધ્યે છિએ, કે જયાં

"Perhaps a beauty shines,
In the dry desert of a thousand lines."

કદાચ કોઇ કવિરાજની શક્તિ એ હિંદુ–સ્કુલમાં એટલી હદે પોંહચેછે, અને કુદરતની બલિહારી ઉપર લખવાને તેનું મન દોડેછે, તો ઘણાંમાં ઘણું નીચલી જાતની તોફો લીટીઓમાં તેનું પરીણામ સમાઇ જાયછે. પર્વતો તરફ દોડી જતાં વાદળાંઓનો ખ્યાલ "કવિ" એ આપવો છે, અને તે કેવી સરસ રીતે તેણે વાંચનારને આપ્યોછે તેનું તોલ તે વાંચનાર પોતેજ કરી લેશે:

"જો જો પેલી, જડફથી જતી, હાથણી વાદળીઓ,
ભેટે કેવી, જુગતિ થકિ રે, પર્વતોને વળી ઓ."

(રૂતુ વર્ણન, નર્મ કવિતા, સફે ૭૭)

અથવા જો કોઇ દબદબાવાળી મિજલસનું વર્ણન આપવાની એવા કોઇ કવિનાં મગજમાં ધુન ભરાયછે તો

નીચલી રસીલી(!) લીટીઓમાં તે પોતાનો રસ્તો લેયછે:

"સામે બેઠાછે ગોકલદાસ,
વળી ભગવાનદાસ તે પાસ,
કોની પાઘડી તો શેર પાંચ,
જેની લાંબી ઘણી છે ચાંચ."

(દલપત કાવ્ય.)

ઉપલી લીટીઓ પોતેજ પોતાની કીંમત બતાવી આપેછે, એટલે તે ઉપર વધુ ટીકા વ્યર્થ છે. ફકત એટલુંજ જણાવવું અવશ્યનું છે કે એ હિંદુ-સ્કુલના નામીચા કેહવાતા છેલ્લામાં છેલ્લા બે કવિઓ—નર્મદાશંકર તથા દલપતરામ ડાહ્યાભાઇ—નાં કાવ્યોમાંથી ચુંટી કાહડેલા ઉપલા દાખલાઓ એ જાતની કવિતાઓના આબાદ નમુના છે. ઉંચી કલ્પના-શક્તિની ગેરહાજરી, કવેતાઇ ખ્યાલોનાં મારામાર, છંદ માત્રા ખાતર એબારતનો આપેલો ભોગ, વૃત્યનુપ્રાસ (alliteration), તથા દરેક લીટીને છેડે પ્રાસ (મળતા અવાજ વાળા શબ્દો) મેળવવાની કાળજી, જે એ હિંદુ કવિતાઓની ઘોર ખોડનારી કસુરો કેહવાઇ શકાએ, તે ઉપલા દાખલાઓ ઘણીજ સંપૂર્ણ રીતે બતાવી આપેછે. કલ્પના-શક્તિ આવા દાખલાઓમાં ઉંચે ઉડી શકતી નથી, કારણ કે તેને પિંગળના બનાવનારાઓએ જુદી જુદી જાતની કાયદારૂપી બેડીઓ પેહડાવેલી છે, જેવીકે દરેક લીટીમાં ગણત્રીના માત્રા તથા અક્ષરની અગત, દરેક લીટીને છેડેનો શબ્દ તેની નીચેની લીટીના

છેડેના શબ્દ સાથ મળતા અવાજવાળો હોવાની જરૂર, વગેરે. અલબતાં, દરેક સારી રીતે લખાયલી કવિતામાં, મિઝાન યા વઝન (metre) ની હાજરી ના પાડી શકાતી નથી. તોપણ બારીકીથી જોઈશું તો તે મિઝાન પોતાનીજ મેળે, અને ખુદરતી રીતે, એક સરસ વેહતાં નાળાંની મિસાલ, કવિતામાં આવી જાયછે. કલ્પનાના જોરે, તે કવિતાના શબ્દો, પોતાની ખુદરતી જગેજ એક પછી એક બિરાજે છે, તેને તેવી રીતે લાવવા ગોઠવવા માટે હુનરની, અને હુનરે ઘડેલા કાયદાઓની, મદદ લેવી પડતી નથી. લીટી મધુર છે કે કઠોર, તે મિઝાનમાં બરાબર છે કે ઓછી વધતી, તે જાણવા, અને પકડી પાડવા, માટે, એક કવિનો કાન એજ તેનો કાયદો છે. એક ખભરાયલી લીટી, એક કેળવાયલો, કાન જેવી ઝડપ અને આસાનીથી, પકડી આપશે, તેવી ઝડપ અને આસાનીથી પિંગળનો કાયદો તેમ કરી શકશે નહિ. બલકે ખરી કવિતામાં પિંગળના કાયદાઓની જરૂરજ નથી. જાણીતાં માહવરી ટીકાકાર "એદીનબર્ગ રીવ્યુ" ના એક બાહોશ લખનારના આ બાબદ વિષેના, વિચારો તદન બંધ બેસ્તા છે. તે કહે છે કે:

"Neither is poetry music; so that, to try it by the laws, either of metre or of tone, must necessarily be fallacious. It is well enough, as a matter of amusement, to ascertain how the lines of our great poets have been fashioned; but to deduce authorita-



N

tive rules from poems that have been written without rules, is plainly to derive an argument in favour of bondage, from the most splendid proofs of the benefits of freedom. Shakespeare most assuredly wrote without any reference to rule; *he trusted to his ear*, and produced the finest dramatic verse in the world. Milton also, beyond competition the greatest writer of epic verse, of whom we can boast, learned as he was both in metres and music, and with the finest apprehension for harmony, evidently composed without rule, and *trusted to his ear alone*, for those exquisite cadences with which, from his Lycidas to his Paradise Regained, all his poems abound. *It is undeniable, indeed, that the verse which is most perfectly according to rule is uniformly the most disagreeable*..........................To insist that certain lines, with certain accents, should *alone* be held up as models, because they produce a good effect among others of a different modulation, is preposterous......... What would the painters say, if an amateur should stand forward and insist on their piling all their figures in a precise triangle? Yet we know that the pyramidal shape is the *beau ideal* of an artist. Variety in short, is necessary in poetry as in other things. It is *the whole* that should be harmorious; and it is

not true that this large and effective harmony is to be attained by the absolute and exact uniformity of all the corresponding parts. The poets know this: and it will be well for us to leave them to the free practice of their art, instead of perplexing them with dogmas which we are sure that the better part of them will never consent to follow."

( Selections from the *Edinburgh Review*, edited by Maurice Cross, Vol. I, pp. 271-272 )

અને વળી આગળ ચાલતાં એજ ટીકાકાર લખે છે કે:

" For our own parts, we are not inclined to lay extraordinary stress upon the mere structure and mechanism of poetry. *It is not very material, we think, that a poem should be built up according to rules*, many of which originated in the caprice of former poets.

આ ઉપરથી જોવામાં આવશે કે પિંગળના કાયદાઓ બાજુએ રેહવા દઇ કલ્પના—શક્તિને, અને તેની બરકતથી જોશ પર ચહડેલી એબારતને, જ્યારે તેનો ખુદરતી રસ્તો લેવા દીધામાં આવેછે, ત્યારેજ કવિતાનાં નામને છાજતું કાંઇક પરિણામ આપણે જોઇ શકયે છિએ. પણ એક વખતબી જો તે કલ્પનાને કાયદાઓની જંજીરમાં જીકડાવા દીધી તો પછી તેના હાથ પગ ગોયા ભાગી જાયછે, અને કાયદાઓએ તપાસી તપાસીને લખેલી લીટીઓ, ખરી કવિતાને બદલે, ફકત છંદમાં

બેસાડેલા પદો (verses) નું રૂપ પકડેછે, કે જેવા પદ-બાંધનારા (versifiers) ઉપલી જાતના કવિઓમાંથી પુષ્કળ મળી આવશે. કવિતાની આવી સ્થિતી ઇંગ્રેજી જેવાં બોહલાં સાહિત્યનાં પ્રજાસ્તાકમાં પણ એક વેળા થઇ ગઇછે, અને ઇંગ્રેજી કવિઓની જીંદગીનાં વૃત્તાંત લખનાર નામીચો દૉકતર જૉનસન કવિ કાઉલીની જીંદગીના અહેવાલમાં એક ઠેકાણે "metaphysical poets" માટે જે સખુનો વાપરે છે તે ઉપલી જાતના કવિઓને આબાદ લાગુ પડેછે: "Instead of writing poetry they wrote verses, and very often such verses *as stood the trial of the finger better than of the ear;* for the modulation was so imperfect that they were *only found to be verses by counting the syllables.*" આબાદ હિંદુ-સ્કુલની કવિતાનું આ ચિત્ર સમજવું. લીટીમાંના અક્ષરોની આંગલી ઉપર ગણત્રી કરો ત્યારેજ તમોને જણાએ કે તે "કવિતા" છે, બાકી તમારા કાનથી તો કદી તે લીટીની પરખ થઇ શકેજ નહિ. કવિતામાં લખાયલી હિંદુઓની રામાયણ અને માહભારત વિષે જેમ્સ સ્તુઅર્ત મીલ જે વિચારો ઓચરેછે, અને તેની જે ખામીઓ દર્શાવેછે, તે પણ વળી આ જાતની કવિતાને બરોબર લાગુ પડેછે. અને તેથી એવી કવિતાઓની ખામીઓ મીલને તેના પોતાના અસરકારક શબ્દોમાંજ તે બતાવા દઇશું:

"They are excessively prolix and insipid. Of the style in which they are composed it is far from too much to say that all the vices which characterise the style of rude nations, and particularly those of Asia, they exhibit in perfection: Inflation; metaphors perpetual, and these the most violent and strained, often the most unnatural and ridiculous; obscurity; tautology; repetitions; verbosity; confusion; incoherence."

ખરી કવિતાની પિછાન ધરાવનાર એક શખ્સને કવિતાને નામનાં આવાં ચેડાંઓ સામે જ્યારે અભાવ બેસે ત્યારે ખરી કવિતાઇ શક્તિ ધરાવનારને તે સામે કેટલો તિરસ્કાર ઉપજવો જોઇએ તે વિચારવું સેહલ છે. જમશેદજી પીતીતને આવી કવિતાઓ માટે છેક નાહનપણથીજ જેમ સારો વિચાર નહિ હતો, તેમ તે સામે કુદરતી અનગમો ઉત્પન્ન થયો હતો. કવિતાનો કાંઇ સેહજ પણ ફાંકો ધરાવવાના દાવાનું તકલીદીપણું, એવણે, એવી જાતની કવિતાની કેટલીક હાસ્યજનક નકલો (parodies) કરી, ગુજરાતી વાંચનારાંઓને, એક વેળા, બતાવી પણ આપ્યું હતું. તેમાંની એકુબે નકલો નીચે ઉતારતાં વાંચનારનું ધ્યાન ખેંચવાની જરૂર છે કે હિંદુ—સ્કુલની કવિતાનું તે એક આબાદ ચિત્ર આપેછે, અને મીલે દર્શાવેલી તેની ખામીઓ તેમાંથી ખુલ્લી દિસી આવેછે:

"વન અઘોર મોટું, ત્યાં દિઠું મેં ઘેટું;
વાર ચાર તેથી દૂર, દિઠો મેં ઉભેલો મ્યૂર;
તેનેથી બે દગને છેટ, દિઠું એક વાવેલું ખેત;
દગલાં તેથી સત્તર એક, દિઠો વાઘ ઉભેલો એક.
એક બલદિયો તેની પાસ, ચાવતો હતો લીલું ઘાસ;
ચિત્ર આ સંપુરણ હું, છંદની અંદર મેલું છું."
("જ્ઞાન વર્ધક" પુ૦ ૪, સફે ૧૪૩)

"હું બેઠો છું આ વન માંહે,
ત્યાંથી પેલો પાહડ દેખાએ,
દાઢ કોશ હશે તે દૂર,
ખાચોખીચ ઝાડોથી પુર.

"મથાળાં પર તેનાં છેક,
તીત્તર સોહયેછે ઝાડ એક;
પગો તેના કોમળ કેવા,
ઝલકે સુક્કાં તૃણાં જેવા.

"મથાળાં પર બેઠું તે
દૃષ્ટી નાખે હેઠું તે,
મધુરા સ્વરો કાઢેછે,
રાગ કાન મુજ લાઢેછે."  (તેજ)

જેઓને ગુજરાતી કેહવાતી કવિતાનો કાંઇ પણ અનુભવ હશે તેઓ તુરત કહી શકશે કે જમશેદજી પીતીતની ઉપલી રમુજી નકલો તેવી કવિતાઓનો આબાદ છાપ વાંચનારનાં

મન ઉપર બેસાડેછે. હિંદુ, અને તેમને પગલે આંખ વીંચી ચાલનાર કેટલાક પારસી, લખનારાઓની લીટીઓ મુખ્યત્વે એ કિસમનાંજ ધોરણ ઉપર રચાયલી સમજવી.

હવે ત્યારે ખરો કવિ તે કોણ, અને ખરી કવિતા શાને કેહવી, તે સવાલ ખુદરતી ઉભો થાયછે. ઑકસફર્ડની નામીચી યુનીવરસીતીનો કવિતાનો પ્રોફેસર, મી૦ શેર્પ, જે કવિતાને લગતાં પોતાનાં બોહલાં જ્ઞાન અને પાકા અનુભવ માટે જાણીતો થયલો છે, તથા જેણે એ ઉમદા બાબદ વિષે ઘણાંક લખાણો કીધાંછે, તે પોતાની "Aspects of Poetry" નામની ચોપડીને સફે ૩૫ ઉપર, આ વિષે જે શબ્દો કહેછે તે ગોખી રાખવા જોગ છે:

"It is the prerogative of poetry to convey to us, as nothing else can, the beauty that is in all nature, to interpret the finer quality that is hidden in the hearts of men, and to hint at a beauty which lies behind these, a light 'above the light of setting suns' which is incommunicable."

વળી એજ કેતાબને સફે ૧૪-૧૫ ઉપર ઉપલોજ કાબેલ લખનાર વધુ જણાવે છે કે: "To appeal to the higher side of human nature, and to strengthen it, to come to its rescue, when it is overborne by worldliness, and material interests, to support it by great truths, set forth in their most attractive forms,—this is the only

worthy aim, the adequate end, of all poetic endeavour. And this it does by expressing, in beautiful form, and melodious language, the best thoughts and the noblest feelings which the spectacle of life awakens in the finest souls..................The true end is to awaken men to the divine side of things, to bear witness to the beauty that clothes the outer world, the nobility that lies hid, often obscured, in human souls, to call forth sympathy for neglected truths, for noble but oppressed persons, for downtrodden causes, and to make men feel that, through all outward beauty and all pure inward affection, God Himself is addressing them."

કવિતાની બાબદના આ કાબેલ ઉસ્તાદે ખરી કવિતાની આપેલી આ સમજણ કરતાં વધારે સરસ સમજણ આપણને જવળેજ મળી હશે. એ ઉસ્તાદે આપેલા વિચારો સાથે જમશેદજી પીતીતની કવિતાઓ અનુસરતી આવેછે કે નહિ તે આપણ આગળ ચાલતાં તપાસીશું. તેટલાં, ઉપર લંબાણથી સમજાવેલી હિંદુ સ્કુલની કવિતાની અસર પારસી-ગુજરાતી સાહિત્ય ઉપર કેવી અને કેટલી થઇછે, અને બીજી કેઇ કેઇ કવિતાની "સ્કુલો" ને તેથી જનમ મળ્યોછે તે ટુંકમાં જોઇશું.

જાણીતો ઇંગ્રેજી કવિ કોલરીજ પોતાની "Biographia Literaria" નામની ચોપડીમાં એક ઠેકાણે કહે છે કે "Not the poem which we have read, but that to which

we return, with the greatest pleasure, possesses the genuine power, and claims the name of essential poetry" ફકત આ કાનુનથીજ તપાસતાં હિંદુ—સ્કુલની કવિતામાંની કોઇને પણ, ઉપર બતાવી આપેલાં કારણોને બાજુ રહેવા દીએ તોપણ, ખરી કવિતાનું નામ ઘટતું નથી. કારણકે તે કવિતામાંની કેઈ એવી છે કે જે એક વખતે જોયા પછી હોંસ અને ઉલટથી આપણને ફરી ફરી વાંચવા ગમે? આ રીતે તે કવિતા પોતા માટે વાંચનારાઓનો અભાવ ખેંચતી જાએ, અને તેથી ભુલાતી, અને છેલ્લે મરતી, જાએ, એ કુદરતને અનુસરતો નિયમ સમજવો. પારસી વાંચનારાંઓની કેળવાયલી લાગણીઓને એ કવિતાઓ રૂચતી નથી, એટલે તેની જગ્યા લેવા હિંદુ—સ્કુલ કરતાં કોઇ વધારે લાયક કવિતાઓ કુદરતીજ નિકળવી જોઇએ. જેમ વાંચનારાઓનો ચાહ તેવી કવિતા ઉપર દોડે નહિ, તેમ સારા લખનારાઓ પણ તેવી કવિતાની નકલ કરવાને લલચાએ નહિ. આટલા માટે પારસીઓમાં ગુજરાતી કવિઓના એક નવા વર્ગને જન્મ મળ્યો, કે જે વર્ગને આપણ કવિતાની ફારસી—સ્કુલનાં નામથી ઓલખીશું. ફારસી એટલા માટે કે એ સ્કુલના લખનારાઓ પોતાની કવિતાની જોડણીમાં ફારસી બેતબાજી, અને એબારત-બંધણની નકલ કરતા હતા, અને પોતાના વિચારોમાં પણ ફારસી સહરાઘાત અને રંગીનતા આમેજ કરતા હતા. આ સ્કુલ પણ જોકે કાંઈ ખામીઓથી નિરાળી ન હતી, તોપણ તે પેહલી જાતની કવિતા ઉપર દેખ-

ઇતું ચહડીયાતાપણું ભોગવતી હતી, કારણકે મધુર એબારત, કુદરતનુ વર્ણન, અને તેના બનાવનારની અપાર શક્તિની તારીફ, અને તેનો ખાકી બંદાઓ સાથનો તાલુકો, એ એવી કવિતાઓમાં હિંદુ—સ્કુલની કવિતા કરતાં વધારે જણાતાં હતાં. મનસુખનું "ગંજ નામું" આ ફારસી—સ્કુલનો એક જાણવા લાયક નમુનો છે, અને જો બીજા કોઇ નહિ, પણ કોલરીજના ઉપર તપકાવી લીધેલા કાનુનથીજ તેને તપાસીશું તો આપણને જણાશે, કે ગંજનામાંમાં સમાવેલી કવિતાને ખરી કવિતાનું નામ છાજેછે, કારણકે એક વાર વાંચેલી તે ફરીથી વાંચવા ગમેછે. તોપણ ફારસી-સ્કુલની આવી કવિતાઓની ખામી (જેમ આએ લખનારે એક બીજે ઠેકાણે ઘણાં વરસો ઉપર દર્શાવ્યું હતું તેમ) "વિચારોની પુષ્કળ સહરાધાત, ભાષાનું હદથી જ્યાદા રંગીનપણું, ઉપમાઓનું અજબ સરખું વિચિત્રપણું, વગેરેમાં સમાઇ છે." આ કારણથીજ તેના જાહજા નકલ કરનારાઓ નિકળ્યા નથી, અને ખરી કવિતા જેટલે દરજ્જે લોકપ્રિય થવી જોઇએ તેટલે દરજ્જે તે થઇ નથી. આટલા માટે પારસીઓને પોતાની વધતી જતી કેળવણીએ આપેલા કવિતા વિષેના ખરા વિચારોને અનુસરતી કવિતાની એક નવી સ્કુલની દેખઇતી જરૂર હતી, અને તેવી કવિતાઓ તેઓ માટે પેદા કરનાર, ઇશ્વરની બખ્શેશ પામેલા, કોઇ લાયક કવિની તેઓમાં ખુટ હતી. જમશેદજી પીતીત તે ખુટ

જેમ પુરી કરી આપી, તેમ કવિતાની એક નવીજ સ્કુલ (જેને આપણે ઇંગ્રેજી–સ્કુલનાં નામથી ઓલખીશું તે) તેવણે ઉભી કીધી. કાઉલીના વખતથી તે પોપના જમાના સુધી કેટલેક આડે રસ્તે ઉતરી ગયલી કવિતાને તેના અસલ અને કુદરતી રસ્તા ઉપર લાવવાનું જે માન ઇંગ્રેજી સાહિત્યમાં કાઉપર કવિ ખાટી ગયોછે, તે માન, ગુજરાતી સાહિત્યમાં વાજબી રીતે જમશેદજી પીતીતે મેળવેલું આએ લખનાર માનેછે. કવિતાનો શોખ, અને કવેતઇ વળણ, બચપણથીજ ધરાવતા હોવાને લીધે તેવણે નાદર ઇંગ્રેજી કવેતાઇ ગોહરેનો સારો અભ્યાસ કીધો હતો, અને તેથી ખરી કવિતા શું તે તેવણ નાધલી વયથીજ શિખ્યા હતા. આ સાથે, કુદરત અને તેના બનાવનાર વિષે, તેવણને હંમેશાં ઉંચા વિચારો રેહતા, અને તે બંનેને તેવણ ખરા ભક્તિભાવથી પૂજતા હતા. બંને વિષેના તેવણના ઉભરા જોશભરી તથા મધુર એબારતમાં રસ્તો લેતા, અને તેનાં પરિણામમાં, સઘળી નાહની કવિતાઓ એકબારગી બાજુએ મુકીએ તોપણ, "માહરી મજેહ" વાળી નાદર કવિતા જુદા જુદા ૧૮ આંકોમાં ધરાવવાને આજે ગુજરાતી સાહિત્ય ભાગ્યશાળી નિવડ્યુંછે. પ્રોફેસર શેર્પે ખરી કવિતાની જે મોહ પમાડનારી ખૂબી, તથા મોતેબર નેમ વિષે લખેલું આંપણે ઉપર જોયુંછે તે ખૂબીઓ, અને તે નેમ, આ પુસ્તક મધે સમાવેલી સઘળી કવિતાઓ, અને મુખ્ય કરી "માહરી

મજેહ" ના, અભ્યાસ પછી, એક ધ્યાનવાળા વાંચનારને સ્પષ્ટ માલમ પડી આવશે. માણસઇ ખવાસની ચહડતી બાજુ અને તેની ઉમદા લાગણીઓની મારફતે, છેક તેના આત્માના ભિત્તર સુધી પોંહચી જવું, અને દુનિયાઈ જંજાલોથી કચડાઇ ગયલા એક જીવડાને તે માયાળુ કિરતારની અપાર શક્તિ અને અનહદ મેહરબાનીઓનો ખ્યાલ આપી, ધરમના ઉપદેશો દેવા, અને વળી તે સઘળું મોહપમાડનારા આકાર અને મધુર એબારતમાં કરવું, એ ખરી કવિતાની જે નેમ પ્રોફેસર શેર્પ સમજાવેછે, તે જમશેદજી પીતીતની કવિતાઓ ઉપરથી આપણને ઠારેઠાર જણાયછે. એક ખરા કવિ તરીકે તેવણને પુરવાર કરવા માટે ફકત આએ ખુબીઓજ આપણને જણાયછે એટલુંજ નહિ, પણ એક ખરા કવિને જે બાબદો સાથે મુતલગજ તાલુકો નહિ એવી બાબદોથી પણ આપણ જમશેદજી પીતીતને વેગળા રહેલા, તેવણની સઘળી કવિતાઓમાં, જોઇએ છિએ. પ્રોફેસર શેર્પ કહેછે: "The worship of wealth and all it gives, a materialistic philosophy which disbelieves in all knowledge unverifiable by the senses, luxury, empty display, worldliness, and cynicism, with these, true poetry cannot dwell." (Aspects of Poetry, સફે ૧૫)

ઉંચે દરજ્જેની કવિતામાં એક કવિની કલ્પના–શક્તિ જે ભાગ બજાવેછે તેવી કલ્પના–શક્તિ જમશેદજી પીતીત ધરાવતા હતા કે નહિ, એ સવાલની તપાસ, એક કવિ તરીકેની

એવણુની જગ્યા ગુજરાતી સાહિત્યમાં ઠરાવવા માટે, ઘણી અગત્યની છે. ત્યારે ખુદરતી રીતેજ સવાલ ઉભો થાયછે કે કલ્પના–શક્તિ એટલે શું? માનસિકશાસ્ત્રમાંથી આ બાબેનો કશો ચોકસ ખુલાસો મળી શકતો નથી. એ શક્તિ વિષેનો જેબી ખ્યાલ આપણ ધરાવીએ છિએ તે જુદા જુદા કવિઓનાં પુસ્તકો ઉપરથી, અને તેઓની કવિતા–રચનાના અભ્યાસ પછી, આપણુ એકઠો કરી શકીએ છિએ, અને તેથી આપણુ એટલું કહી શકીએ છિએ કે તે એવી જાતની શક્તિ છે કે જેથી તેવી શક્તિ ધરાવનાર માણુસ, એક સાધારણુ માણુસ જેવાજ વિચારો ધરાવતાં, તે વિચારો, વધુ જોશ સાથ, વધુ ખુલ્લી રીતે, અને વધુ રંગીનતાથી બતાવી શકેછે. તેની કલ્પના–શક્તિ તેને વળી તેવા વિચારો ઉપરથી ઉપજતા બીજા વધુ વિચારો તરફ, અને તે ઉપરથી મેળવાતા સાર ઉપર લેઇ જાયછે. એક સાધારણુ ચીજ જે સાદી આંખે ફક્ત તે ચીજ લાગીનેજ રહી જાયછે, તે કવિની આંખે અને કવિની કલ્પના–શક્તિએ તેથી કાંઇ વધુજ દિસેછે. ખુદ જમશેદજી પીતીતના પોતાનાજ શબ્દો તાંકી બતાવ્યે તો એક કવિની તે કલ્પના–શક્તિમાં એટલું બધું જોર હોયછે

"કે રેતીના એક ઝીણા દાણાની માંહે,
જોએ તે એક જગતનું બોહલું બંધાણ;
એક ટીપાંના ઝીણા ઘેરાવાની માંહે,
જોએ તે એક ગંજાવર દરિયાઇ રમત."

(માહરી મજેહ, ૧, ૫૩–૫૬, સફે, ૮)

રેતીનો એક દાણો, અને પાણીનું એક ટીપું, જે સાધારણ વિચારે રેતીનો દાણો અને પાણીનું ટીપુંજ રહેછે, તે દાણા, અને તે ટીપાંમાં, એક બોહલી જગત અને એક ગંજાવર દરિયો, જોવાની જે શક્તિ, તે ખરી કલ્પના–શક્તિ, અને તે શક્તિ ધરાવનાર, એજ ખરો કવિ. કલ્પના–શક્તિ વિષેનો ખરો ખ્યાલ ઉપલી ચાર સાદી, પણ ઘણી જોશવાળી, લીટીઓ આપણને ખુલ્લે ખુલ્લો આપેછે. કવિ વર્દસ્વર્થ, સાધારણ શક્તિવાળા એક માણસ વિષે લખતાં, ઉપલા જેવોજ વિચાર એક ઠેકાણે દર્શાવેછે કે:

> "A primrose by a river's brim,
> A yellow primrose was to him,
> And it was nothing more."

જેનામાં કલ્પના–શક્તિ વધારે ખીલેલી તેવા એક માણસને મનથી એક ફુલ એક ફુલ તરીકેજ પસાર થઇ જતું નથી. તે ઉપરથી બીજા હજારો વિચારો તેને સુજેછે, અને હજારો બીજા ખ્યાલોની દોડાદોડી, પોતાની રંગીત એબારતમાં, તે કવિ મચાવી દેયછે. (જુઓ "પાહડની બાજુ ઉપર ઉગેલાં એક ફુલને વિષે," સફે ૨૨૬.) રેંટના ચક્કરના ફરવાથી સાધારણ મગજને ફક્ત ધારકાં મધેથી પાણી પડવાનોજ ખ્યાલ આવેછે. તેજ ખ્યાલ એક કવિને પણ આવેછે, પણ તે કેવાં વધુ જોશ, અને કેવી વધુ ઝમક સાથે બતાવી શકેછે, તે "માહરી મજેહ" મધેની નીચલી લીટીઓ ઉપરથી જોઇ શકાશે:

"કાહડે રેંટનું ચક્કર ત્યાં દૂરમાં અવાજ,
દાહડાની રગડથી થતું નારાજ.
રડે ધારકાં આંસુનો ધોતબંધ વરસાદ,
બુજી તે ચક્કરનું દુખ ને ફર્યાદ;
વધુ રડે ચક્કર તે ધારકાંની સાથ,
બુજાતી જોઈને પોતાની ફર્યાદ."

(માહરી મજેહ, ૯, ૧૯–૨૪, સફે, ૧૨૭)

રેંટનાં ચક્કરના અવાજને રડવા સાથ, અને ધારકાં મધેથી પડતાં પાણીને આંસુના ધોત સાથ, સરખાવવાનું એક કવિની કલ્પનાનેજ સુજી શકે. અને તોપણ એ ઉપમા કેવી ઝમકવાલી, કેવી ખૂબસૂરત રીતે બતાવેલી, કેવી મન ઉપર આબાદ અસરકરનારી છે! એક ખરા કવિના કામેલ હુનરની તે એક અચુક સાબેતી છે. એવી સાબેતીઓ આ પુસ્તકનો બારીક અભ્યાસ કરતાં પાને પાને મળી આવશે, પણ તે સઘળી સાબેતીઓ અહિં ઉતારી આ વિષયની લંબાઇમાં અણઘટતો વધારો કરવાની મતલબ નથી. જમશેદજી પીતીતમાં એ શક્તિ ઘણી ઉંચે દરજ્જે, તથા ઘણી ખીલેલી હદ સુધી, હતી, તેની સાબેતીમાં ફક્ત એકજ બીજો વધુ દાખલો આપી આપણ આગળ ચાલીશું. સફે ૧૮૧ ઉપર, "કિચ્ચલમાં પડેલું ફુલ" એ નામની કવિતા, જોવામાં આવશે. સાધારણ મનશક્તિએ તે ફુલ ઝાડ ઉપરથી તુટી કિચ્ચલમાં પડ્યુંછે, અને તે કિચ્ચલમાં ખરડાઇ ગયુંછે,

એ સિવાય વધુ ખ્યાલ દોડાવી શકાવાનો નથી, પણ એક કવેતાઇ કલ્પના–શક્તિ તે સાદા ખ્યાલને કેવી જુદી જુદી તરેહથી રમાડી શકેછે, તથા કેવી કેવી કિસમના ખ્યાલોથી તે વિચારને દિપાવી શકેછે તે એ સુંદર કવિતા વાંચવા ઉપરથી ઝટ જણાઇ આવશે.

ઉપર લંબાણથી સમજાવ્યું તે ઉપરાંત કલ્પના–શક્તિનું એક બીજું પણ વધુ કામ હોયછે, અને તે એ કે સાધારણ માણસના ખ્યાલે જવજેજ પોંહચતી, અને ઘણી વેળા ફકત હવાઇ, ચીજોને, તે પોતાની કલ્પનાને જોરે, વિચારોમાં ગોઠવી, તથા એબારતનો લેબાસ પેહરાવી, જીવતી જાગતી બનાવી દેયછે, અને તેના લાયક આકારોમાં આપણી સનમુખ તે રજુ કરેછે. આ તેની ખૂબીને લીધેજ શેક્સપીયરે લખ્યું છે કે

"Imagination bodies forth
The forms of things unknown."

કે જેવો આકાર મળ્યા પછીજ એજ જગઆશકાર કવિના બોલોમાં

"The poet's pen
Turns them to shapes, and gives to airy nothing
A local habitation and a name."

આવીજ શક્તિ વિષે શેઠ જમશેદજીને પોતાને પણ પિછાન હતી, જે તેવણની નીચલી લીટીઓ ઉપરથી માલમ પડી આવશે:

"વાદલ જેથી ફરેસ્તો થોએલો રહે,
કવિ ત્યાં કલ્પનાથી પોંહચી શકે."

(માહરી મજેહ, ૧૬, ૩૭–૩૮, સફે, ૧૫૩)

એક કવિમાં કેવી રીતની કલ્પના–શક્તિ હોવી જોઇએ તે આ ઉપરથી આપણે તપાસી લીધું. પણ ફક્ત ઉંચે દરજ્જેની કલ્પના–શક્તિ એ કવિતા બનાવવા માટે એક ખરા કવિનું ગોયા હથિયાર છે. તે હથિયાર કામે લગાડવા માટે એક કવિ સોડે બીજા ઘણા સામનની અગત છે. તે સામન તેની સોડે હોએ નહિ એટલે તે હથિયાર નકામું પડી રહી કાટ ખાઈ જાયછે. આટલા માટે તે હથિયારના વપડાસ સારૂં જે સામનની એક કવિને અગત છે તે સામન તેનાં મનની દોલત છે. તે ખુદરતે આપેલી, તેમજ જ્ઞાન અને અનુભવથી સંપાદન કીધેલી, હોવી જોઇએ. આ દુનિયાની જીંદગીનો બોહલો અનુભવ, અને ખુદરતનું ઘણું અતલગનું જ્ઞાન, તેણે ધરાવવું જોઇએછે, અને દરેક ચીજ જે પોતે જોઈ હોએ, અથવા પોતાની લાગણીથી અનુભવી હોએ, તેનું જ્ઞાન પોતાની અક્કલનાં જોરે, અને વિચાર શક્તિની મદદથી, તેણે ખીલવવું જોઈએછે. આએ સઘળું ભંડોળ, આએ સઘળા અનુભવ, અને આએ સઘળું જ્ઞાન, એ એક કવિનો સામન છે, કે જે સામન ઉપર તે પોતાની કલ્પનાનું હથિયાર વાપડી તેમાંથી મોહ પમાડનારી કવિતાઓ આપણને બનાવી આપેછે. ટુંકમાં, પ્રોફેસર



ıı

શેર્પના બોલોમાં બોલીએતો "એક કવિ, બોહલા અનુભવ, તિક્ષણ લાગણી, અને ઉંડા વિચારોથી ડાહપણવાળો બનેલો એક માણસ હોવો જોઈએ. શેઠ જમશેદજીની જીંદગીનો અહેવાલ આગળ આપવામાં આવ્યોછે તે ધ્યાનથી વાંચનારે જોઇ લીધું હશે, કે આવી જાતનાં ભંડોળથી પોતાનાં મગજને સિણગારવા, તેમજ આવો અનુભવ ભેગો કરવા માટે, તેવણે કેટલો શ્રમ લીધો હતો, અને તેમાં તેવણ કેટલી ફતેહ પામ્યા હતા. આ ઉપરાંત તેવણનો અમીરી ખવાસ, જુદી જુદી ઉંચા પ્રકારની લાગણીઓથી, કેવો દિપતો હતો તેનું પણ વર્ણન વાંચનારના ધ્યાનમાં હશે. આ સઘળી બીનાઓ પુરવાર કરેછે કે જમશેદજી પીતીતની કલ્પનાને પોતાનું કામ બજાવવા માટે તેવણનાં મગજનાં ભંડોળમાં, અને તેવણની ઉંચી લાગણીઓમાં, પુરતી સામગ્રી મળતી હતી, અને તે સઘળી સામગ્રી, મોહ પમાડનારી લીટીઓ બનાવવામાં, તેવણે ફતેહમંદ રીતે વાપડી હતી. કવિને લાયકની સઘળી સામગ્રીનો, અને તે વાપડવાનો, જમશેદજીને ઘણો સંપૂર્ણ ખ્યાલ હતો તે તેવણની નીચલી લીટીઓ ઉપરથી પુરવાર થશે:

"રેડ માહરી કવેતમાં મધુર્યો રસ,  
આપ મહને ભાષાનું જોર ને કૌવત!  
કર વેહતું મગજ, ને બોલતી જબાન,  
ઉભાવ માહરૂં જીગર, ને ઘસ માહરૂં ધ્યાન."

(માહરી મજેહ, ૪, ૫૧૪-૧૭, સફે, ૫૩)

એક ખરા કવિની ખૂબીઓની પરિક્ષા, તેણે કેવી કેવી બાબદ ઉપર કવિતા રચીછે, તેથી પણ થઇ શકેછે. પ્રોફેસર શેર્પની શાહદત ફરી એક વાર તાંકીશું. તેના વિચાર પ્રમાણે "There is nothing that exists except things ignoble and mean, in which the true poet may not find himself at home—in the open sights of nature, in the occult secrets of science, in the 'quicquid agunt homines,' in men's character and fortunes, in their actions and sufferings, their joys and sorrows, their past history, their present experience, their future destiny." આ પુસ્તકનાં પાનાં ઉથલાવતાં વાંચનારને જોકે ઘણે દરજ્જે એવું માલમ પડશે કે જમશેદજી પીતીત ખુદરતના એક કવિ હતા, તોપણ બીજી નાહની મોહટી સંખ્યાબંધ બાબદો ઉપર લખાયલી કવિતાઓથી તેની ખાતરી થશે કે ઉપલા ઇંગ્રેજી ફકરામાં વર્ણવેલી બાબદોની જાતની ઘણીક બાબદો ઉપર તેવણની રસીક કલમ ચાલેલી હતી. વળી કેટલીક બાબદો તેમાં એવી પણ છે કે જે સાધારણ નજરે તદન નજીવી દેખાય છે, પણ કવેતાઇ નજરે, અને કવેતાઇ કલમથી, તે કાંઇ ઓરજ રૂપ પકડેછે. ફકત એક બે દાખલા લઇશું. ચોપડીમાં એક પતંગિયું દબાઇ જાએ એ ઘણો સાધારણ અંને નજીવો બનાવ છે, પણ કવિની નજરમાં તે એટલી અગત્યતા પામ્યોછે કે તે ઉપર કેટલીક અસરકારક

લીટીઓ તેની કલમે લખીછે. (જુઓ સફે, ૨૯૨.) દરિયાનો એક કોરો સાધારણ નજરે એક નજીવા કોરા કરતાં વધારે નથી. પણ એક કવિની નજરમાં, અને તેની બુલંદ કલ્પનાને જોરે, તે કેવું રંગ–રૂપ પકડેછે, તથા સોનામાં મઢાયલા હીરા કરતાં પણ, કવિની અમર લીટીઓમાં મઢાયાથી, વધુ સિણગાર અને કીંમત પામે છે, તે દાખલા તરીકે, ૨૦૮ ઉપર આવેલી, "દરિયાના કોરા વિષે" નામની કવિતા ઉપરથી, સમજવાને બની આવશે. કલ્પના–શક્તિના આવા નાદર નમુના ગુજરાતી કવિતામાંથી ઘણાજ જવળે મળી આવેછે, અને એક સાધારણ માણસ અને કવિ વચ્ચેનો ફરક પણ આવા દાખલાઓ ઉપરથી ઝટ જણાઇ આવેછે.

સઘળી રીતે જોતાં, ત્યારે, જમશેદજી પીતીત એક કવિ તરીકેની જુદી જુદી શક્તિઓ ધરાવતા હતા, એ તો સાબેત થાયછે. ઉંચી કલ્પના–શક્તિ, તથા તે વાપડવા માટે જોશ ભરેલી અને રંગીન એબારત, માણસાઇ ખવાસોનું અને ખુદરતનું જ્ઞાન, માયાળુ દિલગુરદો, અને ઉંચે દરજ્જેની લાગણીઓ, એ સઘળું તેવણ સારે દરજ્જે ધરાવતા હતા. તેનાં પરિણામ લેખે, આએ પાનાંઓમાં સમાયલી લીટીઓ, વાંચનાર સનમુખ ધરીછે.

શેઠ જમશેદજીની જીંદગીના અહેવાલમાં જણાવ્યુંછે તેમ, આ સઘળી કવિતાઓમાંની જે કવિતા ઉપર તેવણે

પોતાની ભવિષ્યની કીર્તિનો મોહટો મદાર બાંધ્યો હતો, તથા જે કવિતા તેવણ, પોતાની બીજી સઘળી કવિતાઓ કરતાં, વધુ શ્રેષ્ટ ગણતા હતા તે "માહરી મજેહ" વાળી કવિતા છે. આ કવિતાને જુદા જુદા ૧૮ આંકોમાં વેંહચી નાખીછે, અને તેને, કવિએ, પોતાનીજ મિસાલ ભર જુવાન વયે આ દુનિયામાંથી ચાલી ગયલા એક મિત્રને, અર્પણ કીધીછે. આ કવિતા ૩૦૦૦ ઉપર લીટીઓની થવા જાયછે, અને તેમાં એક છેડેથી બીજે છેડે સુધી કુદરતી દેખાવોનાં રસીલાં વર્ણન, તે કુદરતના પરમ-કૃપાળુ બનાવનારની તારીફ તથા અહેસાનના સખુનો, અને તે બંને ઉપરથી, તથા દુનિયાઇ રાહધાટ ઉપરથી ઉપજતા કીંમતી બોધો, ઘણીજ અસરકારક, સાદી, તોપણ રંગીન એબારતમાં સમાવવામાં આવ્યાછે. અને જમશેદજી પીતીતની કવિતા-ઓની સઘળી ખૂબીઓમાં આ એક ઉત્તમ ખૂબી તરીકે જણાવવી જોઇએ કે તેવણની કવેતાઈ ભાષા જેટલી જોશ-વાળી તથા છટાદાર, જેટલી રંગીન તથા મધુર, તેટલીજ સાદી અને સેહલ છે. એક કવિતાને અમર કરવા માટે જોઇતી બીજી ચીજોમાં આ બીના પણ ઘણો અગત્યનો ભાગ રોકેછે. હિંદુ-સ્કુલવાળી જે કવિતાઓ ઉપર જમશેદજીનો મજબુત અભાવ હતો, તે અભાવનું એક કારણ આ પણ હતું કે તેમાંની ઘણીખરી સઘળી કવિતાઓ અઘડી અને નહિ સમજ પડે એવી એબારતમાં લખાતી

હતી, કે જે બીનાજ તેવી "કવિતા" ઓની હૈયાતી ટુંકી કરવાનો એક સેહલામાં સેહલો, અને તોપણ અસરકારક ઇલાજ હતો. જમશેદજી પીતીત જ્યારે કવિતા બનાવવાનાં જોર માટે પોતાના પવિત્ર પેગામબરની પનાહ માંગેછે ત્યારે તેવણ ઘણાજ અસરકારક શબ્દોમાં કહે છે કે:

"નહિ જોઇએ મહને બુરખાદાર વિચાર,
જે ઢાંકેછે પોતાનો ઝલતો દિદાર;
ભારી ભારી શબ્દોની વણત અંદર,
બનાવેછ પોતાનીજ જેઓ કબર;
દટાયછે જ્યાં તેઓ એવા ગુપટ,
કે સમજને પેસવાનો નથી ત્યાં વગ."

(માહરી મજેહ, ૭, ૧૦૭-૧૧૨, સફે, ૧૦૪)

ખોલ્લું જણાયછે કે "ભારી ભારી શબ્દોની વણત" ને કવિ એક સારા વિચારની કબર સમજેછે, અને જેઓ આ પુસ્તકનો અભ્યાસ કરશે તેઓ પોતાનીજ મેલે સમજી લેશે કે, તે કારણ પોતે બરાબર સમજતા હોવાને લીધેજ, જમશેદજીએ હરજગે પોતાના વિચારો મધુર સાદી ભાષામાંજ અમર કીધાછે. આ કવિતા જ્યારે કકડે કકડે માસીક "જ્ઞાન વર્ધક" માં છપાતી હતી ત્યારે તેનું વિવેચન કરતાં "ઈન્દીયન સ્પેકતેતર" પત્રે આ જાતની સાદી ભાષા વિષે ઘણાજ માઆકુલ વિચારો જાહેર કર્યા હતા, અને તે વિચારો વધુ કીંમતી એટલા ઉપરથી થયા હતા, કે મજકુર પત્ર

ચલાવનાર ગ્રહસ્થ પોતે હિંદુ—સ્કુલની કવિતાના એક આગળા વખાણનાર હતા, એટલુંજ નહિ, પણ તે ઢપની કવિતાઓનો પોતે જોડેલો એક સંગ્રહ એક પુસ્તક—રૂપે બહાર વટીક તેવણે પાડ્યો હતો. આવા એક લખનાર જ્યારે હિંદુ—સ્કુલની જાતથી તદન ઉલટીજ કિસમની કવિતાઓનાં વખાણો ગાએ, અને તેને પસંદ કરે ત્યારે અલબતાં તે કવિતાઓની કાંઇ જાતિ ઉમદા ખાસિયતોનેજ લીધે, અને તેમાં સમાયલી, ઇનસાનને મોહ પમાડનારી, અને તેનું મન જીતી લેનારી, કાંઈક ચમતકારીક અને જાદુઈ અસરને લીધેજ, તેમ હોવું જોઇએ. હિંદુ—સ્કુલની કવિતાઓ વખાણ્યા બાદ અને તેવી ઢપની કવિતાઓ પોતે હોંસે હોંસે લખ્યા પછી, જો એક લખનારની તેવી કવિતાઓ ઉપર અપ્રિતી બેસે તો તે કાંઇ મોતેબર કારણોનેજ લીધે હોવી જોઇએ, અને તે કારણો કાંઇજ નહિ, પણ જેને આપણે ઉપર ઇંગ્રેજી-સ્કુલની કવિતાને નામે ઓલખાવી છે તેવી કવિતાઓનાં વાંચણ પછી, આગળી જાતની કવિતાઓ ઉપર તેનું ચહડીયાતાપણું પોતાની નજરે જોવાનાંજ, હોવાં જોઇએ. "ઇન્દીયન સ્પેકતેતર" પત્રના લખનાર જેવા એક રાંક અને એકમાર્ગી, તોપણ કાબેલ અને બાહોશ, ગ્રહસ્થ તરફનો આવો ફેરવાયલો વિચાર તે વિચારની કીંમતમાં બેવડો વધારો કરેછે, કારણકે તે ગ્રહસ્થની કેળવણી અને પુર્વીણતા, એ વિચારો કાંઇ નબલાં પોચાં કારણોથી

ફેરવાયા નહિ હશે તેની મોહટામાં મોહટી જામીનગીરી છે. વળી તે ફેરવાયલા વિચારની કીંમતમાં બીજો અતીઘણો વધારો આ બીનાથી થાયછે કે હિંદુ-સ્કુલવાળી પોતાની કવિતાઓ પછી કેટલેક વરસે, જેને આપણ ફારસી-સ્કુલવાળી કવિતાને નામે ઉપર ઓલખી ગયાછે, તેવી કવિતાઓનું પણ એક પુસ્તક તેવણે પ્રગટ કીધું હતું. કવિતાઓની બાબદોમાં પોતે મેળવેલા આવા અનુભવો પછી તે લખનારનું મત ખચીત તદન અપક્ષપાતજ ગણવું જોઇએછે. તેવણ લખેછે કે "The language is simple though very provincial; but *the style is so free from the trammels and superstitions of artificial writers* that its very quaintness is music to the ear. The writer seems to have a meditative cast of mind and a lively fancy."

આ તો જમશેદજી પીતીતની કવિતાની ભાષાની સાદઇ તથા મધુરતાને માટેનાજ ફકત વિચારો છે. પણ ખુદ તેવણની કવિતા, પારસીઓમાં "કવિતા" ને નામે જે કંટાલા ભરેલી હદ સુધીનાં ચેડાં જોવામાં આવેછે તેવાં ચેડાંઓથી, કેટલે બધે દરજ્જે જુદી પડેછે, તથા ખરી કવિતાના અલકાબને કેટલે દરજ્જે જેબ દેનારી છે, તે વિષે, એજ લખનારના અનુભવી વિચારો અહિં વધારે લંબાણથી, મરહુમ કવિને પુરતો ઈનસાફ આપવા ખાતર, ઉતારી લેવાની અગત છે:

## શેઠ જમશેદજી નશરવાનજી પીતીતની કવિતા.

Poetry is a rank growth among Parsis. Basketfuls of lyrical, and cartloads of dramatic, verses, are turned out every year by this remarkable race. But it is generally stolen ware, or very vilely manufactured. We know not of half a dozen Parsis who have fathomed the true scope of Poesy, and her influence, as a national educator. We have never had for our families such simple familiar verse as might be called the poetry of hearth and home, and can mould the character of womanhood and childhood. It would be unfair indeed to ignore the existence of the '*Ganj-Nameh*,' and of many other fugitive pieces of delightful and healthy sentiment, scattered over the pages of magazines and pamphlets. Of the latter description we are glad to find a goodly number in the *Dnyan Vardhak*, a well-informed Gujarati monthly. The first of the pieces we allude to is a long and continued one, breathing a spirit of subdued sympathy and benevolence.........In a spirit of calm interest, and with a light touch, he (the writer) successfully treats subjects which would throw more excitable writers into convulsions of alternate delight and anguish. He dedicates his poem to a friend cut off in the prime of life.......And we can say that the friendship of the two could not have been better

embalmed.........Altogether we should like those fugitive and loose gems to be strung together, and placed before the public. At a time when our aristocracy fritter away their time in idle club-gossip, and not always innocent amusements, it is a satisfaction to know that a young gentleman, an out-and-out shethia, should bestow his leisure hours on the cultivation of literature. Parsis ought to rejoice that they have a veritable Samuel Rogers in their midst."

( *Indian Spectator*, 18th January 1880. )

આ સઘળા "માહુરી મજેહ" વિષેના વિચારો છે, પણ એજ પત્રના કાબેલ લખનારે જમશેદજી પીતીતની બીજી છુટક કવિતાઓ માટે જણાવેલા વિચારોની જગ્યા પણ જો આ બાબદમાં કર્યે નહિ તો આ વિષય સંપૂર્ણ ગણાએ નહિ. "વિદ્યા મિત્ર" માં છપાયલી એવી કેટલીક કવિતાઓનું વિવેચન કરતાં તેવણ લખેછે કે:

" The lines we allude to possess unusual power and beauty of expression. They have all the quaint simplicity of the bards of yore, and all the refinement of modern artists. J. N. P's verses form a distinct feature in the literature of Gujarat, and will not only please the partial Parsi critic, but also any Hindu of poetical proclivities. These little gems deserve to be gathered up into a casket, as we said before.

( *Indian Spectator*, 27th February 1881. )

શેઠ જમશેદજીની કવિતાઓની આ સઘળી ઉમદા ખૂબીઓ કાંઇ ઉપલા લખનારથી લાંબો વખત વેર છુપાઇ રહી હતી નહિ. ઉપર ઉતારેલા વિચારો જણાવવાની ઘણો લાંબો વખત આગમચથી, જ્યારે "માહરી મજેહ" કકડે કકડે "જ્ઞાન વર્ધક" માં પેહલ્લી દેખાવ દેતી થઇ ત્યારથીજ એ ચતુર લખનાર આ કવિતાઓની ખૂબીઓ ચેતી ગયા હતા. છેક સને ૧૮૭૮ નાં સાલમાં તેવણે લખ્યું હતું કે:

"Gujarati literature ostensibly maintains a phalanx of poets, whose writings cannot justly claim to be better than purely metrical lines, and whose sole beauty is thickly studded alliterations. Of the many arguments with which it was urged to abolish the study of vernaculars from the higher examinations of our University, this was one. Mansookh's *Ganj-Nameh* merits to be called a worthy exception to the general tone of Gujarati poetry. Another exception may be made in favour of an unknown writer, who continues to contribute his productions under a common heading of *Mahri-Majeh* (*i. e.* my recreation) in a Gujarati monthly called the *Dnyan Vardhak*. We read these productions with the same delight with which we read a page of Cowper's *Task* or Thomson's *Seasons*. Whoever having

a cultivated taste, reads them, will find that they are an earnest of good future."

(*Indian Spectator*, 6th January, 1878.)

આ સઘળાં મતો ઉપરથી વાંચનારે આટલું તો જરૂર જોયું હશે, કે દરેક ઠેકાણે ઉપલા લખનારે જમશેદજીની કવિતાને, જેને આપણે હિંદુ-સ્કુલની કવિતા કહીછે, તેવી કવિતા સાથે, સરખાવીછે, અને તેની ઉપર તેને બેશક ચહડીયાતાપણું આપ્યુંછે, અને એ તેવણનું મત વધુ કીમતી એટલા માટે છે કે ઉપર જણાવ્યુંછે તેમ તે લખનાર પોતે એવી હિંદુ-સ્કુલની કવિતાના એકવેળા હિમાતી હતા, અને તેવી જાતની કવિતાનું એક પુસ્તક પોતે પ્રગટ વટીક કીધું હતું.

ગુજરાતી ભાષામાં આ પ્રમાણે કવિતાને તેને ખરે રસ્તે ઉતારનાર, અને ગુજરાતી સાહિત્યમાં પોતાની નાદર કવેતોથી કીમતી વધારો કરનાર, જમશેદજી પીતીતે, એજ કવિતા માટે બીજી એક વધારે કીમતી સેવા બજાવીછે, જેને અતરે વિસારી દેવી ઘટતી નથી. આ સેવા, ગુજરાતી ભાષામાં, પ્રાસ વગરની (blank) કવિતા દાખલ કરવાને લગતી છે, કે જે જાતની કવિતાની પેહલ કાહડવાનું માન એકલું એવણનેજ ઘટેછે. ગુજરાતી કવિતાને પિંગળના બનાવનારાઓએ પેહડાવેલી બેડીઓમાંથી તેને છુટી કરી તેની હિમાયત માટેની જમશેદજીની લડતોમાં, આ કાફીયા

મેળવવાની બેડી તોડવાની લડત, સર્વથી વધુ ઉપયોગી અને કીમતી એટલા માટે છે કે, એમ કરી તેવણે સાબેત કરી આપ્યું છે કે લીટીઓને છેડે મળતા અવાજવાળા શબ્દોજ ફકત લાવવાથી કાંઈ કવિતા બનતી નથી. તેવા શબ્દો નહિ હોવા છતાં પણ કવિતા—અને તેબી વળી ઉંચે દરજ્જેની કવિતા—બની શકેછે એટલુંજ નહિ, પણ વળી ઘણા દાખલાઓમાં તો તેવી કવિતા પ્રાસવાળી કવિતા કરતાં પણ વધુ ઉમદા નિવડેછે. એમ જો નહિ હતે તો શેક્સપીયર અને મીલતન આજે ભુલાઇ જતે. પણ સર્વ જાણેછે તેમ એ જગઆશકાર કવિઓ આજે જે કાવ્યોથી અમર થઇ ગયાછે, અને દુનિયાના છેડા સુધી અમર રેહવાના, તે ફકત તેઓનાં આવાંજ કાવ્યોને લીધે છે. જમશેદજી પીતીતની આ હિંમતભરી કોશેશે પહેલ્લેજ ફટકે સુધરેલા શોખના સમજુ વાંચનારાઓનો ચાહ જીતી લીધો. કેટલાક ટીકાકારો, જેઓ છંદ–માત્રાના પૂજારીઓ હતા, અને જેઓના બગડેલા શોખને હિંદુ–સ્કુલની કવિતાનો ખણખણાત અને ઘોંઘાટ તદન રૂચી રહ્યો હતો, તેઓને ગળે આએ નવો નવાલો એકદમ ઉતરી શક્યો નહિ. તે નવાલો તેઓને ગળે ખુટી બેસવાથી તેઓ ફોકટના બાંગ–બરાડા મારવા મંડી ગયા, અને એક જુવાન લખનારે, કોઇ દિવસ કોઇને સ્વપ્ને પણ નહિ ઉતરેલી બાજી બજાવી દેખાડવામાં, જ્યારે આવી અસાધારણ હિંમત વાપડી, અને ફતેહ મેળવી, ત્યારે પોતાના

ગુસ્સાની નાચારીમાં તેઓ હજારો ફાંફાં મારી તે કોશેશને તોડી પાડવાની વેતરણ કરવા લાગ્યા.

પણ જમશેદજી પીતીત એવા ખાલી ઘોંઘાટથી હટી જાએ તેમાંના આદમી ન હતા. તેવણે પોતાની રસીલી કલમ આવી જાતની કવિતાઓમાં કશવી જારીજ રાખી, અને તેનાં પરિણામમાં, મોતેબર વિચારોવાળી, અને ઉંચી કલ્પનાની ગવાહી આપતી, ઝમકદાર, મધુર, સરળ વંચાતી, હજારો લીટીઓથી વાંચનારની ખાત્રી કરી આપી કે પ્રાસ, કાંઇ ખરી કવિતાનું જરૂરનું હથિયાર નથી. "માહરી મજેહ" નો સર્વથી મોહટો ભાગ એવી પ્રાસ વિનાની (blank) કવિતામાંજ લખાયલોછે, અને તેની ખરી ખૂબીની તપાસ કરવી હોએ તો કાનને તે કેવી લાગેછે, તથા મન ઉપર તે કેવી અસર કરેછે, તે જાણવું જોઇએ છે. આ વિષયની શરૂઆતમાં જણાવ્યુંછે તેમ એક ખરા કવિને માટે તેનો કાનજ તેનો કાયદો છે. પિંગળના કાયદાઓ તેને માટે નથી. તે કાયદાઓ તેને કશી પણ મદદ આપવાને બદલે તેના સરળ વેહતા વચનોમાં ગોયા એક નડતલ સરખા છે, અને તેવા કાયદાઓથી તે કદી પણ પોતાનું કામ કરતો નથી. કાઉપર કવિ તદન વાજબી રીતે કહે છે કે:

"A poet does not work by square and line,
As smiths and joiners perfect a design."

આ પ્રમાણે, ત્યારે, કવિતાની બાબદ વિષે કાંઇ પણ સત્તા સાથે કહી શકે તેવા લખનારાઓની શાહદતો ઉપરથી, તેમજ ખુદ નામાંકીત કવિઓના એક ખરા કવિનાં કામ વિષેના વિચારો ઉપરથી, અને તેથી પણ વધારે, ખુદ આ પુસ્તકની અંદરની સાબેતીઓથી, વાંચનારે આટલું તો પુરવાર થયલું જોયું હશે કે જમશેદજી પીતીત એક ખરા કવિ હતા, એટલુંજ નહિ, પણ એક સારે દરજ્જેના કવિ હતા. તેણે વળી આટલું પણ સાબેત થયલું જોયું હશે કે, જેને આ વિષયમાં ઇંગ્રેજી–સ્કુલની કવિતા કેહવામાં આવીછે, તે જાતની કવિતા હિંદુ–સ્કુલની કેહવાતી "કવિતા" ઉપર, ખુદરતીજ સરસાઇ ભોગવવાને લાયકની છે. જમશેદજી પીતીત, ખુદરતી ઝેહનથીજ, પોતે એક ખરા કવિનાં કામથી કેવી અચ્છી રીતે માહીતગાર હતા, તથા સખુનના હલકા કથીરને ઉંચી જાતનાં સુન્નાંમાં બદલી નાખવાનાં કીમ્યાંનું કીમતી જ્ઞાન પોતે કેટલું બધું ધરાવતા હતા, તે વિષે જો કાંઇ વધુ શાહદત જોઇતી હોએ તો તે આ પુસ્તક મધેથીજ આપી શકાશે. (જુઓ, માહરી મજેહ, ૧૬, ૧૧–૩૮, સફે, ૧૫૨–૫૩.) આ જ્ઞાન ધરાવવા ઉપરાંત કવિનો કામેલ હુનર તેવણ કેવી સંપૂર્ણ રીતે સમજતા હતા તે વિષે વાંચનારનું ધ્યાન, માહરી મજેહ, ૧૬, ૨૭–૮૬, સફે ૧૬૦–૬૩, ઉપર ખાસ કરી ખેંચવું જોઇએછે. ખરી કવિતા કેવી હોવી જોઇએ અને ખરા કવિનો હુનર કેવો

ચમતકારીક છે તે વિષે મજકુર નાદર લીટીઓ વાંચનારને એવો મજબુત ખ્યાલ આપેછે, કે જે ખ્યાલ, એક વેળાએ મગજ ઉપર બેસવા પછી, સેહલથી ભુલી જવાતો નથી. આ બાબદને મથાળે નામાંકીત મેકોલેના ખરી કવિતા વિષેના જે કીમતી વિચારો ઉતારેલાછે, અને મુખ્ય કરી તે વિચાર કે જ્યાં કવિના હુનરને ચિતારાના હુનર સાથે તેણે સરખાવ્યો છે, તે જમશેદજીના પોતાના વિચારોનો ગોયા આબાદ પડઘો છે. તેવણ કહેછે કે:

"ચિતારો જેમ કેનવાસ પર પાડવા ચિતાર,
બારીકીથી ચહડાવે રંગ ઉપર રંગ,
ને મનની કલ્પનાથી ચીજને આકાર,
ને આપે સુરત; તેમ એક કવિ,
વિચારો પર વિચારને એકઠા કરી,
વેહચી નાખી તેઓને જોઈતી જગે,
પેદા કરેછ, ભાત, અને તરેહ, ને રંગ-
થી, મનો રીજવનારા ખાલેસ વચન."

(માહરી મજેહ, ૧૬, ૩૧-૩૮, સફે ૧૬૦-૬૧.)

આ વિષય સમાપ્ત કરતાં, જમશેદજી પીતીતની જે જુદી જુદી ઉમદા ખાસિયતોનું વર્ણન આગળના સફાઓમાં કરવામાં આવ્યુંછે, તે ખાસિયતો, ખુદ એવણનાં લખાણો અંદર પણ કેવી દિપી નિકળેછે, અને તે લખાણોની શાહદતોથી કેવી સંપૂર્ણ રીતે સાબેત થાયછે,

તેના દાખલાઓ આ પુસ્તક મધેની કવેતોમાંથી ઘણા આપી શકાશે. ધર્મ માટેનાં આંધળાં જનુનથી નહિ, પણ પોતાના પવિત્ર મહઝબની મોતબર ખૂબીઓ જાતિ અભ્યાસથી જાણી, પિછાનીને, તેવાજ પાક જરથોશ્તી દીન માટે કેવા ઓસ્તવાર તથા જાનફેશાની કરનાર હતા, તે, માહરી મજેહ, ૪, ૪૧૨—૪૫૫, સફે ૪૮—૫૦, તેમજ માહરી મજેહ, ૭, ૪૫—૯૦, સફે ૧૦૧—૧૦૩ મધે આવેલી જોશવાલી લીટીઓનાં વાંચણ પછી ખુલ્લું પ્રગટી નિકળશે. જરથોશ્તી દીનની મોતબરીને લગતી એથી વધુ ઝમકદાર, તથા વધુ દિલ ઉસકેરનારી, લીટીઓ, કોઇ કવિને હાથ ભાગ્યેજ લખાઇ હશે. કોઇ કાબેલ ધર્મગુરૂની શુભાખીત વાયજીઓ કરતાં, એ સાદી પણ જોશદાર લીટીઓ, ડોળતાં એકીનને સાબુત કરવાનો, અને ડગડગતાં દિલને મજબુતી આપવાનો, અકસીર ઇલાજ દિસેછે. જરથોશ્તી ધર્મની ખૂબીઓ દર્શાવનારી આ અસરકારક લીટીઓ ઉપરાંત, એ બરહક તથા સાચી દીન, જે સર્વ-વ્યાપક અને સર્વ-શક્તિવાન એકજ સાહેબની ખાલેસ અને પવિત્ર પરસતેશ આપણને શિખાડેછે, તે સાહેબની સેફતનાં ગીતો અને વખાણો તો આ પુસ્તકમાં જાબજા દિઠામાં આવશે. દાખલા તરીકે નંબર ૧૮ વાળી "માહરી મજેહ", તે માંહજ્ઞાની બાપની સેફતોની એક એવી અસરકારક સેતાયશ છે કે જેવી સેતાયશ આપણા વચ્ચે જાયજ થયલી






ધણીક મોનાજાતોને પણ એક કોરે બેસાડે. આ વતરોગે વળી, એજ પવિત્ર ધર્મ, જે નેકી તથા અશોઇ, જે માયાળુ દિલગુરદો અને પારકાઓનું ભલું, શિખવેછે, તે સર્વેની શાહદતો, જમશેદજીની લીટીઓની હેઠાણમાં, જગેજગ પસરેલી નજરે પડેછે, અને એ પ્રમાણે, વાંચનાર જોશે કે, જમશેદજી પીતીતને એક ફતેહમંદ કવિ બનાવવામાં, બીજી ચીજો ભેગી, ખુદ તેવણના પવિત્ર મહઝબની પણ કેટલી બધી મજબુત અસર તેવણ ઉપર હતી.

સફે ૭૭ ઉપર આવેલું[૧] દુકાળના દેવનું ચિત્ર, આ ભલા કવિના મગતાળુ અને દિલસોજ ખવાસની એક અચ્છી સાબેતી આપેછે. આ ચિત્ર, તેવણે દુકાળના સંકટોનો કચડી નાખનારો ગજબ પોતાની નજરોનજર લોકો ઉપર ગુજરેલો દિઠેલો હોવાથી, વધુ અસરકારક બન્યુંછે. સને ૧૮૭૬-૭૭ નાં સાલમાં દખણ મધે ચાલેલા ભયંકાર દુકાળ વેળા શેઠ જમશેદજી પોતાનાં માતપિતા સાથે પુના ખાતે હતા. એ વેળા દુકાળીયા ભાગો મધેથી ભુખે મરતા લોકોનો એક મોહટો રેળો એ શેહર ખાતે, પોતાનાં સંકટ-નિવારણ માટે, આવતો હતો. મરહુમ કવિના બેહશતનશીન પિતાજીએ, પોતાના હંમેશના સખી દિલગુરદા પ્રમાણે, તે વખતે પોતાને ત્યાં એવાં દુકાળીયાંઓની એક મોહટી સંખ્યાને દરરોજ ખાવાનું પુરૂં પાડ્યું હતું. જમશેદજી પીતીતનું નરમ

૧. માહરી મજેહ, ૪, ૧૦૯૩, અને ત્યાર પછીની લાટીઓ.






અને મમતાળુ જીગર આ ભુખેમરતા લોકોનાં સંકટો દેખી એટલું તો દાજતું હતું, કે તેવણ પોતે, પોતાનું ખાવાનું અકારૂં કરી ઉતાવલેથી બે નવાલા ખાધા નહિ ખાધા કરી, બીજાવેલો સુફ્રો એમનો એમ રેહવા દઇ, પોતાની મેજ ઉપરની સઘળી ન્યામતો, એવાં ગરીબોની જોલ્લીમાં રેડવામાં મોહટામાં મોહટું સુખ સમજતા હતા.

એક દિલસોજ, મેહરબાન, મમતાળુ ખવાસના, અને નરમ લાગણીઓવાળા દોસ્ત તરીકે જમશેદજી પીતીતની શ્રીમતજ નહિ હતી. આ તેવણના અમીરી ખવાસની ગવાહીઓ, "જુદાઇ" વાળી જુદી જુદી કવિતાઓ, (સફે ૨૨૪, ૨૪૦, ૨૫૩, ૨૬૪, ૨૭૧), તથા "બેચેન ઘડી" (સફે ૧૯૪), "માહરા મિતરને" (સફે ૨૧૫, ૨૭૩), "માહરી દુનિયા" (સફે ૨૪૨), "દોસ્તની મીઠી ચુમી" (સફે ૨૪૪), "એક મિતરને લખેલી" (સફે ૨૪૬), "તુટેલી દોસ્તી" (સફે ૨૫૮), વગેરે, કવિતાઓ, ઉપરથી મળી આવશે.

જમશેદજી પીતીતની જીંદગીના આગળ આપેલા અહેવાલમાં વાંચનારે જોયું હશે કે ગમે એટલી દોલત ધરાવવા છતાં તેવણ એશ આરામ અને મોજજોકના મુદલજ શોખીન નહિ હતા. તેવણની મોહટામાં મોહટી મોજ કવિતા બનાવવામાં, અને બીજાઓને ઉપયોગી નિવડવામાં, આવી રહી હતી. આ વિષેના તેવણના પોતાના સખુનો ખચીત ઘણાજ લાગણીવાળા છે:

"મહને નથી ફીકરની મોજેસે કામ;
ઉપયોગી જીંદગીમાં દિવસો મુજ
વાપરતો પામું હું સેવટ મરણ,
ને વખાણે લોક માહરી લીધેલી રંજ,
એજ માહરી ઇચ્છામાં ગુહ્ય છે મન."
(માહરી મજેહ, ૩, ૧૩૫-૧૩૯, સફે ૨૩)

"કવિતા લખવી, ને ચાહવાનું સુખ,
એ બે મળ્યાં મહને, ત્યાં બીજી શી ભુખ?"
(માહરી મજેહ, ૧૬, ૯-૧૦, સફે ૧૫૧)

આ સિવાય જમશેદજી પીતીતની અમીરી ખાસિયતોને ઇનસાફ આપવા માટે એવણનું આ નાદર પુસ્તક બીજી ઘણી ગવાહીઓ પુરી પાડી શકશે, પણ તે સઘળું અતરે તાંકી બતાવવું ઘણુંજ લંબાણ થઇ જતું હોવાથી, તે પોતાની મેલેજ જાણી લેવા માટે, અભ્યાસીક વાંચનારને સોંપવું પડેછે. કે જે વાંચનાર જેમ આએ પુસ્તકની મજાહ ભોગવવામાં આગળ વધતો જશે તેમ, કવિની શક્તિ અને કવિની ખુબીઓની પિછાન. તે કવિના ચમતકારીક વચનોની જાદુઇ અસરથી, તેને પોતાની મેલેજ માલમ પડતી જશે.

જમશેદજી પીતીતની મોહટામાં મોહટી મજાહ જેમ કવિતા લખવામાં સમાયલી હતી, તેમ તેવણની મોહટામાં મોહટી ખાહેશ એ હતી કે, તે કવિતાની કદર બરાબર

રીતે ભુજાએ, અને તે આવતી ઓલાદોમાં હોંસ અને ઉલટથી વંચાએ. ગુજરાતી કવિતા વિષે ગુજરાતી વાંચનારી આલમમાં પસરેલા ખોટા વિચારોને લીધે તેવણ હરઘડી ધાસ્તીમાં રેહતા હતા કે રખેને તેવા ખોટા ખ્યાલોને લીધે તેવણની લીધેલી સઘળી મેહનત બરબાદ જાએ. ઘણીજ ઉંડી લાગણી સાથ તેવણ લખેછે કે:

"વખત એવખત ધસક માહરે તન
પડેછ, કે રખેને માહરા વચન,
બિનકદરે રીબીને પામે મરણ!
એ માહરી મેહનત ને લીધેલી રંજ,
હવેની મુજ પુઠે આવતી ઓલાદ,
માન અને મોહબતથી કરશે કબુલ,
કે ગુસ્સાથી કરશે તે તેનો ધિક્કાર,
વિચાર એ મુજ મને ઘુમેલો રહેછ,
સદા ને સદા!"

(માહરી મજેહ, ૩, ૧૪૦–૧૪૮, સફે ૨૩)

આ વિષય મધે, મરહુમ કવિની કવેતાઇ શક્તિ વિષે, તથા તેવણની નાદર કવિતાઓ વિષે, જે અદના વિવેચન કરવામાં આવ્યું છે તે એક કોરે મુકતાં, ખુદ આ પુસ્તક જેબી હાથોમાં જશે ત્યાં તેની અંદર સમાવેલાં બેમૂલ ગોહરોનો જે કીમતી હદિયો પોતા સાથે લેતું જશે, તે ઉપરથી, આ લખનાર એવું અનુમાન કરવાની હિમ્મત

કરેછે કે જમશેદજી પીતીતની આ નાદર કવિતાઓ, જેમ દરેક સારા કવિના બાબમાં બનતું આવ્યું છે તેમ, હોંસ અને ઉલટથી વંચાશે એટલુંજ નહિ, બલકે પ્યાર અને શોખ સાથ ગોખી રખાશે. પોતાની રસીક કલમની જાદુઇ અસરથી તેવણે પોતાની ઉમદા લીટીઓમાં લોકપ્રિયતાનાં જે બીયાં ઠારેઠાર રોપ્યાં છે, તે બીયાં, ઘરડાં તેમજ જુવાન, અને મરદ તેમજ ઓરતની પસંદગી એકસરખી રીતે તે લીટીઓ તરફ હરદમ ખેંચતાં રેહશે, અને વખતના વેહવા સાથ, કવિની ખાહેશ મુજબ, તેવણની "મેહનત ને લીધેલી રંજ," આવતી ઓલાદોને હાથ "માન અને મોહબતથી" કબુલ રેહશે તેમાં આ લખનારને સેહજ પણ શક નથી.





# માહરી મજેહનું અર્પણ—પત્ર.

જે મોહબ્બત ને માનથી તું માહરી તરફ
હસીને દેખાડતો'તો તાહરો હરખ,
તેની એક ઇધાની દાખલ આ કામ
જોડવા માંગેછ તાહરૂં પોતાસે નામ.
ભલા તાહરા ખવાસ ને નરમ જીગર—
ની યાદગારી દાખલ હું કરૂંછ નજર,
કેખસરૂ પ્યારા![1] આ નીચલી વણુત,
કબુલ કર, મંજુર રાખ, ને નો કરતો રદ!
ગીયો તું તો છોડી આ નીચલી જગત,
પણ સોંપી તેં મહને સદાની વિપત્ત.
અરે! ક્યારે આવે મુજ મરણનો દન,
કે ચાહરમની બામદાદે ચુમું તું-તન!

---

૧ કેખસરૂ ધનજીભાઈ મારકર;—જનમ દિવસ ૧લી મે ૧૮૫૯; મરણ દિવસ ૧૩મી મે ૧૮૭૭.

"આગલ ચલાઉંછ
હું **માહરી મજેહ**; કર તે પર નેગાહ,
ને લેવાતી હોએ તો લે તેમાં મઝાહ."

**માહરી મજેહ ૪,** લીટી પર૭—પર૯.

# માહરી મજેહ.

## ૧

## સાર.

કવિતાની શરૂઆત—ખોદાની મદદ માટે આજરખાહી—તેની અપાર શકિતની સિફત—કુદરતી દેખાવો વચ્ચે તેની હુંમેશની હાજરી—ઈરાન વતન માટે દિલનો ઉભરો—તેની આગલી તથા હાલની હાલત વચ્ચે મુકાબલો—ઈરાન સરજમીન જોવાની ઉમેદ તથા તે ઉપરથી ઉપજતા વિચાર.



# માહરી મજેહ.

૧

થાકેલાં તનને આસાએશ થકી
ઉંચા આ ગુલમોહરના છાંયા હેઠલ
નાખ્યું છે મેં ; આસ અને પાસ,
ઉપર ને નીચે, કુદરત—લીલી,
બેશુમાર નખરાંમાં, રેહીછે કુદી.
ફુંવારાનો ગંભીર ને ધીમો અવાજ,
લીલોત્રીના જદ્દાની મધ્યાનની માંહે,
ખોદાની હસ્તીની આપેછ ગવાહી.
સફાઈદાર છાતીથી ફુંવારો તે,
પાણીના રૂપેરી દાણાની સેર,
ખોદાની બંદગીમાં આકાશ તરફ

ફેરવ્યો જાયછ; એક ઘડી, એક પલ,
તેનાં એક ધ્યાનથી બીજી વલણ
તે લેવાનો નહિ.
ઓ જગતપતિ!
આપ મહને જોર કે મેહનત હું કરૂં!
આપ મહને શૂર કે અજ્ઞાનસે લડું
એક મોહટી લડાઇ! હલકાંમાં હલકી
એક તાહરી પેદાશમાં મોહટાંમાં મોહટી
કાબેલ્યતનો વાસ, તાહરી મદદ
વગર કેમ જોઇ શકે માહરૂં મગજ?
કુરબાન તું પર થઇને, આ દોડતી જગત
વિસરી જઇ, લગાડુંછ તાહરી પર ધક.
થાયછ જ્યારે દિલપસંદ બેભાણીમાં
વેહતી ખુશાલીનો એકદમ ઉભાવ,
આંખો માહરી બનેછે ત્યારે અપંગ,
ઉંડા વિચારમાં થઇ ગયલી પેવસ,
બહારથી દિસતી, પણ વિચાર વગર.
સંકોચાયલો તું છે, પંથરાયલોબી તું!
છુપાયલોબી તું છે, દેખાયલોબી તું!
નહિ હોતી ચીજને તું હોતી કરે,
અંધાપાથી આંખોને જોતી કરે!
આજે જે લાગે નહિ બનતો બનાવ,
કાલે તે અચબુચો પરગટ દેખાવ.
નાનું હા કરનારો તું છે દાનાવ,
એક મીંડાંમાં કરે એક જગનો સમાવ;

હૈડાંમાં ધરી તેં જેબી કંઇ વાત,
તે હસ્તીમાં લાવવાનો તું ખરેખાત.
સૂર્યના જેવા કંઇ લાખ્ખો શોભલા–
ના ઝોંકાવ્યા તુંએ આકાશમાં ગોલા;
ફર્યા જાયછ તેઓ વગર ખાવે દમ,
એક દોડેછ અહિં, તો બીજે પેલીગમ.
એક ઘુમેછ દસ દિનના ચક્રાવ અંદર,
તો બીજે પાંચ દાહડા પર કરેછ શુકર;
પણ આંધલાની આગલ જહવેરનો ઉજાસ,
નાક જેનું બંધ તેને ફુલનો પમરાટ,
યા માથું દુખતા આગલ ખુશનુમા વાત
કામ આવે તે શું? તેમ માહરી નજર,
અપૂર્ણતાનું જેની માંહે મથક,
તે સંપૂર્ણ તાહરી પેદાશોની માંહે,
શી રીતે જોઇ શકે તેમની ખુબી?
તોપણ તાહરી મદદના નલા હેઠલ,
બને તે એટલી તો સખત ને તેજ,
કે રેતીના એક ઝીણા દાણાની માંહે,
જોએ તે એક જગતનું ઓહલું બંધાણ;
એક ટીપાંના ઝીણા ઘેરાવાની માંહે,
જોએ તે એક ગંજાવર દરિયાઇ રમત.

ઝાડોના લીલા ઝુમખાઓ ઉપર,
પાતરાંઓની નહાની હથેલી અંદર,
સોનેરી કિરણના રેલાની માંહે,

હીરા પેરે દવનાં ટીપાંઓ દેખાએ;
કોઇ તો પાતરાંઓની અણીઓ પર
ચલકેછ, જહવેર જેમ કાનની અંદર.
થંડી લેહકીમાં કોઇ ધીમે ધ્રુજી,
બીજાંની ગરીબઇ પોતે બુજી,
ગબડતું આવીને તેસે મલી,
અરસ પરસ મોહબતમાં હસી પડી,
હજારગણું વધુ શોભીતું બની,
દિપેછ જેમ લટકતી હીરા–કણી.
એવું થાયછ કે હું જાણે તેની ભણી,
ખુશાલી તેનીમાં શરીક બની,
બસ જોયા કરૂં! ઓ માહરા ખોદા!
દવનાં એક ટીપાંમાં તુંને સદા
હું દિપેલો જોઉંછ! ગમે તે હસે,
ને મસ્કેરી મજાખથી મહને દસે,
પણ તુંને તો એ તાહરી નાધલી પેદાશ-
માં દિપેલો દીઠો મેં નાખતો ઉજાસ!

રાતી સલી પર પારબતીને જોઉં,
વાંકી મરોડમાં ગુલછરીને જોઉં,
દમામમાં ઓવલીને ઉભેલી જોઉં,
ખીચોખીચ બેઠેલી ચંપેલી જોઉં,
હારે હાર ગોલાબંન વેરાતો જોઉં,
આવે ત્યારે વ્હાલું વતન મહને યાદ.
એક વાર જે દિપતું તે આજે ખુવાર!

એક વાર જે ખીલતું તે આજે નાચાર!
મારતું જે એક વેળા મોહટાઇ–પોકાર,
દરાખના ઝુમખામાં કરતું જે લાડ,
તેજ આજે બન્યું હાડમાર ને નાચાર.
લખાયો જે ભૂમીમાં અવસ્તા ઝંદ,
પૂજાયો જે ભૂમીમાં સૂર્ય બુલંદ,
તુટયા જે ભૂમીમાં દેવોના બંદ,
મટયા જે ભૂમીમાં હેરેમંદી ફંદ,
ફસકઇને પડી તે ભાગી ને ભંગ.
વેહતાં પાણીઓની પ્રથમ સેતા'શ
જે ભૂમીમાં થઇ, તે આજે ખુવાર.
ઘુંમતા ગહરેઓના ગોલા તરફ,
અત્યંત ખુશીમાં અચરતી–ચશમ,
પ્રથમ જે ભૂમીમાં ઉપર ફેંકઇ,
તેજ આજે પટકઇને પડી નાચાર.
મરાયા જે ભૂમીમાં રૂસ્તમને હાથ,
માજનદ્રાની દેવો, નજીસ ને નાપાક,
થઇ આજે તે દેવના દોરથી તારાજ,
બેહસ્ત હતું એકવાર, તે દોજખ છે આજ!
કરતા જે કાફલાની શેહનશાહ નકલ,
આજે તેના દરિયામાં રસ્યાનું બળ.
ધુજાવતો ધમકથી રૂસ્તમ જમીન,
આજે ત્યાં તેવો નહિ નસર-ઉદ-દીન.
તાબે કીધી સાયરસે ફરતી જમીન,
જહવેર પર બેઠા આજ નસર-ઉદ-દીન.

ઇરાન! ઇરાન! હમજાતનાં વતન!
જલેછ તાહરી જુદાઇમાં તન અને મન!
થયો ક્યાં ગુમ તાહરો દોર ને દમામ?
દમામ ખોઇ થયું તું અંતે નનામ!
ટકી તું કેમ રહે જ્યાં કિસમતની ખામ?
કિસમતના લેખ આગલ આવે શું કામ?
આવે ક્યારે એવો એક જીંદગીમાં દન,
કે લેઉં તાહરી ભૂમીનાં હેતે દર્શન!
આગલી તાહરી કીર્તિનાં હૈયાત બદન—
કોતરેલા ગોફા—દેખાડતા ઘડપણ,
જંગલ ને ઝાડીથી થયલા બતંગ,
જોવા મલે ત્યારે મહને પ્રસંગ.
ભાગાં તેમનાં તનમાં ધુજતા ઝરા,
લાગે માહરી આંખ અંદર રડતા ખરા,
લાગે ત્યારે તેઓ પટકઇને પડતા,
બેશુદ્ધ થઈ જમીને ઢલી જતા,
ગુમ થયલા દમામની યાદમાં રડતા,
ને પોકારી આંસું એવું કહેતા
કે "કરતા જે જગે નેક પાદશાહો રાજ,
ત્યાં કોહલાં ને વાગલાંઓ ભટકે છે આજ."
જે પથ્થરની કાયાના સંગીન પહેલવાન-
થી પામતાં'તાં જે ધાસો પગથી દબાણ,
તેજ ખુદ પેહલવાનનાં પુતલાં ઉપર,
સરકશીથી ઉંચક્યાંછ તેઓએ સર.
પણ ખોદાઈ ઇનસાફ નથી તેઓથી દૂર,

જે ફફડેછ તેઓને સજાથી ધુર.[૧]
હુન્નરથી કોતરેલા જબરદસ્ત પાહન-
માં તેમનાં બદન બહુ થાયછે હેરાન;
કુદરતની ન્યામત—બેમૂલ પાણી—વન,
જરદ તેમના ચેહરા, ને સુકેલાં તન.

૧. ધુળ.



# માહરી મજેહ.

## ૨

### સાર.

કુદરતની ખુબસુરતીઓથી ઉપજતી ખુશાલી કાગજ ઉપર દરશાવવાની મુશ્કેલી—ઠાઠ કરી ઉભેલી કુદરતનો ચિતાર—મરણ ભુંડાંઓને છોડી ભલાંઓને ઘસડી જાયછે.



# માહરી મજેહ.

૨

જે ખુશાલી માહરાં જીગરમાં ઉભાયછ,
તે ખુશાલી કાગજ પર કેમ હું ઉભાઉં ?
જે ખુશાલી અણદીઠી અંદર ઉભાયછ,
તે ભિત્તરથી કેમ કરી ઉપર હું લાઉં ?
દેખાએ જેવાં જહનુનમાં મહને જગત,
તેવામાં દર્શાવવા હું તો અશક્ત.

ઠાઠ કરી ઉભીછે કુદરત બેશક,
લીલો પોશાક પેહરી તંગ ને ટટાર;
બંધ કલીનાં પેહરીને હીલતાં લુલખ,
ખોલામાં ઝાલીને ફૂલોના ભાર,

જમીન પર કરેછ તે ફુલનો નેસાર,
હવામાં હલાવી તેઓના હાર.

ઉઘડતાં ગુલો, પાંથરતાં સુગંધ,
કરેછ માહરાં દેમાગને તાજગીથી તર;
ચુમેછે તેઓને દોડતી હવા,
પમરાટને પાંથરતી નીચે ઉપર.
ગેલ કરતાં ચલિયાંના ચીંચીં અવાજ-
માં ઝાડો જીવતાં હોએ તેમ કરેછે નાજ.

બીલાડી લુચ્ચી લુંધઈ ગઈ હોએ તેમ,
છુપાણમાં ચીંમાતી, ચલિયાં તરફ,
કુદકરી મારવાને તાકે છે નેમ.
નિર્દોષ ચલીઓને તેની ઝડફ-
ની નથી ખબર; કંઇ સુબેહ કે શક
વગર રમે તેઓ દોડી બેધક.

પોપટ પેલો પેરડીનાં ઝાડની ઉપર,
કોતરેછે પાક્કાં એક પેરનું જીગર;
કાચ્ચાં લટકેછે પણ પાક્કાં વગર,
બીજાં પર નહિ જતી તેની નજર;
એવીજ રીતે મરણની ભુંડી ચશમ,
બદીને છોડી, જાયછ નેકાની ગમ.

# માહરી મજેડ.

## ૩

## સાર.

ઉગતી સહુવાર—પાણીમાં પડતો ઝાડનો પડછાયો—ગીરનીનું વરણન—માણસનાં ભિજાં-બળની તારીફ—લોહડાંની મનવાર—પાહડોનો ચિતાર—તેને સદા કાયમ રેહવા માટે દુવા—તેને ભાંજવા ચાહનાર માણસોને કેવે ફેજે પોંહચાડવાં જોઇએ—સુરજના ઉગવા સાથે પાહડનો થતો ખુબસુરત દેખાવ—પાહડી શિખર ઉપર રેહવાનાં એક ઘર માટે આરજુ—કવિતા લખવાની મેહનત રખેને વાંચનારી આલમની બિનકદરથી રદ જાએ તે માટેની ધસક—ખોદાની બંદગી—તેની અપાર શક્તિ—તેની વખાણ ગાવા માટે ખાકી બંદાની લાચારી—ભલાઇની રાહ તેણે બતાવ્યા છતાં બુંડાઇનો તરીકો પકડનાર ઇનસાન.



# માહરી મજેહ.

૩

જો! પેલો સૂર્યનો ગોળો ગગન!
સોનેરી કિરણનું કરતો ચુંબન!
ઉંઘમાંથી ઉઠેલી ચક્ષીઓ પીછ,
ખબોચ્ચે ઉતરીને, ધોતી રંગીત.
ઉડે ત્યાં પતંગિયું મખમલ-બદન,
ધાર તેની પાંખોની સોનેરી રંગ;
હસતું તે ઝાડોમાં જાએ બિનકપટ,
કરે ઉડી નફકરૂં ફુલ પર ગમત.
ઝુમેછે તલાવ પર એક અટુલું ઝાડ,
છુટક પાતરાંઓમાં લીલું કંજાર;
ઉંધો તેનો છાંયો તલાવની અંદર

પડયોછે પાણીમાં દિપતો સુંદર;
કીધોછે ધોઇ તેને પાણીએ પાક,
નથી તે પર ગીરદ કે કચરો જરાક.
ઉગ્યું તે તલાવના કાંઠા પર ઝાડ,
કાહડેછે પાણી પર મુલ્યાંને બહાર,
પડે જેનો આડકતરો જળમાં આકાર,
સહવારથી સાંજ અને સાંજથી સહવાર.
ભુલુંગરી આમલીને મહાલે ગાયછ,
છાતી છે તેની જેમ ધોયું રગત.
ધીમે દગે વધે ત્યાં રનોરી ભેંસ,
પાણીમાં નાખવા અબનુસી બદન.
નુરી બેઠી ઝાડો પર હીંચકાઓ ખાયછ,
ખેરવતી પીલાં ને પાકેલાં પાન,
જે પડતાં, પાણીઓને ધ્રુજતાં કરે,
પાણી—જે પડયાંછે હેઠે અખુટ.

કાહડીછે ગીરનીએ ડોકીને બહાર,
ઉદ્યોગના મારે જે હરદમ પોકાર;
સહવારથી સાંજ તેનો ધ્રુમતો ધોંધાટ,
હજારોની રોજીની આપેછે યાદ.
ઉઠાવીછે પથ્થરની ચોમેર દેવાલ,
મલ્યાછે તેમાં કંઇ સેંકડો ખવાસ.
માણસ, ને ઓરત, ને બાલકો, ત્યાં
હીલતા સાંધાઓમાં લાવી ઉમંગ,
જાતી મેહનતથી ત્યાં રોટલો રળેછ.

ચક્કરોને ચક્કરમાં મેલ્યાંછે ત્યાં,
ધરી ઉપર ઝુમઇને લેતાં ઝોલાન;
ચહડેછ ને ઉતરેછે કપ્પીઓ ત્યાં,
જાદુઇને જોરે, વરાળને હોકમ.
ઉઠાવેછે એનજીન લોહડાંના હાથ,
રાખશ પેરે હીલીને કરતું ધોંધાટ.
ભેજું છે માણસનું આંગલાંઓ ચેઆર,[1]
પણ વસેછે ત્યાં એવા બોહલા વિચાર,
કે ઘડેછે તે આવાં રાક્ષસી કામ,
ને રાખેછે તે તેનો નખમાં સુમાર.
આ ચોહરા છે દરિયા, ને પોહલા છે પાહડ,
પણ ચોહરૂં ને પોહલું છે દરિયા ને પાહડ-
થી મનુશનું મન, જે લેહજાની માંહે,
તોફાની સાગરની છાતી ઉપર
બાંધેછે એવાં તો ધાતુનાં ઘર,[2]
કે દુશમન, કિનારેથી તેની ઉપર
ફેંકે ગોળાઓ, પણ તેની અંદર
વસતાં મનુશને ન પોંહચે ફકર.
નાચાર ગોળાઓ મારવાનો ખ્યાલ
છોડીને, લોખંડી બાજુઓ સાથ
અથડીને પાણીમાં પડે બેહાલ;
તે લોહડાંની મજબુત ને ઉભી દેવાલ
પર ફોકટમાં અફાલે તેઓ કપાલ;
લોહડું તે નહિ આપે તેઓને રાહ,

૧ ચાર. ૨ લોહડાંની મનવારો.

જાતી મજબુતીમાં થતું કફ્ર.

અરડઇને કેવો આ પડયોછે પાહડ !
છાતી પર લઇ પીલાં ઘાસો ને ઝાડ !
બપોર ને રાત, અને સાંજ ને સહવાર,
તે પર્વત છે એક, પણ સેંકડો આકાર–
થી મગજને તે માહરાં ભમતું કરેછ,
હવાઇ ખુશાલીમાં રમતું કરેછ.
કોઈ વાર દેખાયછ તેનો લીટો ને તન,
સંપુર્ણ આકાર, તો બીજી વેળા,
કાંદો તેનો ધુમ્મસથી ભાગો દિસેછ.
કોઈ વાર ધુમ્મસભર્યાં વાદલાંઓ ત્યાં
ઝુમઇ તેની પીઠ ઉપર સેહલગાહ કરેછ,
તો કોઇ વાર ભુરા તેના પગની આગલ,
છોડી દઇને પોતાનું આકાશ–વતન,
ચુંમી તેનાં તલિયાંને મોહબત કરેછ.
રાતે ચાંદો તેનાં તનની ઉપર,
રૂપેરી રોશનીને ધુજતી કરેછ,
તો સાંજે સૂરજ તેનાં ઘાસો પીલાં
પર સુન્નેરી કિરણની વણુત કરેછ;
બલુ, રાતું, પીલું કંઇ વણીને ત્યાં
અજબ રીતનો તાણો ને વાણો પુરેછ.
એક છેડા પર આપેછ તે ઘેરો પીલાસ,
જે જેમ જેમ તે દરિયામાં ઉતરતો જાયછ
તેમ તેમ તે કઢણ પર સેરવતો જાયછ.

સદા તું કાયમ ને રેહજે હૈયાત,
અએ પર્વત બુલંદ! ઉકેલો અનંત,
પીલાસી ઘાસો, ને રૂપેરી જળ,
રાતી મટોડી, ને ઝાડોનાં ઝુંડ–
માં સદા તું કાયમ ને રેહજે અખંડ!
અએ પર્વત બુલંદ! સદા ને સદા,
ભવાં તાહરાં ભુરાંને વાદલની માંહે,
તું ઢાંકેલું રાખ.—દોલત થકી,
લોભી માણુસ તાહરૂં સોહામણું તન,
જુલ્મીથી ભાંજીને, ચોહરી જમીન,
જે જગ્યાએ હમણાં તું ઉભેલો છે,
ત્યાં કરવાને કદી ના થતું સામર્થ.
ભાંજે હથિયારોથી તાહરૂં તે તન,
ને કીનાથી કરે તે તુંને જખમ,
તો વેર તાહરૂં લેવા તું થજે તૈયાર,
જખમી તું-પેટાંથી અઝદાઓ બહાર
ફેંકી તે માણુસ પર, લખ દર હજાર
દંખોથી દેજે તું તેને આજાર.
ચાલ તેની ભુંડીના બદલામાં તું,
દયાળુ જીગરથી સુન્નું ને જર,
અથવા તો અજોડયાં રતન બેમૂલ,
કદી તેના ફાયદાને થકી તું બહાર
કાહડતો રખે!—પેટાંથી તુંજ
હવા એવી કહાડજે તું ઝેહરી કાતેલ,
જે કેહરભરી ગતિમાં પોંહચી બદન,

લુટે તેનાં તનમાંની શક્તિ-જીવન.

સૂરજ જ્યારે સહવારનાં ઉગતાંને વાર,
તમામ તાહરી કોરોને રોશન કરી,
ગરૂરીથી તું ઉપર ટીકતો દેખાયછ,
તે વખતે તું કેવો સોનેરી રંગ-
માં દિપેછ બુલંદ! ઝાડોની માંહે,
સુવર્ણસમ તાહરી ટોંચો ઉપર,
સુવર્ણ પીછોનાં પંખેરાં ગાએ,
મલે તેના સુવર્ણ-વાદલસે રંગ;
ગોયા તુંજ ટોંચો, ને પંખીઓ તે,
અને તે સાથે દિપકતું વાદલ,
ત્રણેડો મલી જાય એકકની સાથ,
એક સરખો દેખાડે સોનેરી ઠાઠ.

આએ તાહરાં પાહડી શિખરની ઉપર,
અરે! હોએ મહને એક રેહવાને ઘર,
તો દુન્યાની જંજાલો તજીને ત્યાં,
કેવો કરૂં સુખથી હું દિવસ પસાર!
સહવાર પુઠ બપોર, ને બપોરની પુઠ
રાત આવી કેવી થાએ સેહલ્લી પસાર!
નહિ જોઈએ મહને કોઈ નાદર મકાન,
ઝુપડી છે એક મહને પુરતી ને બસ,
જ્યાં ઉમ્મર તમામ માહરી કવેત-વચન-
માં સેહલ્લી ને સુહમારી થઈ જાએ પસાર;
નથી જોઈતા મેહલોના મહને દમામ;

ભલે ઓ પૈસાના પુંજારી તું,
વખત તાહરો તે અંદર ફોકટ ગુમાવ!
મહને નથી ફોકટની મોજેસે કામ;
ઉપ્યોગી જીંદગીમાં દિવસો મુજ
વાપરતો પામું હું સેવટ મરણ,
ને વખાણે લોક માહરી લીધેલી રંજ,
એજ માહરી ઈચ્છામાં ગુટું છે મન.
વખત એવખત ધસક માહરે તન
પડેછ. કે રખેને માહરા વચન,
બિનકદરે રીબીને પામે મરણ!
એ માહરી મેહેનત ને લીધેલી રંજ,
હવેની મુજ પુઠે આવતી ઓલાદ,
માન અને મોહબતથી કરશે કબુલ,
કે ગુસ્સાથી કરશે તે તેનો ધિક્કાર,
વિચાર એ મુજ મને ઘુમેલો રેહેછ
સદા ને સદા!

ઓ તું ખોદા!
બધે આ જગતના પર્વર પિતા!
તું વગર કોણ માહરી ઉમેદો બર
લાવે આ ધરતીના તખ્તા ઉપર?
પુંજા તાહરી કરવા તું શિખવ મહને,
કે પુરતો હું પુજું સંપૂર્ણ તુંને.
"આપેછ તાહરી યાદ મહને સૂર્ય ચંદર,
ચો દિશાએ તું માહરી આવેછ નજર.
સહવારને પોહર જ્યારે લેઉંછું લતાર,

જોઉંછ જ્યારે બાગોમાં ફૂલ, પાન, ને ઝાડ,
વિચારૂંછ હું ત્યારે કે તેઓની સાથ
તું જોડાયલો છે; બુલબુલી રાગ,
જે ગોલાબનાં ઝાડ ઉપર પંખી તે ગાયછ,
તે સાંભળતાં હું એવો કરૂંછ વિચાર,
કે ફતેહમંદ નામ તાહરૂં તેની અંદર,
તેં જોડયુંછ સદા; ખીલતો ગોલાબ,
ફેલાવેછ જે ખતાખોતનનો સુગંધ,
મોકલેછ જ્યારે મુજ ગમી પોતાનો વાસ,
તે વેળાએ મન માહરૂં બનેછે તર,
ચાખીને તું–નામની બરખત–સુગંધ.
પવન જ્યારે સહવારનો ઝાડો ઉપર
છાંટેછે ડાહલો પર મોતન્યો દવ,
જહવેર સમ તે ઝમકતાં મોતી અંદર,
ઝમકતું તું-નુંર મહને આવેછે યાદ.
અંધારી રાત જ્યારે મેહલ તુંજ બુલંદ,
તારાના દિપકથી ઝલતો બલે,
તે વખતે તે તાહરી રોશની તમામ–
માં વાંચુંછું હું તાહરૂં મુબારક નામ.
ચંદર જ્યારે પોતાની હોડીને બહાર
હંકાલેછે અંધારી રાતને દરમ્યાન,
અને જ્યારે ભાત ભાતની વાદલ–તરેહ
દેખાયછ ચાહરો ગમ, તે વખતે તું
કેવો માહરાં હૈડાંમાં આવેછે યાદ?
અને જ્યારે ફુલોથી વાડીઓ બેહક

મારેછે, ત્યારે હું તુંને હરદમ
મુજ હૈડાંમાં લેઉંછ; ગોલાબી ફુલ-
નાં પ્યાલાંમાં જ્યારે તું મધને ભરેછ,
અને જ્યારે રાતની રામશગરો ગાયછ,
વજંત્રો વગાડીને રાગો મધુર,
મધુર તે ગાયનમાં માહરૂં મગજ
શોધી તુંને કાહડી, ધરેછ તાહરી યાદ.
આવી તે વખત હું શુદ્ધિ અંદર,
બાંગેબુલંદીથી પોકારૂં છું,
કે 'તમામ આ ચીજોને કરનાર પેદા
તુંજ છે ખોદા! તું વગર ન કોઇ
પેદા કરે આ રીતની બોહલી ભલઇ!'
ખાકી હું બંદો, એક તણખાં મિસાલ
એબાદત તાહરીમાં થતો મશગુલ,
માનુંછ તાહરા શુકર હજારો હજાર".[1]

---

[1] આ લાઇનો નીચલી ફારસી ગઝલ ઉપરથી ઉપજાવી કહાડીછે :—
કમર યા મેહર હમીશે યાદે તો દેહદ ખુદાયા!
તોરા નાઝેર બે હરજા ચશ્મે મન બીનદ ખુદાયા!
સોબહ ચુન દર ગુલેસ્તાન રફતે સઈર કુનમ હરાન તરફ,
"તોઈ દર હર દરખ્ત" દેલમ ઈન યાદ દારદ ખુદાયા!
હમીશે મીશનવમ નામે તો નીક ઝફર બરનદેહ,
બે હર સરૂદ કે બુલબુલ બર ગુલહા રોઝદ ખુદાયા!
દેમાગે મન ઝે ખુશ બુઇએ તો તર શવદ હરોન વક્ત,
કે બુયમ ઓન ખોતન કે ગુલ મીગસ્તરદ ખુદાયા!
બર હર બરગ ઓ બર હર શાખ તુરે તાબનદેહે તો બીનમ
દર હર ગઉહર કે બાદે સહર મીઅફશાનદ ખુદાયા!
શબે તારીક શમઅહાએ સેતારે દર સરાયત,



4

ચાહ્યું હોરમજ્દે કે જગત પેદા
બને, ને બની તે તરત પેદા.
ચાહ્યું હોરમજ્દે કે તેની સપાટ
પર ઉગે ઓરવરો, ને ઉગ્યાં ઓરવર.
મનુશોને તે બાદ ત્યાં હીલતાં કીધાં,
પંખેરાંઓ ડાહલોમાં દોડતાં કીધાં,
તીડ ને પતંગિયાંથી ઘાસનાં મેદાન,
તે બાદ તેણે ભરપુર ને શોભીત કીધાં;
તમામ પેદાશોથી તેણે જમીન,
માણસનું હીત અને ભલાંને કાજ,
માયા ને મોહબતથી પૂરણ કીધી.
ગાઉં તાહરી લીલાની કેમ હું વખાણુ?
તમામ માહરાં તન ઉપર ઉગે જબાન,
પણ કુદરત તું બોહલીની કરવા વખાણ,
ટુંકી છે શક્તિ, ને અધુરૂં ગેઆન.[1]

ચુન મીતાબંદ ઓ હરજા નુર પદીદ આયદ ખુદાયા!
ચુન મહાતાબ કેશ્તીએ સીમીન બે બહરે સીયાહ મીરાનદ,
વ હર તરફ અબરે રંગીન બર નઝર આયદ ખુદાયા!
ચુન ગોલગશ્તે સઈરગાહ અઝ ગુનાગુન ગુલ મીખનદદ,
વ દસ્તત બે નહલ જામે ગુલ અમબારદ ખુદાયા!
ચુન રૂદ ઓ ચંગ મોતરબે શબ નવાઝદ બર દરખ્તાન,
વ દેલ દર દામે ઓન શીરીન અસીર શવદ ખુદાયા!
બ હુશ આમદેહ ઓન વકત ગુયમ આફ્રીનનદેહ!
ન હીચ ચીઝ હસ્તીએ ખુદ ગયરે તો યાબદ ખુદાયા!
કુનદ ઇન કમતરીન ખાકસાર હકીરે તો સેતાયશ,
વ સોહરાબ સદ હઝાર શોકરે તો બર આરદ ખુદાયા!

1 જ્ઞાન.

"આ જીવ જે આકાશમાંથી પામ્યોછ જનમ
આકાશનાં પેટાંમાં ધરેછ કદમ;
હાડમંદ આ જગત પર ઉડયો તે જાયછ,
ને કાહડેછ ત્યાં શોધી એક એવો આકાર,
જે, પુછો જો ખરૂં તો, છે બીનઆકાર;"[૧]
અને તે આકાર છે તું ઓ ખોદા!
"ખરે માહરી બંદગીઓ તુંને પસંદ
પડતી આ ધરતીના ગોળા પર થાએ,
જો બંદગી તુંજ ગાવાને આપે તું જોર;
તું બિન, જીગર માહરૂં ઉજડ જમીન,
પેદાશ ન પામે જ્યાં પરવરશી કંઇ."[૧]
તું વગર દુનિયાનો શું હોએ રાહધાટ?
"દેખાડે ન તું તાહરી ભલાઇની રાહ,
પામે ન ત્યાં તલક માણસ કદી
તેની બલતી દિપક."[૧]
તુંને ખોદા!
કેટલી છે માણસને સારૂં પીડા!
દેખાડી તેં ભલઇ ને ભુંડાઇની રાહ,
પાછલાં પર દોડેછે માણસનો ચાહ.
જોતાં તું કેવો તે થાયછે ગમગીન,
કે તજેછે માણસો સુહમારી દીન,
ને શેતાની ધરમનો મારગ કઠણ,
તે કરેછ પસંદ! જે ખરો ધરમ,

૧ આ લાઇનો વરદસ્વરથે કીધેલા માઈકલ એનજેલોના તરજુમા ઉપરથી ઉપજાવેલી છે.

બાલ કરતાં બારીક છે જેનો મરમ,
તે તજીને ધરેછે રીતીઓ બદ,
જન્મી જે દોજખમાં પામીછે વધ;
પરથમ જેનાં બીયાંને શેતાને જગ
પર રોપીને બનાવી ધરતી દોજખ;
આપ્યો જેણે માણસને ભુંડો સબક,
અનીતિ પર લગાડ્યાં તેઓનાં ધક,
ખોદાઇ રાહથી ફેરવ્યાં તેઓનાં દિલ,
લાવીને મક્કરની ઉલટી દલીલ.
લેઆનત હોજો તે પર ભુંડાઈનું જે મુલ!
લેઆનત હોજો તે પર બુરાઇ જેથી કુલ
ત્યાં પામીછ જનમ!
તે મોહટો ખોદા,
સુવર્ણમાં સંગાર્યો જેણે સુરજ,
ને રૂપ્પાંમાં લપેટયું ચાંદાનું તન,
ગાવા તેની વખાણ આ બોહલી જમીન,
મોજાઓના ઘોંઘાટમાં સાગરની સાથ
ત્યાં દોડતી ફરેછ, ને ઘુંમતી સદા,
ઘસડી જતી પાણીને પોતાની સાથ,
પવનો ને આબોમાં મારેછ પોકાર.
લખ આલમને જોયછે તું બેઠો ખોદા,
લખ આલમ ન જોતી તું બેઠો ખોદા.
સઉને તું જોયછે પણ તુંને ન કોઇ,
સિવાએ આ તાહરી બોહલી પેદાશ-
માં અધુરો, ઝાંખો, નજેવો તું છે.

ચલાવેછે એખલો તું આકાશી રાજ,
હતો, છે, ને પેહર્યુંછ હંમેશગીનું તાજ;
તુંને કોઈની તમાહ કે દરકાર નથી.
ઓ તું જગતના મહાબળ પતિ!
કેવી રીતે હું તાહરી બુલંદી ગાઉં,
કેવી રીતે હું તાહરી કીર્તિ દર્શાઉં?
રાખનારો તું છે, ને મારનારો તુંજ,
હું તાહરો બંદો, તું માહરો પતિ;
બખશનાર તું છે, ને લુટનારો તુંજ,
બોહલી તું કુદરત, હું નાહની રતી.
જુદે જુદે નામે પણ ઇચ્છામાં એક,
આલમ તાહરી પૂજામાં એકમત બનીછ.
આ ખડક–કિનારી પર તુંને, ખોદા!
બેવડાયલાં જોરથી હું પૂજી શકુંછ!
કારણ પાહડી ટોંચો પર માહરૂં મગજ,
એકાંત તે જગ્યામાં તાહરી ઝમક,
બુજેછે પુર; નહિ નીચી જમીન-
માં અંજાતી, રોશનીથી તાહરી, ચશમ.



# માહરી મજેહ.

## ૪

## સાર.

સહવારનું ઉગવું—હોરમજદની સેતાયશ—મધમાખીનો ઉદ્યોગ—કરારયાનાં ઘર—ઉમરાનાં ઝાડ—દરિયા આગલનો દેખાવ—કુદરતની આવી ખુબસુરતીમાં કોણ તેના બનાવનારને યાદ નહિ કરે?—એક ગરીબ ઝુપડીમાં વસતા ભલા શખસનું ખ્યાન—ધીરજના ફાયદા—પહાડ ઉપરથી દેખાતો નીચેનાં મેદાનોનો દેખાવ—ખોદાનો આભાર જાણવાથી નિપજતું સુખ—તે આભાર નહિ જાણનારાઓ ઊપર ગુજરતું જોઈતું દુખ—હાલના જમાનાનું ખોદા ઉપરનું લુલું એકીન—અસલ જમાના સાથ હાલ જમાનાનો મુકાબલો—ભલાઈની ફતેહ અને બદીની શિકસ્ત—આ દુનિયાનો રાહઘાટ—માણશનાં મરણથી મલતી ઈનસાનને નસીહત—જરથોશ્તી ધરમની મોતેબરી—પાહડોને નેમાજ—ખોદાનો ખ્યાલ ઈનસાનને આપવાની તેઓની શકિત—ખોદાની બંદગી—કવિતાઈ જોર માટે તેની મદદનું ચાહવું—ગામડીયાનું વરણન—કુતરાની વફાદારીનાં વખાણ—બેવફા ઈનસાન ઊપર તેની ચહડતી—સિંકદરનો લોભ—ગાયનની જાદુઈ અસર—અરસ પરસની મોહબત—ચહડતી અને પડતી—લીલી કુદરતનું ખ્યાન—ઝેહરનો ઉતાર ઝેહર—એક બાવાનું વરણન—કાગડાઓની બેહલઇ—ચકલીઓના માલાની તેઓથી થતી લુટ—મોહતથી નાહસવાનું નકામાપણું—માણસની યાદગારી પુતલાંઓથી રાખવાનાં ફાંફાં—પરસીપોલીસ—હાલના નાશ વચ્ચેથી પણ પ્રકાશતી તેની આગલી જાહોજલાલી—પઈસાની એક હાથથી બીજે હાથ થતી ઉઠલપાઠલ—પઇસાની પૂજા—પઇસાને માન—જમાનાનાં ફરતાં ચક્કરના ચમતકાર—ખોદાની કરામત શકિત—માણસનું નગુણાપણું—દુકાલનો દેવ—પરવીઝનાં રૂહ ઉપર દુવા—ભલું કરવાથી ભલઇ કદી પછાત પડતી નથી.



# માહરી મજેહ.

૪

વાસીને મરઘાએ માર્યા પોકાર,
ઉઠ હવે જલદીથી ઉગીછ સહવાર!
સર્વની પેહલાં તે શૂર પર ચહડી,
કુકડેકુકથી કેહતો કે સહવાર પડી.
આલસ કેહતી મહને કે સુઇ રેહ પલંગ,
મરઘો કેહતો પોકારી, છોડ તેનો સંગ;
એવી રીતની તેઓની કસાકસી-
માં મરઘાથી આલસ લા'લાજ[૧] ફસી;
પાંખ ફફડાવી મરઘે ઉડાડી દીધી,
તરાં દિલ નિસ્તીમાં વીખડી દીધી,
કે આવ્યો હું કુદી બીછાનાંથી બહાર,
મક્મ દિલે કીધી નેહસ્ત સુસ્તીને હાર;
છુટા કીધા કમરથી કસ્તીના વલ,

૧. લાઈલાજ

બાંધી તેને કમર પર પાછી સવલ,
તો તન થયું હલકું જેમ રૂની મિસાલ,
પકડી તેણે ખોદાઇ વિચારોમાં ચાલ;
ખાલેસીથી ઉડયું બુલંદીની રાહ,
કીધી તેણે હોરમજદની આગલ જગા.
રોશનીનો દિસ્યો તે અખુટ ઝરો,
સીધો ને સરખો, આબાદ ને નરો,
ખામીથી નહિ થયલો ગદલો જરી,
જેણે આએ જગતને અધર ધરી,
ફેંકી દીધી તેને એક વખત એવી,
કે ગબડતી હવે અટકતી નથી;
આપ્યું જેણે બદનનું જીવને પેહેરન,
લટકાવ્યાં આકાશમાં તારાનાં તન,
ઘુંમેછે કોઇએક, ને કોઇએક છે થંબ,
વસ્તીવાલા કોઇએક લેતા જીવી દમ.
રમતી વાદલીઓની સોનેરી ધાર
પર દિસેછે દોડતો તે મોહટો દાતાર;
ખીણોમાં ઝોકાવતી પાહડોની કોર
પર દિસેછે હંમેશાં કરતો તે દોડ;
ઘટ જંગલની મનહરણ લીલોત્રીમાં
દિસેછ તે સાહેબનો સુખો રેહેવાસ;
જ્યાં તાપ પડેછ સખત, પણ ઝાડનો લીલાસ
સુકઇને નહિ લેતો પીલો લેબાસ;
જ્યાં પાકેલાં સોનેરી ફલો ઉપર
ઢોળેછ પક્ષી તનથી દિલ-ખેંચનારા સાદ;

જ્યાં ઝાડોને અથડીને ઝરાનું આબ
દોડેછે કરવા દર્યાસે મેલાપ;
જ્યાં થડો પર બેઠેલી લીલનો જમાવ
આપેછે ભરતનાં કામનો દેખાવ.
પણ તેની કરામતના વિચારના ખ્યાલ
ઉડી, ને ફફડી, ને પડ્યા બેહાલ,
કે પ્યારી લાકડીને મેં ચુંમી લીધી,
જે જાની મુજ મિતરે બક્ષેશ કીધી,
ને નિકલ્યો ઝટ માહરી પાસેને વન,
જ્યાં ધુંધુંમાં મધમાખી ઘસડતી તન;
રંગીન ફુલપર બેસી તે ચુસતી મિઠાસ,
દોડી જતી જે લઇ મધપુડાની પાસ,
ખાલી કરતી તેમાં તે પોતાની લુટ,
જે આપતી કુદરત તેને બોહલી અખુટ.
વલી પાછી વલગતી મેહેનતમાં તે,
શાંત દિલે જતી ખૂશ જેહમતમાં તે.
થોભી જોઇ મેં તેને થોડોએક વાર,
ને પછે આગલ ચાલ્યો કરતો વિચાર,
તો માહરી સનમુખના પર્વત પાછલ-
થી ઉગમણનો શાહ—લઇ રોશનીનું બળ,
વીખેરતો અંધકારને પોતા આગલ,
બુલંદ આ "ફરતા ગુંબજ" ની હેઠલ,
પૂર્વ–દરવાજાની ઉઘાડી કલ,
સોનેરી કરતો ઝાડ, પાનો, ને ફુલ,
પાહડ પરના બુલંદ ઝરાઓનાં જલ-

ને રોશનીથી તર કરતો—થયો દાખલ.
ખુશીમાં મન માહરૂં રમતું કીધું,
ખરાં દિલની તારીફમાં નમતું કીધું.
એક ટેકરા પર બેઠો, તે જોતો દેખાવ,
હથેલીનો આપીને તે પર ટેકાવ;
જ્યાં ફર્નોનાં ઝાડ હેઠે ઝુલતાં હતાં,
ધીમે ધીમે હવામાં ડોલતાં હતાં,
જેઓની જડ આગલ પત્થર ઉપર
કરાર્યાનું હતું એક બાંધેલું ઘર;
તાર ઉપર તારોને ગુંથ્યા હતા,
સંકેત બનાવતમાં મુક્યા હતા,
પત્થરની કોર પર ચોંહટાડ્યા હતા,
માખ ધરવા ફાંસાઓ બાંધ્યા હતા.
એ માખીની ઘોરોની ઉપર આબાદ
આવી રહેલાં હતાં ઉમરાનાં ઝાડ;
આડાં ને તીડાં તે ઝાડોનાં થડ,
ઉપલી લીલોત્રીમાં, દિસતાં ઉજડ,
સિવાએ કોઇ જગે થડની ઉપર
નમાવતાં ઉમરાઓ[1] ઝુમખામાં સર,
થતો જેથી થડોના ઉજડ દેખાવ-
નો કેટલેએક દરજ્જે માનવંત નિભાવ;
હતો જેમાં કોઇએકનો રાતો દેખાવ,
કોઇએકનો લીલો છુપી કરતો રાવ,
કે આ રાતાં ભાઇબંધો સોનેરી રંગ-

[1] ઉમરાનાં ફલ

માં કરેછે જોનારને હેરત ને દંગ,
પણ હમારો લીલો, અપૂર્ણનો ખ્યાલ,
ધરેછે જોનારની ચસ્મો આગલ.
હર તરફ હેબતીને, ફેરવી ચશમ,
જોતો કુદરતનો ઉગતો તલેસમ.
ઝાડોનાં થડ ઘેરી બેઠેલી લીલ
આપતી'તી એ રીતની છુપી દલીલ,
કે જંગલમાં માહરેથી ઘેરાયલાં થડ
નામોશીમાં લપેટેછ મેહલોના થંભ.
આગલ જોતાં દિસતો કંઇ ઓરજ દેખાવ!
દર્યા પેરે દિસતી ધુમ્મસ ભરી ખીણ,
વચ્ચે વચ્ચે પાહડોનાં સરો સંગીન,
ટાપુનો આપતાં તે તેમાં દેખાવ,
હતો છુટી લીલીનો તે પર જમાવ.
વલી ચુમે આકાશને પાહડોનાં સર,
બરફને રેહવાનાં આકાશી ઘર,
જે વાદલમાં આપતાં'તાં જાંહખો ચિતાર,
જાંહખો પણ આપનારો ખોદાઇ વિચાર.
ખુદરતના સાહેબ! ઓ જગતપતિ!
તું જેણે પાહડોની મેખો જડી,
લપેટયો ધરતી પર જેણે આકાશ,
ઉત્પન્ન કીધી જેણે આ રંગીન પેદાશ,
કીધી જેણે ધરતીને ફરતી પેદા,
નીસ્તીથી હસ્તીમાં ફેંકી સદા;
રાત અને દિસ જેની તારીફ અંદર,

પડા–રોકા અણ્યાલા ઉંચકઇ ઉપર,
પગ કાહડી ઉભા છે પાહડો સંગીન,
ઘેરી લેઈ ઝાડોથી ભરેલી ખીણ;
ધાંટું તાણી પક્ષી, દરખ્તો, ને ડાહલ,
ખાલી કરેછ તનથી જે મોહબતના ખ્યાલ;
વખાણ જેની તોલવા છે તારીફ પછાત,
મુગીજ જે ઉંચકાવેછ જેની પર હાથ,
આવા શુભ વખતે તાહરી સેતા'શ,
કરશે ન કોણ? આ રંગી પેદાશ–
માં છે કયો શખ્સ એવો બદબખત,
જે ઉંધાડે નહિ તારી બંદગીમાં લબ?
ધર્યો કેઇ ઓરતે જગમાં જનમ,
જે મારે નહિ આ વેલા ખુશીના દમ?
કીધી તું એ માણસને સારૂ પેદાશ,
ઘટે નહિ તેને કે દુખના અવાજ
કાહડે તેની બોહલી પેદાશો ઉપર,
ને નિરાશીમાં ઝુમાવે પોતાનું સર;
ઘટે નહિ તેને એ રીતનું કરમ
કે ખાલી નામ પર ઘસે પોતાનું તન.
ઢંકાયલો રહે વાદલ અર્ધો સૂરજ,
પણ દેખાડે પોતાનો ભપકો સરસ,
તેમ વિપત્તમાં પડેલો ભલો મરદ
છુપાવેછ પોતાનું ભિત્તર–દરદ.

ફતેહમંદ સૂરજે જ્યારે ધુમ્મસ-

ને આપી શિકસ્ત, આહ! કેવો દેખાવ!
ઢળતા પાહડોથી ઘેરાયલી ખીણુ,
વિચિત્ર દેખાવમાં લાગતી રંગીન;
ઝરા દિસે એટલા તો નાધલા નીચાણ
કે દેખાતા તે નાહના ફીતની સમાન;
રૂપાં પેરે આપતા'તા તેઓ ઝલકાટ,
થંભ ઉભા દિસતા, નહિ મારતા પોકાર.
બેઠો'તો જે હું ટેકરાની ઉપર,
નાંખતો'તો ત્યાંથી જો સામે નજર,
તો પાહડી મિનારાના ઊંચા કંગુર,
કોઇ પડેલા નજદીક, કોઇ હટેલા દૂર,
એકાંત મગરૂરીમાં થઇ બેદરકાર,
આકાશ પર ફેંકતા અણ્યાલા આકાર.
વલી માહરી પાસેના ઢળાવ ઉપર
દેખાતી ઝુપડી એક ઝાડની અંદર ;
જંગલી લાકડાંઓના વાંકા ટેકાવ–
માં આપતી તે ગરીબ, નમાનો દેખાવ;
વસતો તે જગે એક ભલો શખસ,
કાહડતો ત્યાં જીંદગીનો છેલ્લો વખત ;
એક બેટા પર લટકતી તેની ઓલાદ,
હતો તે સંતોષથી સુખ્યો ને શાદ.
નહિ છાંટેલી ધુલ તેણે પાટલા ઉપર,
સોત્યુંખી નહિ ગયલું હાથની અંદર,
કે ધસડે કાગજ ઉપર ભાગા અક્ષર;
દુશ્મન હતાં તેનાં એલમ ને હુનર,

વિદ્યા તેની હતી મોહડેની કેહવત,
જે ગગડાવતો મુખેથી તે બેધડક.
વાત હતી એક તેનો ભારે એલમ,
હરવખત જે પર તે થતો ગરમ,
ગરમ થઇને કાહડતો તે મહોથી સુખન,
ઘડી ઘડી ઉંચકતો પોતાનું તન.
સુકાં તેનાં ડાચાંમાં જીભલીનું જોર
દેખાડતું અજબ તે ઘરડાનો તોર.
બેઠેલો તે ઉઠી લેતો એવું તાન,
કે શું બોલેછ તેનુંબી નહિ રેહતું ભાન.
ખરૂંજ તે સહમજતો ખાલી ગુમાન,
દેવો ને પરીમાં રાખતો ઇમાન.
ગામડેના બોલો વાપરતો મધ્યાન,
આપતા જે તેની તોખમ ને નિશાન;
ગામડેના તેઓ, પણ કવિતા તાન-
ની દેખાડતા ઉત્તમ ને ખરી નિશાન;
બાકી તો વાત તેની કુચા સમાન,
એકનું એક લાવે, નહિ ખેંચનારી ધ્યાન;
તે દુખવતો માથું ને કરતો લંબાણ,
પણ ભોલાઇથી ભર્યો હતો તેનો જાન;
લાગતો તે બોલતો બચ્ચાંની સમાન;
કહયે જો તેને કે સૂર્ય છે ચાન,
તો ઘડીભર તેબી તે કબુલ કરે,
"હોશે બા" કેહતો તે ધીરજ ધરે.
પીઠું માંડી ધીરજથી જીવતો સદા,

ધીરજથી કીધેલું કરજ ફીદા,
જે વારસામાં આપેલું બાપે તેને,
દીકરો જાણી નાખેલું માથે તેને,
ઉપાડયો તે બોજો ફરજથી તેણે,
કાહડયો તે બોજો ધીરજથી તેણે.
ઉખડી જાએ ધીરજથી પાહડોની મેખ,
નિકલે પીરેમીદની ગુન અને એખ.
કોટ બાંધે કાંકડે તું ધીરજ જો હોએ,
બચ્ચાંની કરવતે ઝાડો વેહરાએ,
બોખલે પાણી લેતાં તાંકી સુકાએ,
પણ એવી ધીરજ કવચીતજ દેખાએ;
અરધી અરધી રાખતાં હજારો કેહવાએ,
કાંકડાપર કાંકડાથી પાળો બંધાએ.
થયાછે ધીરજથી ભીખારી મીર,
તખત પર બેઠાછે જાતે ફકીર,
ચહડ્યાછે લંગડાઓ એટલા ઉંચાણ,
કે સાજા ઉતાવલાનાં તુટે ગુમાન.

તે ઝુપડીને મૂકી દોડાવતાં ચશમ,
જોતી તે લંબાયલો જૂદોજ ભરમ;
એક ગમ તડકું, તો બીજી કાલાસ,
એક ગમ સુક્કું, તો બીજી લીલાસ;
એક ગમ નિકલેલા પાહડ ને ખડક,
બિનવસ્તીથી દિસતા ઉજડ ને પડત;
બીજી ગમ ઝાડોથી ભર્યાં મેદાન,

કોસ ઉપર કોસો પડેલાં લંબાણ;
ગામડાંના દિસે ઝુમખાઓ જે માંહે,
હાથ હાથની જગ્યામાં દૂરથી સમાએ;
દિસતાં તે દૂરથી રમકડાં સમાન,
કીડીનાં બાંધેલાં જાણે રેહઠાણ;
ઉંદર જેવી ધરેલી ભેંસો નીચાણ,
કોઇ ભાગ્યશાલીની દોલત-નિશાન.
નાધલ્યો તલાવ એટલો તો હેઠાણ,
કે મુઠ્ઠીમાં લેતાં નહિ પામે દબાણ.
વલી એક નજદીકનાં ગામડાંમાંથી
બચ્ચાંનો રડતો સાદ આવતો ઉંચાણ,
રડતો પણ કરતો તે ખૂશ માહરો જાન,
જેમ આપે મજેહ ખૂશ ગાયનનું તાન;
એખલો સાંભલતાં નહિ ખેંચનારો ધ્યાન,
પણ માનીતો લાગતો તે કુદરત મધ્યાન.
બકરાંનું બેંબેં, ને મરઘાંના સાદ,
નરમ માહરા જીવડાને કરતાં'તાં શાદ;
સખત તાહડને આપતાં'તાં બલતાં શિકસ્ત,
નવીજ દિસતી માહરી આગલ એક જગત.
એવી દિસે આગગાડી મેદાન અંદર,
લેઇ રમાડું જાણે હથેલી ઉપર,
સરપ પેરે લાગતી'તી ઘસડાતી તે,
દેખાતી કોઇ વેલા, ઢંકાતી તે.
નાહના કોઇ ટેકરાની પાછલ ભરાઇ
આવતી તે અચબુચી પાછી દેખાઇ;

લેતી તે સીધ્ધી ને આડકતરી રાહ,
રમકડે મલતી બચપણમાં મજાહ,
તેવીજ હું મેલવતો તેમાં ગમત, '
ખોદાને મન જે એક નાધલી રમત.
ગણેછ જે બચ્ચાંનાં જેવાં ઇનસાન,
પિતા પોતે બેઠો ખૂશીથી હેહાણ,
માણસની રમતમાં મેલવેછ ગમત,
ધરી બેસી આકાશનું ઊંચું તખત,
પગ જેના મેલવાને જગ છે ઇસ્તાન,
રમ્યેછ ત્યાં આપણ જે ઉપર ઇનસાન;
જઇએછે બહુ વેલા હદથી લંબાણ,
ધરી લેઇ બચાવા આપેછ તે ધ્યાન;
માણસનાં સુખમાં છે મશગુલ સદા,
કીધી જેણે માણસને સારૂં જ પેદા
આ બોહલી જગત; તેનો આભાર,
બેસતાં ને ઉઠતાં, ને સાંજ ને સહવાર,
મકાનમાં પેસતાં કે નિકલતાં બહાર,
માનવાને, જીગર છે માહરૂં તૈયાર.
ફેરવુંછું જ્યાંમી હું માહરી ચશમ
ત્યાં દિસેછે તેનો ભારે તલેસમ;
ઝાડ અને પાન અને પર્વત બુલંદ,
સૂર્ય ને ચંદ્રના ગોળા નૂરમંદ,
ગહરેઓ ને તારાનાં ઝલકતાં તન,
"વીજલી ને વાદલ, ગગડાટ ને ધરણ,"
સહવારની લેહકી, તોફાની પવન,

ખલખલતાં પાણી, પર્વતની કઢણ
પછડાઇને પડતાં જમીન પર ધસી,
તેથીજ 'તેથીજ જે મોહટો પતિ,
સદા તેને નમતો હું સુખી રેહવશ,
હસતો, આબાદ, ને સંતોષ રેહવશ.
જોતાં આ ઉગેલી તાહરી કુદરત,
શુદ્ધા ને સિદ્ધા ઓ પવિતર રબ!
જીગર તુંને બુજવાને જોશ પર ચહડેછ,
પણ પછડાઇને પાછું તે નીચે પડેછ;
જોશબંદ મોજાઓ પર વહાણની મિસાલ
તળે ઉપર થતું, ધરેછ તાહરો ખ્યાલ,
તું-બંદરમાં પોહચવાની ધરેછે વાટ,
પણ દૂરનું દૂર રહેછે તે તુંથી પછાત.
પકડયો જેણે મગજમાં ખોદા,
ટલી તમામ તેનાં મનની પીડા;
વખાણ્યો જેણે સત દિલે ખોદા,
કદી નહિ થવાનો તે રંજીદા;
ધર્યો જે મને એકીનથી ખોદા,
તે સુખી સબુરીથી જીવશે સદા;
નહિ જેણે ધર્યો મગજમાં ખોદા
તે થવાનો ખસ્તે-જીગર ને તબાહ;
જગની ન્યામત તેને નથી રવા,
દોજખની આગજ છે તેની દવા;
વકાસતી ભંયકર દોજખની ખીણ-
માં તવાજો તે, જેમ આતશથી મીણ!

તુટજો તમામ તેના સાંધા ને તન,
ટુંપાજો ચીમટાથી તેનું બદન!
જાલમ અંધારીમાં થજો ગરક,
પડજો તે ચીનવદના પૂલથી દોજખ,
ગબડતો હેહલ! હેરાન ને દુખી,
રડજો તે પસતાઇને પોકો મૂકી!
ભુખમરે થાએ તેનો કોડો હલાક,
તરસીને કરે જીભ ટાલવાંસે વાત,
ત્યારેજ તે કરે પસતાવાથી યાદ
તે મોહટો ખોદાવંદ જે સૌનો છે બાપ.
મરકતી પેહેલવાનો પડયા પેદા,
નહિ ધરમ, નહિ દીન, નહિ એકીન કે ખોદા;
બનેછે પરપોટઇ પીઠ પર સવાર,
પણ નહિ રાખે ભાગવાનો કશો વિચાર.
વાદલને ટીંગઇ જે પડવા નહિ ચાહે,
સરફ તેમાં તેની હેમાકત દેખાએ.
ખ્યાલો છે તેઓના બચ્ચાંના ખેલ,
ટકોરે તુટે જેમ પાનાના મેહલ;
કરેછ તેઓ ઉડતા પવનસે લડાઇ,
લેઇ જાયછ છાંયા પર દોડી ચહડાઇ;
કિરણો પર ગાડી લેઇ દોડવા માગેછ;
વાદલ પર મેહલો ઉઠાવા માગેછ,
રોશનીની ગાંસડીઓ બાંધવા માગેછ,
સૂરજને ખાલી એમ કરવા માગેછ;
બલતો આતશ તોલી જોખવા માગેછ,

સુયાથી વાદલો સાંધવા માગેછ.
રે! આવ્યો જમાનો નજીસ ને નાપાક,
નહિ રાખે દિલમાં કોઇ યજદાંની ધાક,
ગુમાવે જીંદગીનો કિમતી વખત,
જીગરના ગુમરાહ, ને દિલથી સખત.
નથી તેમને અમર જીવડાની ખબર,
ખાવા ને પીવામાં કાહડે જીવતર,
સુવામાં સમજેછે જીંદગીની નેમ,
એવાનું રબ કરે તારણ તે કેમ?
ગયા તે દાહડા, સોનેરી સફા,
કરતાં જ્યારે આદમીઓ નેકીજ વફા;
આવ્યો હાલ જમાનો બદ બેવફા,
થયો તેથી દાદાર જગત પર કફા.
નહિ મલે ધરતીનાં પેટાંમાં રસ
કે આપે તે ફલો એકકથી સરસ;
નહિ રહ્યો વેપાર કે વનજમાં કસ,
કે બંધાએ દૂર-રાજો પર દોસ્તીનો કશ.[1]
નહિ મલે ભલઇ ને નેકીને જશ,
ભુંડું થાએ ભલું, ને ભલું નરસ.
રેહું જે છાતીમાં છુપા વિચાર,
તેજ ધરે ગરદન પર નાગી તલવાર;
કર્યે જે ધણીસે નેકી વફા,
તેજ લોહી પીવાને તાંપે સદા;
ધર્યે જે શખસનો કુમકથી હાથ,

૧ ગાંઠ

કામ કાહડી લેતાં તે મારે અછાત;
બેદી નેકી ઉપર શુકરની રાસ,
બુરાની ચહડતી ને ભલાનો નાશ.
ઉંઘાડે હાથ આવ્યા જગત અંદર,
ને ઉંઘાડે હાથ જશું અંતે ઉપર;
નહિ રેહશે સુન્નું, કે પૈસો, કે જર,
આવ્યા તેમ જવાના અંતે ઉપર;
નહિ બંધાશે દોલત કરકતી ઉપર,
નહિ ખેંચાશે પૈસો દોખમાંની અંદર,
તો કર્યે શું કરવા ફોકટમાં ફર્યાદ?
ભલો છે આબાદ ને ભુંડો બરબાદ.
બુરઇમો રેહેશે જે હસતો મધન,
તે દોજખના ગારમાં થવાનો દફ્ન.;
બદીમાં ડુબેલું રેહશે જે તન,
બહેસ્તનો દરવાજો તેની પર બંધ.
આડો થઇ પડશે હોરમજદ તેની રાહ,
વકાસતાં દોજખમાં કરશે તબાહ ;
દોડી આવશે તે પાસે દેવોની જાત,
હાહુ ને હીહાથી કરશે ઘોંઘાટ,
તાના તે પર મારીને કરશે મજાક,
બીક અને હેબત, ને ધાસતી ને ધાક-
થી નહિ મલશે તેને એક ઘડીની થાક,
"ઉજાગરાની અડચણથી થાશે હલાક."
તેજાબી બલતાં પર ભુંજાશે તે,
યા અણ્યાલાં ધાસો પર નખાશે તે;

ઉછાલશે દેવ તેને ભાલા ઉપર,
યા ચીરાશે ખંજરથી તેનું જીગર;
ચામડી તેની ફાડીને ઉખેડશે ખાલ,
યા લાલચોલ લોહડાંથી ઘેરશે કપાલ.
તોજેશ તેને કરવાનો આવશે વખત,
તોજેશ તેને કરાવશે બલતાં સખત;
ધરાવશે દાંતમાં પસતાવાના હાથ,
કરાવશે તેની પાસ મિન્નત, કકલાટ;
બોકીને દેવાડશે તેને ત્યાં યાદ,
દુન્યાના ગોળામાં કીધેલાં પાપ,
ઉઠશે એકાએક જે તેની સનમુખ,
દટાયલાં કુદીને દેખાડશે મુખ;
દેખાડશે મુખ એવાં સિકલે બદ,
કે હેબતીને સંકોચઇ જશે તરત,
ટોપચાંઓ આંખો પર ઢાંકી દેશે;
થશે એવી રીતે તે બહુ પરેશાન,
હાથોમાં મસતકને દાટી દેશે,
"હલાક થશે હર રીતે તેનો પરાણ."

અજબ રીતે ચાલેછ આએ ધરતી બુલંદ,
એક આવેછ જગમાં બીજો થાયછ દફ્ન;
કોઇ દાખલ થતાંમાંજ પામેછ મરણ,
કોઇ રગડ રંજેમાં ઘસડેછે દન;
કોઇ હસતો રમતો સદા રેહછ મઘન,
ઘેરેલું નહિ રાખતો ચિંતાએ મન.

બાલોમાં જો એક ચકરડી રમેછ,
તો બીજો કરકટી પર દોખમે ચહડેછ.
કોઇ ધરેછ અંધારી કબરની રાહ,
તો કોઇ બલી મસાણે થાયછે સફા.
બનતા રેહછ એવા બનાવો હરદમ,
માગો જો નસીહત, નથી તેમાં કમ.
પંદોની પોથી છે દોખમાની ધેઆન,
નસીહતની પેતી છે ઘોરનું મકાન.
સદાની નિંદ્રામાં ધેઆનનું રવાન
સેવટના છેડાનું આપેછે ધ્યાન ;
કીધેલાં પાપોની આપેછ તે યાદ,
ચુપકીદું મારેછ તે નસીહતી સાદ
કે "ચાલ્યું હું હવે સેવટની જગા,
આ લોખંડી બિછાને થાઉંછું તબાહ;
આજે જે પોહડે બિછાને નરમ,
કાલે તે નખાએ પથ્થર પર બેદમ.
આજે જે ચારથે બેસી ફરે,
કાલે તે માહરીસમ દોખમે ચહડે.
ખણખણાટ કરતી સાંકલોની સાથ
દોડે જે ગાડીમાં કરતો ઘોંઘાટ,
તેનો પણ સેવટ હાલ એવોજ થશે,
જુના જામામાં તે દોખમે જશે.
ખવાશે ખલીરથી તેનું બદન,
ગીદોનાં ટોલાંનું થશે ભોજન.
કસબની વણત ને ભરતનાં કામ-

માં મારે જે આજે મિજલસે દમામ,
કાલે તે થશે ગુજરીને નનામ,
નહિ રેહશે મેહલો, કે શેહરો, કે ગામ."

માગે છુટવા અગર ક્યામતને દન
તો જરથોસ્તી ધરમને કર તું નમન ;
ભરી રાખ જીગરમાં તેના હોકમ,
ને નેકી ને નીતિની ન્યામતો જમ.
ધર્મ કીયો જાતે ઘણો બુલંદ,
બુલંદ જેની વાણીમાં નસીહતી પંદ ?
ધર્મ કીયો છે પાકીથી નૂરમંદ,
મંદ આલસને તોડનારો ખૂબ જોરેમંદ ?
ખંડ સાતેમાં પંથરઈને ધસારાબંદ,
તોડયા કીયા ધર્મે ફરેબ ને ફંદ ?
અવગુણી રાહનાં નાકાં કરી બંધ,
તોડયા કીયા ધર્મે હવસના બંધ ?
પાંથરી કીયા ધર્મે નિર્મલ સુગંધ ?
રે ! જરથોસ્તી ધર્મે, જે જાતે બુલંદ !
આપ્યું કીયા ધર્મે ખૂશરૂને તાન,
ઈસલામી મહમદનું ચીરવા ગુમાન ? [1]
કોણે આપ્યું તેને જનુની તાન,
જરથોસ્તી ધરમનો બચાવા જાન ?
રે ! જરથોસ્તી ધર્મેજ, જે જાતે બુલંદ,

[1] એવું કેહવાયલું છે કે મહમદે ખુશરૂ પરવીઝની ઉપર મહમદી ધરમ કબુલ કરવાનું એક ફરમાન મોકલ્યું હતું જે ખુશરૂએ ભર દરબારમાં ચીરી નાખ્યું હતું.

ઝમકતો, દિપતો, સદાનો મધન !
ઇન્દર,[૧] ને કુન્દિઝ,[૨] કપસ્તિ,[૩] એશમ,[૪]
થયા જેના તાપે જેમ માખણ નરમ.
પીલા ને લાંબા હાથવાલી આલસ,
રાખે જે સુવાનો હંમેશ ચડસ,
સુસ્ત અને મંદ જેના કંતાયલા પગ,
કલે જેનાં હાડકાં ને સાંધા ને રગ,
ઘેરાયલી ને ઉંઘરેતી જેની ચશમ,
મારે જે ભિત્તરથી બલગમી દમ,
વેહ્યા તેની આંખમાંથી આંસુના નેવ,
જરથોસ્તથી રહ્યા કુલ નાપાકો, દેવ;
સોનાની એડીનો ગન્ધર્વ[૫] નાપાક
વેરઇને પડ્યો દોજખમાં થઇ રાખ;

૧. અરદીબેહસ્ત અમસાસપંદની વિરૂદ્ધનો એક દેવ. એને બીજા દેવોની સાથે એહરેમનનો સાથી ગણવામાં આવ્યો છે, અને બુનદેહેશ પ્રમાણે તેનું કામ એ ગણવામાં આવ્યું છે કે તે માણસ જાતને નેકીનાં કામોથી પાછાં ફેરવે છે, અને તેઓનાં મનમાં સુદરેહ કુસ્તી નહિ પેહરવાનું ગુમાન ઉભું કરે છે.

૨. એના ખુલાસા વિષે જુઓ પાછલ આવતી "કુન્દ" શબ્દની નોત.

૩. કીનાનો દેવ, જે બુશ્યાંસ્પ, મૂઇતિ વિગેરે બુરા દેવોનો સાથી છે.

૪. ગોસ્સાનો દેવ. બુનદેહેશ પ્રમાણે એ દેવમાં સાત બુરી શકિતઓ છે, જેથી તે માણસ જાતને બહુ નુકસાન પોંહચાડે છે.

૫. પાણીમાં રેહનારો એક દેવ, જેને, જમ્યાદ યશ્ત પ્રમાણે, મોહોડું ઉંગાડી ભલી પેદાયશોને ગલી જતો જણાવ્યો છે, અને જેને કેરસાસ્પે, અરદવીસુર તથા રામ યજદની સ્તુતી કરી, દુઆ ગુજારી, મારી નાખ્યો હતો.

કુન્દ[૧] અને ખ્રૂ[૨] બી થયા ભસમ,
જરથોસ્તી વાણીથી બંધાયા દમ.
બુધ્ધતિ,[૩] ને મૂધ્ધતિ,[૪] ને થંદીનો દેવ,
દોડતા દોજખમાં વિખરઇને રેવ;
ખ્રવિધ્નૂ[૫] ને શીવ[૬] બી ગયા સંતઇ,
તે સાથે નજીસાત દોજખમાં ગઇ.
ગરીબઇબી નાઠી ડોક નમતી કરી,
ચીથરેહાલ, ભુખી, ટવલતી ફરી,
ઉંડાં દોજખમાં જઇ ઉંધી પડી,
જડબાંમાં તેનાં રાહ સાંધ્ધી ધરી,
ભુખમરો પોતા સાથ લેતી તે ગઇ,
નબલઇની દેવીબી અણદીઠી થઇ.

નમાજ તમોને અએ પાહડો બુલંદ!
નમાજ તમોને જે પોંહતા ગગન!
નમાજ તમોને જે વાદલની બહાર

---

૧. વાદલમાં સમાયલી એક બુરી શકિત, જે વરસાદને પડતા અટકાવે છે. એનાથી ઉત્પન્ન થયલો કુન્દિઝ દેવ, જેનું નામ પણ વંદીદાદમાં કુન્દ દેવની સાથે આવેછે, તે પણ વરસાદ અથવા આબાદીનાં કોઈ પણ સાંધણની આડે આવનારી એક બુરી શકિત છે.

૨. એક દેવનું નામ છે, જે દેવ એશમ એટલે ગોસ્સાના દેવ અને બુશ્યાંસ્પ એટલે આલસાઈના દેવની સંફનો છે.

૩. બુતપરસ્તીનો દેવ.

૪. એક દેવનું નામ છે, જેનું કામ નાશ લાવવાનું છે.

૫. એશમ એટલે ગુસ્સાના દેવ, અને બુશ્યાંસ્પ એટલે આલસાઈના દેવની સંફનો એક દેવ.

૬. એક હિંદુ દેવતાનું નામ. પરોફેસર હોસન પ્રમાણે, રૂદ્ર અથવા મહાકાલનાં નામથી, તે, નાશ કરનારી અને સરવે ચીજોને છુટી પાડનારી એક શકિત તરીકે, જણાયલો છે.

ડોક્યાંઓ તાણીને ઉભા ટટાર!
નમાજ તમોને જે ઘાસોના ભાર
ખોલામાં ઝાલીને ઉહ્યા ટટાર!
નમાજ તમોને જે સોલે સનગાર,
લીલાં વસતર પેહ્રડી, ઉભા ટટાર!
લટકાવી કલીના ઝુમખા ને હાર,
હસી હસી મારતા ઝરામાં પોકાર,
જોતા ઉંચાણુમાંથી સામટો દેખાવ,
દમામમાં દેઇ આગલ પગે ટેકાવ;
નહિ રાખી આસપાસની કંઇબી દરકાર,
ઉંચકાયલા પૂજતા એક પગે કિરતાર;
ઉભેલા વાંચી આકાશી દફ્તર,
ચીરી વાદલો, ને શોધતા પર્વર.
ખરાં દિલની તારીફમાં તમને નમું
તો ખૂશીના પરવાહમાં હસતો રમું.
ઝાડોમાં ઉભેલા દહેરાબંધ,
કરૂં જો તમને મગજમાં ઉત્પન્ન,
તો બને એવું અશો, જગ તજીને, તન,
કે જીવતાં જીવત બનું બેહસ્તી તદન.
ધરાએ નહિ આંખે જો તાહરી કિરતાર,
તો પાહડોની ટોંચો પર જો ચમતકાર!
બાજે એવા મલશે કંમુદ્ધ ને બેબાક,
જે નહિ રાખતા જીગરમાં યજદાંની ધાક;
બહેસ્ત અને દોજખની કરેછ મજાક,
ફુલેલા, ફાટેલા, ઇત્તર, તચાક.

અમર જીવ સમજેછ, નાપાકો, હવા,
બરબાદીમાં તેની મેલવેછ મજાહ.
જોવા માગે તેઓ જો તે કિરતાર
તો પાહડોની ટોંચો પર જોએ ચમતકાર.
કોણે ખેંચી રાખી ધરતી બુલંદ?
તુંએજ, તુંએજ, ઓ હોરમજ્દ નૂરમંદ!
કોણે મારી તે પર પાહડોની મેખ?
તુંએજ, તુંએજ, ઓ અશો ને નેક!
કોણે વાલ્યાં વાદલ એકક અંદર?
તુંએજ, તુંએજ, ઓ મોહટા પર્વર!
કોણે ઉગતો કીધો સૂર્ય સદા?
તુંએજ, તુંએજ, ઓ મોહટા ખોદા!
કોણે ફરતી કીધી સહવાર ને શબ?
તુંએજ, તુંએજ, ઓ આકાશી રબ!
કોણે કીધો દર્યો મારતો પોકાર?
તુંએજ, તુંએજ, ઓ સર્વ-આધાર!
છે તાહરાં હેસાન જગત પર અપાર,
નમાજમાં વલીને ઘસીએ કપાર,[1]
કપાર[1] ઘસી કર્યે તાહરી પર દુવા,
બંદગીજ છે ખાકી બંદાની દવા;
નહિ બલે જે વગર ગુનાહની જડ,
કૉસ્તીકની રાખેછ જે તે પર અસર.
તું! જેણે કીધા આ દર્યા ને પાહડ,
તું! જેણે કીધા સાંજ, રાત, ને સહવાર,—

૧ કપાલ.

દોડાવ્યા ફલ ફુલની રગોમાં રંગ,
કુદરત કીધી ખીલતી ને ઉગતી અદભંગ,
ઘાસોમાં પુર્યા એવા તો લીલાસ,
કીધી એવી રંગોથી ભરપૂર પેદાશ,
કે ઉસકેરઇ ફેરવતાં તે ગમ દિદાર,
ધ્રુજી પડે દિલોના અણદીઠા તાર,—
રેડ માહરી કવેતમાં મધુર્યો રસ,
આપ મહને ભાપાનું જોર ને કૌવત!
કર વેહતું મગજ, ને બોલતી જબાન,
ઉભાવ માહરૂં જીગર, ને ધસ માહરૂં ધ્યાન!
નબલી માહરી શકિતને જોશભરી કર,
મિઠાસથી ભર માહરી કલમને તર,
કે કાગજ પર છોડે, તે દોડતી, વિચાર,
એવા, કે નબલો થાએ તેથી ટટાર,
જોશપર ચહડે તેનું ઝુમાતું તન,
ચલકે ખુશાલીમાં ઝાંખી ચશમ,
તુટી જાએ ભિત્તરમાં ચોંહટું દરદ,
ચણોટી થાએ તેનો ચેહરો જરદ.
એટલુંજ હું માગીને ચુપકીદો થાઉંછ,
ને ભાગીતુટી ભાષામાં આગલ ચલાઉંછ
હું **માહરી મજેહ;** કર તે પર નેગાહ,
ને લેવાતી હોએ તો લે તેમાં મજાહ.

સોનેરી પેલાં ખેતરની અંદર,
કણસલાં ડોલેછ જ્યાં નીચે ઉપર,

ખોદેછે આદમી એક જમીનનું પડ,
ભાંજેછે જમીનને એક્કી તગડ;
નથી જોતો આસપાસનો સુંદર દેખાવ,
નથી જોતો ઝાડોનો લીલો પેહરાવ,
ન જોતો તે ઉગેલા ફણગા ને ઘાસ,
ન જોતો તે પાહડો ને ખીણુની પેદાશ;
બેહસ્તમાં છે તે, પણ ન બેહસ્તનો વિચાર,
ભોલો તેનો દેખાવ ગામડિયો ગમાર.
ખેતર છે એક તેની આખી જગત,
વડનું થડ નિકલેલું તેનું તખત.
રાજની ઉથલપાથલ નહિ તેનું કામ,
જમીનની ઉથલપાથલ તેનો આરામ.
છે તેનું છત્તર આ ફરતું આકાશ,
વલતા દરબારીઓ નમતી પેદાશ.
ગલીચો તેનો છે જમીનનું ઘાસ,
ખુશામત તેની છે ફુલોનો વાસ.
ચલકતા તારા, ઝલકતો માહતાબ,
ને ઝમકતો શુકર, છે તેના ચેરાગ;
સારેછ જે મેહેલના ઝુમ્મરની ગરજ,
લટકતા અધર આકાશને બુરજ;
અંધારી રાતે આગ્યાના ઝમકાટ
છે તેના દીવા–દેખાડનારા વાટ.
કુતરો એક તેનો સદાનો મિત્તર
સાથેનો સાથે ઘસડાતો આગલ;
ઉપર પડે તડકો, નીચે પડે તાહડ,

પણ સાથે તે રેહવાનો સાંજ ને સહવાર ;
વફાહમાં ડોકાંને નમતું કરી,
વરસ ને મહિના, કલાક ને ઘડી,
સાથેનો સાથે તે દોડયા કરી,
વફાહમાં જવાનો અંતે મરી.
ધન ઓ કુતરા! તાહરી વફાહને ધન!
ધણીને ખાતર પટકનારો તન;
લાખ્ખોના નહિ માને માણસ આભાર,
પણ ટુકડો રોતી ખાતાં તું વફાદાર!
પોંહચેછ બેમરવતને તુંથી શરમ,
જે આભાર નહિ માને ખાઇ પરના દિરમ ;
જે, ભોગવે જે શખસથી વક્કર ને માન,
બેવફાઇથી કરે તે ધણીસે તાન ;
આભાર ભુલી ચહડાવે તે પર ભવાં,
નેણ કરે ગુસ્સાની ભોરમાં વાંકાં ;
સેહેજ વાતમાં કરડે તે ગુસ્સાથી લબ,
કીનો લેવા તલપે જે સહવાર ને શબ ;
એવા બોલે, ઉસકેરાઇ, નીચા સખુન,
માણુસઇને લાજના લગાડનાર જખુન,
કે સુગાઇને ફેરવે, પછવાડે ચશમ,
કચવાતી નેકી, ખાઇ ભિત્તરથી ગમ.
દુખી થઇ તેની પર લાજ તે ધરે,
સખુનમાં એવા આંખ આંસુ ભરે,
આફરીનથી બોલે કે કમીના સગ
ને અપકારી તુંમાં છે કેટલો ફરક;

એક વલેછ વાંકો ડોક નમતી કરી,
તો બીજો છાતી રાખેછ ઉંચે તરી;
એક હરદમ ઉપ્યોગમાં ઘસડાતો રેહેછ,
તો બીજો બેમરવત થઇ ધણીજ ઉપર
ફેરવેછે પોતાની ગુસ્સામાં પીઠ;
એક રેહેછ ધણીની ઘોરની ઉપર,
બીજો ચણેછ તેના શેહની કબર;
મુઝઇને મરેછ એક શેહની ખાતર,
તો બીજો નાચેછ ધણી-ઘોરની ઉપર;
સંતોષી છે જો એક હાડકાં ઉપર,
તો બીજાનું મુલ્કે ન ધરાએ જીગર.
જીતી આવ્યો સિકંદર હિંદુની હદ,
પણ જીતવાનો તેણે ન છોડયો કસદ;
પગ આગલ વાલ્યા મુલકોના ઢગ,
ધ્રુજાવ્યું જમીનનું પેટું ને રગ;
દારાના દમામને આપી શિકસ્ત,
વાલ્યું ઉંધું તેનું ક્યાની તખત;
ગાવ્યાની ઝુંડાને લુટી લીધો,
ઇરાનનો દહાડો બરગસ્તે કીધો;
પણ અટકાવી શકયો ન લોભને તે નર,
ઉછલ્યું વધુ પર તેનું જીગર,
વધુ વધુ કરતાં દમ થયો આખર,
મુલકો જીતીને પામ્યો કબર;
રાજોને લુટીને સંઘર્યો જર,
પણ બદલામાં તેના તે પામ્યો કબર;

કબર પામ્યો એવીતો અંધારી ઘોર,
કે નહિ ચાલ્યો ત્યાં તેનો ઝુવાકી દોર;
બાલ્યાં પારસીઓનાં પુસ્તક અમૂલ,
પણ સેવટે થયો તે રગડઇને ધુલ;
અમલ તેનો નહિ રેહ્યો ત્યાં બરકરાર,
દારૂને અમલે થયો તે દાર.
ધર્યું જેણે દારૂનું હાથમાં ગલાસ,
ને ચુસ્યો લેહજતથી તે ઝેહરી મિઠાસ,
તે થવાનો તેમાં એવો ગિરફતાર,
કે સેવટે મરણજ તેનો છુટકાર.

અરે! પણ અણચીતો શું આ અવાજ,
ક્યાંથી આ ગાયન, મધુર, દિલનવાજ?
રેહ્યાછે દોડી ઘાંટરડીના સાદ,
નાચી નાચી થતા હસી હસી શાદ.[1]
ધાતુનો ઘટ મારેછ તબલો પોકાર,
તનનન તુમમાં ઘુંમ્યો સિતાર;
તાણેછે ભેંપુરી ઘાંટું ને તન,
તણાતી ફુંકેછ તે દિલકશ વચન.
છમછમો લેયછે નીચાણમાં ઝોલાણ,
ઉછલતી ઘુંઘરી લેછ થનકીને તાન;
ભેલાયછે તે સાથ ઓરતના અવાજ,
શાબાશીની તાલીઓ મારેછે હાથ;
સાંભલતાં દરખતો ઉભાંછે થમ્ભ,

૧ ખુશી.

એકાએક અચકયો ફુંકતો પવન;
નથી રેહી ઝાડોમાં એવી તાકાત,
કે ખખરી બેધ્યાનીમાં કરે ધોંધાટ.
વાદલોબી જથ્થામાં ઉભાં છે થમ્ભ,
ટીંગાયલાં ઉંચે, ઉપર ધરી દમ.
"અજબ અસર રાગનેબી આપીછે આએ,
પથ્થરનું કાલજુંબી પાણી થઇ જાએ."
લેતો જ્યારે ઑરફ્યુસ[1] સિતાર ઉપર તાન,
ખેંચાતા પથ્થર, ને ખડકના પાહન;
ઝાડોની ડાલીઓ કરતી નમન,
ચિંતાતુર મગજો થતાં મધન;
તણાતાં જંગલનાં વેંહશી હેવાન,
ખૂશીમાં ઉછલતાં પાણી હેઠાણ;
ચીમઇને જોતાં ફુલ ઝાડીઓમાં,
હરખીને ફાટતાં ફલ ડાલીઓમાં;
વેલા તેના પગ આગલ ખાતા'તા વલ,
સાબાશીમાં ખખલતાં ઝરાનાં જલ;
લેહકી પર નાચતાં ફુલ, પાતરાં, ને ફલ,
ખૂશાલીનાં આંસુ વરસાવે વાદલ;
કરે સુકી ધરતીને ઉભરામાં તર,

૧ અસલી યુનાની દેવતાઓની કથા પરમાણે ઓરફયુસ, એપોલોનો છોકરો હતો, અને તેને એપોલો તરફથી એક સિતાર મલી હતી, જે ઉપર તે એવી ખુબીથી ગાયન ચલાવતો હતો કે મજકુર કથા પ્રમાણે તેનું ગાયન સાંભલવા માટે નદીઓ વેહતી બંધ થઇ જતી હતી, જંગલી હેવાનો પોતાનો વેંહસી ખવાસ ભુલી જતાં હતાં, તથા પાહણો વટીક તેની આગલ ચાલી આવતા હતા.

ભીનાવે પોતાસે ધરતી—જીગર.
અરસપરસ નહિ હતે જો હ્યાં મોહબત,
તો હેવાનોનું જંગલ આ થતે જગત;
માયાના દરવાજા થઇ જતે બંધ,
ધરતે બાપ બેટાનું પોતે કફન;
બેહન આપતે ભઇને દોખમાની રાહ,
મસાણમાં સલગાવતે માતાઓ ચાહ,
નાખી તેમાં બાલકનાં કોમલ બદન,
કરતે તે આતશને તેથી રોશન.
પોતાનાંજ સુખમાં મેલવતે મજાહ,
ખીખી ને ખાખાથી પારકી પીડા-
ની કરતે ટકોર; આંખોથી જલ
ગરીબની તરફેણ ન પડતે હેદલ.
સખાવતથી નહિ મરતે ભયભીત દુકાલ,
ભુખમરો દેખાડે જેનું કપાલ;
દિસે જેના ડોરા[1] જંગલી જાહેલ,
ટગરટગર જોતા ને ફરતા ગાફેલ;
તણઇને બેઠેલા અંદર બે ગાલ,
લટકે હાથ હેઠે જેમ સુકાયલી ડાલ;
ચેહરા પર નહિ જેના સુખનો રતાસ,
બદસૂરતીનો ચહડેલો તે પર કાલાસ;
વકાસેલાં ડાચાંમાં દાંતોની હાર,
માનવીના ભક્ષ ઉપર બેઠી તૈયાર;
જબાં તેમાં હીલે જેમ સુકાયલું પાન,

૧ ડોળા.

લટકતું નિરજીવ ડાલીની હેઠાણ;
ફુંકે જ્યાં પવન જે પોતાનો દમ,
તો સરી જતું પોતાનું તજી મકાન,
જમીન પર પડે તે સરતું નીચાણ;
મત્તીમાં પડીને મત્તી તે થાએ,
નિકલ્યું જ્યાંથી ત્યાં અણદીઠું થાએ.
આજે જે ખીલે તે કાલે નાબુદ,
કાલે તે હવા, જે આજે સાબુત.
ગાતી જે મેહલે રામશગરો રાગ,
થયા તે ગબડીને ધરતીમાં રાખ;
ઝુમાતી ઝાલરો દેવાલ ઉપર,
નમાવે લીલો ત્યાં પોતાનાં સર;
ચોકાતા જે જગે નાચોમાં પગ,
ખાબોચ્યે દોડે ત્યાં દેડકા તે જગ;
સીલીંગોથી લટકતા દીવા હેઠાણ,
આજે ત્યાં વાગલાંએ કીધાં રેહઠાણ.
જે દેવાલ પર રેશમની ઉત્તમ વણુત,
ઝુમાતી હેઠાણમાં કરતી અદબ,
આજે ત્યાં બાંધ્યાં કરાર્યાએ પડ,
ચહડાવ્યાં દેવાલ પર તેનાં વસતર.
વજંતરો કાહડે જ્યાં મીઠા અવાજ,
અવર્યા ઘુવડનો આજે ત્યાં સાદ,
કાહડે જ્યાં જલત્રંગો ધુજતા અવાજ,
ભાગી દેવાલમાં ત્યાં પવનનું રાજ;
ગયલી આબાદીની આપે તે યાદ,

અથડીને હીલવતો પાલાને શ્વાસ.
ધીમે ડચકલે તે કરતો રદન,
કે "આહ! નહિ રહ્યો આબાદીનો દન.
કાંહ ગીયા રેશમના હીલતા ખખડાટ?
કાંહ ગીયા ગાડીના દોડતા ઘોંઘાટ?
અરે! કાંહ ગીયા અત્તરના પમરાટ?
કાંહ ગેઇ મોજે ને મસ્તીની રાત?
ગીયા કાંહ સુગંધી રાતા શરાબ?
ગીયા કાંહ લટકતા ગોલા-ચેરાગ?
નાઠી કાંહ મરમરની લાદીઓ આજ?
ગબડ્યા કેમ આજે થાંબા, તારાજ?"
ગલીચાઓ બદલે છે ઘાસોનાં પડ,
ઉડેછે મચ્છર જ્યાં ઉછલતો જર;
ચુમેછે ગુંબજો જમીનની ધુલ,
કરેછે મિનારા ખાકને કબુલ;
ઉઠાવતા જે ઉપર તુંદીથી સર,
ગરૂરી કરતા હવાની અંદર,
આકાશ પર ફેંકતા ધિક્કારની નજર,
આજે તે પામ્યા જમીનમાં કબર.
છે એવા અણદીઠા જંગલમાં વગ,
પોંહચી નહિ શકે જ્યાં માણસનો પગ.
બેઠીછ ત્યાં પાહડ ઉપર લીલી કુદરત,
ઉભાતી, વેરાતી, માંડી તખત;
હાથ અંદર ધર્યુંછ અનાજનું કણસ,
દોડેછે જેમાં આબાદીનો રસ;

તાજ તેનું તારામાં મઢેલુંછે,
સર તેનું ફુલોમાં ગુંથેલુંછે;
કલી કરેછ કાનોમાં લટકીને લાડ,
ગલાં પર વીંટેલો ગોલાબી હાર;
ઘાસોની બાંગડીઓ શોભે એ હાથ,
લીલોમાં ગુંથેલી તેની સપાત.
નજરાનું ફુલોનું પડેલું પગ,
પાતરાં ને ફુલોના વલેલા ઢગ.
ખાલી કરે વસાણું હિંદની જમીન,
મેવો લાવી વરસાવે પુરાનું ચીન.
હાજર કરે કસતુરી તાતારનું રાજ,
ફ્રાન્સ ધરે દરાખનો ઉંચો શરાબ.
અરબસ્તાન લાવીને મેલતું સુગંધ,
ઇરાન ભરે ખાલી હાથ આલસઇનો દંડ;
નીચી ચશમથી ઉભું પશેમાન,
પોતાની ચાલ ઉપર પોતે હેરાન.
ખભડાયલું આફ્રીકા છાતી કાહડી બહાર,
નાલ્યેરના ઝુમખાઓ લાવતું ટટાર.
ઘસડી લાવે ઇતલી રાતો ગોલાબ,
બાજુ પર લટકે એક વેહતું સિતાર,
ધોલે જે દિલથી મધુર્યા અવાજ,
ચાલે જેના તારો પર ગાયનનું રાજ.
મલાક્કાની ભૂમીબી હતી હાજર,
નીચે હાથ નજરાનાં કરતી નજર,
ખંખેરતી બાલોના વલ ઉપર વલ,

સમારતી ઝબ્બો ને વલતી હેઠલ,
છોડતી તે ગુંચો ને કરતી અર્પણ,
ઝેહરી પાલાઓ, જે ઉઠાડે અગન;
ભેલાએ જો માણુસનું તેસે રગત,
તો ઉડી જાએ જીવ તેનો બીજી જગત,
છોડી દેઇ મત્તીનું કાયા-બંધણ,
છુટ્ટો થઇ ધસ્યો તે ઉડે ગગન.
પણ છે વલી એવાંબી જાલમ દરદ,
જે ઝેહરી પાલાઓથી નાહસેછ તરત.
જાલમની સામે જો જાલમ મલે,
તો જાલમની જુલ્મી ને આફ્ત ટલે.
તાપની અગનથી જે બદન જલે,
બલતું તેનું બીજા તાપથી ટલે;
બને કે તાહરૂં તન દાહજી બલે,
તો થંડું પાણી તે પર ફોકટ ઠરે;
બલતાંની તાપજ છે તેની દવા,
આગ તેની કાહડવા છે આગજ રવા.
ફેસાદયો મૂલક જો ફેસાદ કરે,
તો લડઇના ફેસાદથીજ તે આફ્ત ટલે;
પેદા કરેછ કરમના કીડા, મિઠાસ,
પણ મિઠાસથીજ થાયછ તે કીડાનો નાશ.

સામેની ખીણમાં એક રાક્ષસી વડ
ઉભો છે જમીનમાં ઘાલીને જડ;
ઝુમાતી સાખા હેઠાણમાં પડી,

લીધીછે જમીનને મજબુત ધરી.
બેઠોછ ત્યાં બાવો એક બુઢ્ઢો ને ખખ,
ચહડાવી ચેહરે ઘડપણની કરચ;
છાંટીછ ભભુક તેણે તનની ઉપર,
ધરીછે હારડી એક હાથની અંદર;
જટા, તેનાં માંથા પર સાપને આકાર,
ગુચડાંમાં બેઠીછે તાણી કપાર[1];
હવામાં કરે દાહડી છાતી પર લાડ,
ઘડી જોએ એમ, તો ઘડી પેલી પાર;
છે પવનને ઝપાટે તેનો શુમાર,
જ્યાં વધુ જોર છે ત્યાં તેનો આધાર.
જુન્ની એક ઝોલી તે બાવાની પાસ
પડેલી, બાંધેલી મોહડાંની તાટ;
સીવેલા થિંગડે જખમ તેને પેટ,
લીલા, ને પીલા, ને રાતા, સપેત.
એક પથ્થરના કટકા પર ટેકવીને પગ,
બાવો તે યાદ કરેછ, બેઠો ત્યાં રબ.
ખરી પડે પાતરાંઓ તે પર હેઠાણ,
પણ દુર તેમને કરવા નથી તેને ભાન.
ઉડી જતી ચલ્લીઓ ધાસ્તી વગર,
કરેછ તે બાવા પર હેતની નજર.
ઉતરીને તે મુગા બાવાની પાસ
કરેછે ધુલ અંદર નખરાં ને નાજ.
કોઇ તેને ખણે, કોઇ માથે ચહડે,

૧ કપાલ.

કોઇ ગેલોમાં ગબડતી ખોલે પડે;
કોઇ જુલમથી બીજીને મારવા દોડે,
તો ગરીબડી, બાવાનો આસરો ધરે;
બાવાની છાતી છુપાયલી તે રેહ્ય,
જ્યાંહ તલક આફત ને વિપત્ત ટલે;
પછી, કરી બાવા પર હેસાન—નજર,
પાંખ ફફડાવતી ઉડે હવાની અંદર;
ખેંચે ડાલી ઉપર ગાયનનું તાન,
બાવાનાં હેસાનમાં ખોલે જબાન;
ઉપકારના ઉભરામાં કરે તે તન,
ગાયનનાં મધુર વચનમાં અર્પણ.
કાગડાઓ બેહલા, પોંહચેલા ને ઠગ,
તકોરમાં ટુંપે તે બાવાના પગ;
અખાડામાં આવીને તેની આગલ,
ઘસડી જાએ બાવાનાં ખાવાનાં ફલ.
ઝપાટામાં ઉડીને ઝાડો ઉપર,
કરે તે બાવા પર બાડી નજર,
ફલોને કોતરતા મુછમાં હસે,
કે એવો તે કેમ બાવો ભોલો હશે?
દાબે તેઓ પગ હેઠે ફલોના ધાબ,
ને માવાને ટુંપીને ચુસે મિઠાસ;
ઘસે પછી સુકી ડાલો પર ચાંચ,
ને ઉડે ઝપાટામાં ફફડાવી પાંખ;
નવી રોજી ઉપર લગાડે ધક,
નવી તલાવટમાં શોધે રજક;

ચીલઝપટના દાવો પર ફેરવે ચશમ,
ભરે કોઇ ચલ્લીને માલે કદમ,
ચુંથી નાખે તેણીનું ઘાસોનું ઘર,
ઘસડી જાએ બાલકો ચાંચની અંદર;
કરે જે ઘભરઇને ચીંચીં અવાજ,
માતાને બોલાવવા કરે ઘોંઘાટ;
લટકતો કીડો જે મુખની અંદર,
તજે તે, ઘભરાયલી તેમની માદર;
ચાંચોએ મારે તે કાગડાના પર,
ચકરડે લેઇ જાએ હુમલો તે ઉપર;
છોડવવા દોડે તે નજદીક ને દૂર,
માતાને પ્યાર; ગમ ને ગુસ્સાથી પુર,
અફ્ડાતી, જીહકાતી, પોહલી કરી પાંખ,
કુદી કુદી મારે તે માથાં ને ચાંચ;
સેવટ જ્યારે હુમલાથી નાચાર તે થાએ,
ચીચાડીઓ પાડતી તે ઉડતી દેખાએ;
કોઇ ઝાડીનાં ખુણામાં જઇને ભરાએ,
તમામ પીછો ધ્રુજાવતી અફ્સોસ ને હાય-
થી ધ્રુજાવે તે બોહલું રંગીલું રાન,
રંગીલું, પણ તેને દિસતું વેરાન.
પાહડોની કઢણથી લાવીને ઘાસ,
બનાવ્યું ઘર, અંદર મુકી કપાસ.
સુકી સલીઓના આપ્યા ટેકાવ,
છજયાંથી કીધો વરસાદનો બચાવ.
રાત દહાડો સોસી જેહમતો ને રંજ,

લટકાવ્યો માલો ગુંથીને અતરંગ.
ઝાડીનાં મધ્યમાં ઝુલતો કીધો,
એક સરખી વણતમાં દીપતો કીધો.
બાલકો ખાતર સોસી એવી રંજ,
પણ સુખ તેનું થયું એક ઘડીમાં ભંગ;
કાચપેરે ભાગીને ભુકો થયું,
પવનપેરે હાથમાંથી સરકી ગયું,
પાણી–પરપોટાની પેરે ફુટી,
કાચ્ચાં સુતરપેરે ગયું તુટી!
એક લેહજામાં તે ગરીબ દુખ્યારી થઇ,
ઉગી તેની ઉમેદની કલી સુકઇ;
નજર સામે બાલકની બરબાદી થઇ,
ઘોલે દિસ સંગ્રેહલી દોલત લુટઇ.
જાલવે બખીલ જેવી ચિંતાથી જર,
તેવી રીત રાખ્યાં માલાની અંદર,
પોતાની જીવ દેતી ગરમી હેદલ,
વગરપીછી બાલકો, મોહબતને બલ.
ઉગતી સહવારથી તે અંધારી રાત,
તેઓનાં સુખ ખાતર થઇ તે હલાક.
ઇંડાંના બંધોથી આઝાદ કીધાં,
પણ અંતે કજાએ તો બરબાદ કીધાં.
જનમ આપ્યો માએ શું મારવાને કાજ?
જીવાડ્યાં કાલે શું મારવાને આજ?
છુપઇ તું વાદલનાં પેટાંમાં પેસ,
પણ ત્યાંબી તું મોતને હાથ થશે પરહેજ.

લોહડાંની દેવાલ ઘેરી મધ્યમમાં બેસ,
પણ મોત આવી કરવાનું તુંને ત્યાં કેદ.
સિકંદરે ચાહ્યું કે સરખી સુરત–
થી મોતના મારગમાં મેલું નડત,
પણ ચુકી નહિ તેથી કંઇ તેની ચશમ,
સોધ્યો સિકંદર, ને માર્યો એકદમ.[1]
ઉત્તરના ભાગો ને દખ્ખનમાં હેઠ,
આકાશને અંતર, ને ધરતીને પેટ,
સુધારામાં વધેલો પશ્ચિમી ભાગ,
ભલઇમાં પડેલું પૂર્વ પછાત,
તું ઢુંડી વલ; પણ મોતનો ભરમ
જોવાની નહિ તાહરી આંધલી ચશમ.
અંપગ છે એથી પેગંબર ને પીર,
હોકમના ચલાવનાર શાહ ને વજીર.
લટકે જે નેજારે આદમીના જીવ,
ઉડે જે સખુન ડોકાંઓ નિર્જીવ,
હોકમ જેનો ચાલે દર્યે ને જમીન,
નમે જેને પરી, ને દેવો, ને જીન,
વલે જેની વાણી પર હિંદ અને ચીન,
તુટે જે એસારે દોલત ને દીન,
ડોક જેની હીલે તો દેશો તારાજ,

[1] એવી કથા છે કે સિકંદરે મોતને ભુલથાપ આપવા પોતાનાં જેવાંજ પુતલાંઓ બનાવ્યાં, અને પોતાનો મરવાનો વખત, જે કોઇએ તેને આગમજથી કહયો હતો, તે ચુકાવવાને પેલાં પુતલાં પોતાના મેહુલની બહાર ચોગમથી મેલયાં, અને પોતે ઓરડામાં બારણું બંધ કરી ભરઈ રેહયો, તથા તારોની મદદથી પેલાં જીવતાં હોય તેમ તેઓને બોલાવવા તથા હીલવવા લાગ્યો.



"બંધાવ્યો જમશેદે પરસીપોલીસ,
પણ વખતની સામે ન ટક્યો હરગીજ.
ખાકમાં પછડાઇને થયો તે ભસ્ત,
મિનારા ગબડીને થયો તે અસ્ત."

(માહરી મજેહ, ૪, ૯૦૬—૯૦૯, સફે ૬૯.)

હાથની ઇશારતમાં શેહરોના નાશ,
તેવા મહા વીરોમાં નથી તાકાત,
કે આવે જો મોત તો મારે અછાત,
ને જીંદગી લેતો તેને પાછો વાલે,
ઉંબરમાં પેસતો અટકાવી કાહડે.
કોતરેછે પથ્થરમાં માણસો તન,
ને આવતી ઓલાદને તે કરેછ અર્પણ,
કે મોત પછી રેહીએ દુન્યામાં આબાદ,
પણ ઘસઇને થાયછ તેઓ અંતે બરબાદ.
રૂમી શાહ નીરો, બુરો ને બદકાર,
ઉંચકયો પોતાનો સોનામાં આકાર,
પણ થયો તે અંતે વખત પર તારાજ,
પડી ભાગો આકાશે ગયલો દરાજ.
બંધાવ્યો જમશેદે પરસીપોલીસ,
પણ વખતની સામે ન ટકયો હરગીજ.
ખાકમાં પછડાઇને થયો તે ભસ્ત,
મિનારા ગબડીને થયો તે અસ્ત.
ભાગો, પણ મારેછ તે આગલો દમામ,
તુટો, પણ જગની બત્રીસીએ નામ;
વખતની સામે નહિ પામ્યો તે જીત,
પણ મુવો તે હસેછ, પછડાયલો તે પીઠ.
ઝરફેછ તેનાં તનમાંથી જીંદગીનું લોહી,
પણ આફતમાં હસેછ તે આકાશો જોઇ.;
જાણેછ કે થવશ પલકમાં નનામ,
પણ ખોહવાનો નહિ પોતે જાતી દમામ.

પથ્થરે ગબડતો થાયછ પરેશાન,
ઉંઘાડો ટાહડ અને તડકે હેરાન,
પણ દેખાડેછ એવો તે ભપકો ને ઠાઠ,
કે હાલની ઇમારતો જોડે એ હાથ,
ને હેરતથી બોલે કે "ઘાસોનાં થડ
વલેલાં છે તેની જમીન ઉપર;
ગબડીને થયો તે શિકસ્તે હાલ,
ઘડપણથી ખોદાયું તેનું કપાલ.
ખખડે ઝુમ્મરોના લુલખો જ્યાં,
પાંતડાંઓ ખખડે ત્યાં ઝાડીઓમાં,
પણ દેખાડેછ પોતાનું એવુંતો કદ,
કે હમારો દમામ છે તે પાસે રદ."
લટકતાં ઝુમ્મરો દેવાલની સફીલ,
આજે ત્યાં પંથરાયું અંધારૂં કીલ;
કાહડે જ્યાં કાચોના ગોલા ઉજાસ,
ત્યાં પાંખોને પાંથરીને બેઠો કાલાસ.
મરમરની લાદીમાં, બલતા ચેરાગ,
હીલીને પંથરાતા મારતા ઉજાસ,
આજે ત્યાં વલ્યા મટોડીના ઢગ,
સરપ ને સપોલ્યાં દોડે તે જગ.
વેરાતું ખોબે જ્યાં સૂન્નું ને મોહર,
છે આજે વલી ત્યાં મટીની ચોડ.

ગોલ છે પૈસો ને ગબડી જતો,
એક ગમ આવે, તો બીજે જતો;

નથી તેનું ચોકસ કંઈ દર કે ઠેકાણુ,
કાલે તે નાહસે જ્યાં આજે રેહઠાણુ.
જે હથેલીમાં આજે તે જઇને પડે,
કાલે તે ત્યાંથી અણચીતો ઉડે.
આજે જે કોથલીમાં અકડઇ પડે,
ઉછાલાબંધ કાલે તે ત્યાંથી ફરે.
આજે જો પેસે તે શાહને મકાન,
તો કાલે તે ઢેડામાં કરે રેહઠાણુ.
પતિવરતા–ઘર આજે ખખડાટ કરે,
તો વેશ્યાને ઘર કાલે રસ્તો ધરે.
છે પૈસો જગમાં એક નાઘલો ખોદાય,
તવંગર ને ગરીબથી સરખો પૂજાએ.
હોયછ જેની મુટ્ઠીમાં પૈસાનું જોર,
મરડેછે સઉ તેની બાજુ પર કોર,
આપેછ તેની એબો પર સોનેરી ઘોર,
દાટેછે પૈસો એમ ખામી ને ખોડ,
હાથ્થીપેરે નિકલેલી હોએ તુંને સુંઢ,
ઉંટપેરે વલેલી હોએ તુંને ખુંધ,
બદસૂરતીએ ખજ્યું હોએ તાહરૂં કપાલ,
પણ પૈસો કરશે તાહરો તેથી સંભાલ,
બુરખાપેરે તુંને તે ઓઢી લેશે,
એડોલી તાહરીનું ઢાંકણ થશે.
હોએ તાહરા ગુરામાં જરનું કૌવત,
તો આપશે લોકો તુંને માન ને ઈજ્જત;
હાથ જોડી તું આગલ ઉભા રેહેશે,

ગુદણનાં મીજાગરાં પર ઢીલા થશે,
ધ્રુજી, તેઓ થથડીને, નમી જશે,
ગર્જે તેઓ તાહરા ગોલામ થશે.
આવી જ્યાં ગરજ ત્યાં ઘટી અક્કલ,
આપી દેય સિંહ જેવો લોંકડીને બલ;
મસતાનો વાઘ નરમ બોકડ્યું થાએ,
ગરજને ભારે પીઠ વાંકી દેખાએ;
હસ્તો તે જમ-મૂખે ચાલ્યો તે જાએ,
આફતનાં ડાચાંમાં નિર્ભય દેખાએ.
લેવા એક ફાટી ને તુટી કબાહ,
બને, કે ઢેડાને નમે એક શાહ.
જે માથાં પર વિટેલું[1] હીરાનું તાજ,
કરે તે ઢેડાને નાગું નેમાજ.
વેંહચે જે મુઠ્ઠાએ નાણું ને જર,
કલવઇને રડે તે અરધી ખાતર.
પાલે જેની તીજોરી સેંકડો કુટંબ,
પલાએ તેની છાતીમાં ગમનો સિતમ;
ઝુમે જે ચેહરા પર મોતીની હાર,
ટણકે ત્યાં આંસુઓ આંખોથી બહાર,
જે ગબડતાં, ગાલોપર, રસ્તો ધરે,
ચલકતાં, ટપકતાં, હેઠલ પડે;
તણાએ તેઓ હવામાં ઉંચે આકાશ,
ફર્યાદ કરવા ખોદાની દરબારની પાસ;
સૂર્ય-કિરણ તે પર ઉતરીને ચુપ,

૧ વિટલાયલું

આપે તેને પોતાની માયાથી ધૂપ;
રજુ કરે હોરમજદનાં તખતની પાસ,
મારે તે ત્યાં પડી ખાકમાં પોકાર:—
"રેહમ કર! દયા કર! ઓ ખુદા દાતાર."

હેહાણમાં જો પેલો ઉભેલો શાહ,
જમાનાની ગિરદેશથી થયલો તબાહ!
ચુપકીદો છે તે, પણ ભિત્તરનું દુખ
પોકારેછ બાંગે–બુલંદ તેનું મુખ.
વસતાં જે ગાલમાં હસી ને હરખ,
ઝુમઈને પડયા તે, આફ્ત ગજબ.
ચહડયો'તો જે ગાલમાં હસતો રતાસ,
હેજગારીથી પેઠો ત્યાં આજે ફીકાસ;
મખમલી તકિયે દબાતો જે ગાલ,
જો! તેનો સુક્કો ને ફીક્કો હેવાલ!
ટેકવતાં હીરાનાં તુલો જે પગ,
ઘસાડાએ તુટી, તે પગોની રગ;
માણેક તેના હાથો પર હસતાં હતાં,
કાંટાઓ કાહડે ત્યાં લોહીઓ રાતાં.
મારતા જે પગોમાં જોડા જહુમક,
હીરા ને માણેક ને મોતી–વણુત,
આજે તે ટાહાડ અને તડકાંની માંહે,
પથ્થર ને કાંકરની ઉપર તણાએ.
ગોલાબ ને અત્તરથી જેઓ ધોવાએ,
ખબોચ્યે પાણીમાં ડુબતા દેખાએ.

દર દાહડે કસ્તુરી જે પર ઘસાએ,
મટોડીના લેપડાઓ તે પર દેખાએ.
કરે જે પર આલમના હોટો ચુંબન,
હીસ કરતો ફુંકી જાએ તે પર પવન.
ફુંફારામાં તુંદીથી અથડતો જાએ,
ધિક્કારની ચશમથી જોતો દેખાએ;
મજાખ ને મશકેરી કરતો તે જાએ,
ફાટેલાં કપડાં ઉડાડતો તે જાએ;
ફુંકે તે ચેહરા પર એવો ગરમ,
દાહડીનીબી નહિ રાખે લાજ કે શરમ.
ઉડાડે હવામાં દરેક તેનો બાલ,
દેખાડે જે ઘડપણનો બુજોર્ગી–કાલ;
પાક તેની સફેદઈ રૂપ્પાં મિસાલ,
જણાવે કે જીંદગીની બલતી મશાલ
બુજાવાનો આવી પોંહચેલો છે કાલ,
અવત્યાં મારે જે ધ્રુજતી બેહાલ,
ઘડીપલ ડચકલું ખાતાંને વાર,
જીંદગીનો દમ કાહડી દેવાની બહાર.
એસેછે માણસનો ભુંડો જો દન,
તો ઘસેછે ચોમેરથી તે પર વધન;.[1]

---

૧ આ લીટીઓ નામાંકીત શેકશપીઅરની નીચલી લીટીઓ સાથે સરખાવો :—

"When sorrows come, they come not single spies,
But in battalions!"

## માહરી મજેહ ૪.

રેડાએ જેમ ચોગમથી દોડતા સિપાહ,
ને દુશમનનું મથક થાએ પલમાં તબાહ,
તેમ એઠેલો હોએ જ્યારે આડો ગરેહ,
ચોગમથી આફત આવી એકઠી પડે.
સરડા પેરે બદલે જમાનોબી રંગ,
કરે ખીલતો દાહડો મુશ્કેલ્યતથી તંગ.
પાલેલો કુતરોબી કરડવા ધાએ,
દોસ્તોની તલવાર પર માથું વેહરાએ.
એક ગમ બચાવ સારૂં ઢાલને ધરે,
તો બીજી ગમ અણચીતો જરબ પડે.
સામે થઈ બચાવ સારૂં કાહડે એક પગ,
તો રેંહસાએ પછવાડેથી બીજો તરત.
મારી કાહડે લોહીથી ગગડતું એક દુખ,
તો દેખાડે બીજી ગમ, બીજું એક, મુખ.
ઝડપથી જેટલી થાએ એક ગમ નાબુદ,
ઝડપથી તેટલી થાએ બીજી સાબુત.
એવીજ રીતે ચાલેછ આ દુનિયા તમામ,
આજે જે રાજા તે કાલે ગુલામ.
આજે જે ચારદમાં બેસી ફરે,
કાલે તે પાંઉપ્યાદો રખડી મરે.
કરે જે આજે સો પર હોકમ,
કાલ તેને કમીનો ભરાવે દમ.

ધન્યો હોરમજદ! તુંએ ધરતીનો પાટ,
ને ગોઠવ્યાં ઝાડો તેમાં ઉભાં આબાદ,

ફુલોના ભારોમાં નમતાં કીધાં,
મિઠાસી રસોમાં દુઝતાં કીધાં;
વેહતાં કીધાં વાદલથી તુંએ પાણી,
આકાશ તરફ પર્વતની ડોકો તાણી;
લંબાવ્યા મેદાનના દિલકશ લીલાસ,
કીધી ખીણો ભરપૂર, ને ખીલતી આબાદ;
દોડાવી જલોની નિર્મલી નેહર,
પાકવ્યાં પથ્થરમાં બેમૂલ જહવેર;
ગરદન સુધી ભર્યાં સરોવરે જલ,
કરી આપ્યું માણસનાં સુખને સવલ;
ભરી નાખ્યું ધાતુથી ધરતીનું પેટ,
કીધાં ઉગતાં નમતી પેદાશોનાં ખેત;
હલ્યારીથી ભરપૂર તેં કીધાં ચોગાન,
આપ્યું તેં માણસનાં સુખ ઉપર ધ્યાન,
પણ માણસ તો એવું નગુણ ને નાપાક,
કે કરે તે તાહરી પેદાશને બરબાદ;
મારે તે પર જુલમનો રાહથોડી હાથ,
લુટી લેય ગરીબના હકને આબાદ;
માણસ કરે માણસનેજ દુખ દેઈ હલાક,
અરસપરસ ફરજ નહિ રાખતાં જરાક;
ઉભા કરેછ ખાલી લડઈના ફેસાદ,
હવેલી ને મેહેલ કરેછ બાલીને રાખ;
જોરદાર કરેછ દુકાલનો દૂબલો દેખાવ,
ને ચલાવેછ લોહીઓની નીખોમાં નાવ;
રેડેછ એટલું નિર્દોષનાં તનથી રગત,

કે થાએ તરસી જમીન તે મારાથી તર ;
પડે જેમ લોહીઓની ગગડતી લોથ,
ભીજે તેમ લોહીથી સુક્કા તેના[1] હોટ.
કેહવાયછે ધરતી કુલ જીવતાંની માએ,
તેબી એમ ખુનથી રતાસભરી થાએ.
બિસ્યારીની માતા તે ગુસ્સે ભરાએ,
નહિ આપે ખોરાક, ને નગુણી થાએ.
આપે તે દુકાલનાં જોરને મદદ,
ને ભુખમરે પાડે તે મુવાંના ઢગ.
દુકાલ! તાહરૂં બાલ અંહિથી નેહસ્યત[2] કદમ!
કાલું કર તું તાહરૂં, ને ના કર સેતમ!
અરે! આવે આએ માહરા હાથોમાં તું,
તો ચીરીને હું તાહરા કટકા કરૂં!
અટકાઉં તુંને જગત પર ભરતો કદમ,
ને ફેલાવતો હર જગે ભુખનો સેતમ,
માતા, પિતા, બાલકને કરતો ખતમ,
અએ દોજખના જનમેલા! બેહયા, બેશરમ!
જે જગા પર જાયછ તાહરૂં નાપાક કદમ,
ને ફુંકેછે જ્યાં તાહરો આતશી દમ,
ઉગતો રોપો થાયછ ત્યાં સુકઇ બરબાદ,
મરી તેઓ માણસની કરેછે ધાટ.
થાયછ હિંદી મૂલક આજ તુંથીજ વેરાન,
ભુખે મરતો બાપ લીએ દીકરાનો જાન,

---

૧. જમીનના  ૨. નેહેસ્ત.

રાંધે તેનાં માંસને આતશ ઉપર તેજ,
ખુદ એટાને ખાવા નહિ રાખે દરેગ.
માતા ચુસે તોટેથી બાલકનું લોહી,
નથી એવી આફ્રત મેં જીંદગીમાં જોઈ.
સાઅદી પેલો ઈરાનનો અમ્મર કવિ
કેહછે કે દુકાલની આફ્રત એવી,
કે મુઠ્ઠી અનાજ આગલ મોતીનો ઢગ
છે તેવા વખતમાં અકારત ને રદ.
આપે જ્યાં એલ્યો દરદને આરામ,
ત્યાં મીઠી શાકર નથી આવવાની કામ.
જોઈતો હોએ નીરંગ જે કિરયાને વગ,
સુગંધ છે તે વેલા બરબાદ ને રદ.
અરે ઓ પરવીઝ! તું બેહસ્તમાં અમન,
ને રેહજે આબાદ! કે દુકાલ–વિઘન,
તેં ઇરાનની ભૂમીથી, કાહડ્યું તદન,
નહસાડ્યું નાચાર, ને કરતું રદન.
હોજો તાહરાં રૂહ પર દરૂદો હજાર!
કે મરતી આલમને તેં કીધી ટટાર,
મારી મરકટ દુકાલ. જમાનાને હાથ
ઘસાઈ ગયો તું, પણ કીર્તિ હૈયાત.
હાડ થયાં ચુનો, ને તન થયું રાખ,
પણ રેહી તાહરી ભલઇ, સજીવન ને સાફ.
બેઠીછ તે ખડકસમ એવી ઓસ્તવાર,
કે ઉખેડવા અદેખાઈ છે, તેને, નાચાર.
વેહ્યો જમાનો, ને ગુજર્યા સાલ,

ભાગા મિનારા, ને ગબડી દેવાલ ;
રોલી પડયા ગુંબજ દડીની મિસાલ,
છુટી પડી સાંધો, ને થયા પાયામાલ ;
ખવઈ થયા મેહરાબો ભાગા ને ભસ્ત,
તબક્કાઓ તુટા, નેપુસ્તા કબજ ;
પણ રેહી તાહરી ભલઈ એ મારમાં અલ્લગ ;
બિનદરકાર ને દેહશત ઉભી ખરે પગ.
ભલઈને છે એટલી તો દિલમાં હિમ્મત,
કે બુરઈનો અટકાવ છે તે પાસે રદ.
ભલું કરવા ભલઇ નહિ પડતી પછાત,
લડઈ, દુકાલ, આગોને મારતી અછાત.
બલતાંઓની નહિ કરતી તે કંઇ પરવાહ,
ધરતીકંપ મારામાં લેતી તે રાહ.
મેખોમાંથી છુટીને પડે મેહરાબ,
પણ ધસવાને તે વચ્ચે નહિ તેને ધાક.
ભાગી પડે સ્થંભો બરૂની મિસાલ,
કડાકાથી તુટે ભારવટિયા ને ભાલ,
પણ અટકાવે નહિ તેઓ ભલઇની ચાલ,
બીજાંનાં દુખોમાં બલતી બેહાલ.
ભલઇ નથી કરતી ભુંડઇની દરકાર,
નથી તેને ચમટી ગિરદ તેનો ભાર.
કુદી જાયછ ટેકરા, ને પર્વત, ને પાહાડ,
કરાર માટે કોઇના, પોતે બેકરાર.
લેયછ એવી આંધળી ને અપંગ તે રાહ,
કે દોડે જયાં આતશી ફુંફું અઝદાહ,

ઝેહરી ડાચે જીંદગીના તોડવાને ગાંઠ,
ત્યાં પણ તે ધસેછ બિનદેહશત ને ધાક.
કરે હાથ હિમ્મતથી ધારી મોરાદ,
આપી દિલ-મકસુદનાં મોહરાંને માહત ;
નુછી આંસુ વિધવાનાં પુછેછે એમ:—
"ખેરવેછે આંખોથી આંસુઓ કેમ ?
નરમ આએ આંખોના ખાંચાઓથી
ઢોલેછે કાં અમથું કિમતી પાણી ?
દે મહને કહી તાહરા પરદાની વાત,
કે સુખ તુંને આપીને કરૂં બરબાદ
હું તાહરી આફત; જીંદગીનો દમ
ચાલે આ તનમાં ચહડઉતર ને કમ,
ત્યાં તલક આ માહરૂં કમીનું તન,
સુખ તુંને આપવાને થયુંછ અર્પણ.
આ ઝુમાતી વાદલીમાં છે તાહરૂં કામ ?
ચહડું તે પર તરત ? આપ તાહરો હોકમ !
દર્યાવ પેલા ઉંડામાં છે તાહરૂં કામ ?
ડુબું તેની તળે ? આપ તાહરો હોકમ ! "
એવા એવા ભલા હિમ્મતના સુખન-
થી બુજાવેછ ભલઇ, આફત ને વિઘન.
પડતાં દિલને પુસ્તો ને યારી આપેછ,
દુખી દિલનાં થાનકને જાહરી આપેછ ;
કાહડી નાખેછ ત્યાંથી દલગીરીની હાએ,
ચાલાક તેનો હાથ એવો ઝડપુ રોકાએ,
કે કાપે તે દર દુખને મૂળથી તમામ,

ને બેસાડે તે જગે હસ્તો આરામ.
આરામ બેસે તખતને માંડીને ત્યાં,
દરેક સાંધ્રો માગે તે પાસે પનાહ,
પામે તેનું તેજ અને જોરમંદ કિરણ,
ઝુમાયલો થાએ પાછો તે સજીવન.
સુખ કોઇને આપવાનાં સુખથી ઉત્તમ
છે સુખ બીજું શું? મરતું બદન,
સધ્યારો આપીને કરવું સજીવન,
એ થાને બીજું શું ચહડતું ઉત્તમ?



# માહરી મજેહ.

## ૫

### સાર.

વખતનું વેહેલું—વેહતા વખતની કદર બુજવાની અગત—જીંદગીની નાપાયદારી તથા સારાં કામો કરી લેવાની જરૂર—મોહટાં માણસનાં મરણથી નીપજતી ખરાબી તથા તે માટે કુદરતનો સોગ—પારસીઓની આગલી હાલત સાથ સરખાવતાં હાલની હાલત માટે અફસોસ—સોબત તેવી અસર.



# માહરી મજેહ.

૫

સેકંદ દોડી મીનીતને કરેછ હજમ,
મીનીત દોડી કલાકને કરેછ ખતમ,
કલાકોથી પુરાયછે દાહડાનું પેટ,
દાહડાથી મહિના, ને મહિનાથી ઠેઠ
વરસ પુરૂં થાયછ; એ રીતે વખત
પાણીના ધોધ પેરે રેલાતો જાયછ.
બારીકીથી જોશે જો તાહરી અક્કલ,
તો સોનાની રજ છે દરેક જતી પલ.
ઘડિયાલમાં જોઇએછ સુવર્ણની રજ,
કે બુજે વખતની, નભરવસ, કદર,
ને જોએ જ્યારે સૂનાંની પડતી તે રજ,
જાણે કે વખતની શી છે કિમ્મત.
ટકટક કરે ઘડિયાલ નકામી ફોકટ,
નથી આપતું કોઈ તેની વાણી પર ધક.
સહવાર ને સાંજ, અને રાત ને દિવસ,
ઘાંટું જીહકી કેહછે કે દોડતાં વરસ
ન આવશે ફરી; ગયલો કલાક,

તન મન તેલાવીને થાએ તું હલાક,
પણ એક વખત હાથમાંથી ગયલો સરી,
સરેલો નહિ આવશે હાથમાં ફરી.
પલેપલ આપે ઘડિયાલ એવી પંદ,
" ઓ માનવી! ના રેહ તું આલસુ ને મંદ!"
દુન્યાના તખ્તાથી સેંકડો હજાર,
દર પલે જાયછે હડસેલાઇને બહાર.
જનમ, જીંદગી, મરણ, છે પગલાં તરણ,
આયો, રેહયો, ગીયો, ને પછી તાહરૂં તન,
નિસ્તીના પરદામાં, થશે અનદીઠ,
ફેરવશે લોક તાહરી પછવાડે પીઠ.
કર તેથી જીંદગીમાં એવાં તું કામ,
કે મરતાં તું, આલમની આંખો તમામ
ટપકાવે આંસુઓ તાહરી ઉપર,
ને લંબાવે તુંજ ઉપર પ્યારની નજર.
અજાણ્યો પુરૂષ જ્યારે પામેછ મરણ,
ભુસાયછે યાદ તેની જગથી તદન;
નથી આપતું કોઈ તેની પછવાડે ધ્યાન,
માયાનું આંસુ ન પડતું હેઠાણ.
જાણીતો નેક જ્યારે પામેછ મરણ,
ઓઢેછે જગ તે પર દુખનું કફન;
કરેછ તેની યાદ ઉપર હેતનું ચુંબન,
હજાર, દસ હજાર, કરેછ એક પર રદન.
પામેછ જ્યારે એવો કોઇ મોહતનું કફન,
એક મરી હજારનાં લાવેછ મરણ.

મરેછ જ્યારે માણુસ મહાભારત ને મસ,
કુદરત કુલે બનેછ સોગદાર તે વખત;
ઉડેછ દોડતા પવનનાં વેહતાં તોફાન,
પુછડીવાલા તારા આકાશને મેદાન,
હેરત થતી આલમને દિસેછ હેદાણુ,
વરસાવતા આતશ હવામાં ઊંચાણુ.
મનુષ બનેછ સૂનાં ને બેહરાં તમામ,
હેબતથી પુતલાંનાં જેવાં બેફામ.
દોડધામથી ધરતીની નાગી સપાટ
ધમધમી રેહછ; દર્યોબી સાથ,
જોસ્સાભર, કિનારે અફ્ડાતો થાયછ,
ને ખડકોને અથડીને તુકડા તે થાયછ.
આબ અને આતશ, ને ધરતી, પવન,
ચાહરો અનાસર એમ કરેછ રદન.

અફ્સોસ ! પારસીઓ જે આગલ હતા,
નથી તેવા આજ; આગલું જહનુન,
કીધાં જેથી એવાં તો મહાભારત પુન,
કે હેરત ભરી થઈ તેથી ધરતી ચોખુણ,
આજે તે હિંદની આએ કાફ્ર–જમીન–
માં તજીને થયા દોલતને આધીન.
દોલત કરવી ભેગી છે તેમનાં એકીન,
છે લખલુટી મોજોમાં તેઓની દીન.
નહિ મલે આગલનો મોભ્ભો ને તોર,
નહિ મલે આગલનો જોસ્સો ને જોર,

થયા જેથી આગલા ઈરાની અમ્મર,
કીધી જગને ચોમેર આબાદીથી તર;
સિયાહ મોહના હિંદુની સંગત અંદર,
ખોઈ દીધો મોભ્ભો, ને લાવ્યા અવર.
પગ મેલે સુકા પથ્થરમાં જો ઘાસ,
તો થાએ તેની લીલીનો લેહજામાં નાશ.
અગર રોપે, થડમાં તું "ઓક"નાં, ગોલાબ,
તો ખોહશે તે પોતાનો જાતિ રતાસ;
બુરી તેની સોહબતમાં બેલઇને તે
પકડશે અંધારી રાતનો કાલાસ.
ધરશે જે આંબો વાંદાની સંગત,
તે સુકાતો, સોહરાતો, ખોહશે જીવત;
વલગેલો રહી તેને થશે હેરાન,
રીબીને જહડડાતો મરશે સેવટ.
વિચ્છુના દંખની સંગતમાં પથ્થર
બદલ થાએ ઝેહરી સોમલની અંદર.
આતશની સંગતમાં કોલસો આતશ,
રગેરગ બલીને સેહતો વિપત્ત;
જમીનમાં નહિતો તે હીરો થતે,
શેહનશાહનાં તાજમાં જહમકતો જતે,
હલકાં બીજાં જહવેર પર સરદાર થતે,
તુચ્છકારતો સૂનાં પર સવાર થતે;
યા શાહી આંગલાં પર બેસતે તે જઈ,
સોનાંની સંગતમાં જલવાયલો રહી;
થતે યા દેહડાંમાં દેવીની આંખ,

યા કોઈ દેવલમાં ફરેશ્તઈ પાંખ-
ને દેતે ઝલેહ; તારાની સમ,
ભમ્મર કોઈ બાલોમાં દીપતો નરમ,
શોભાવતે કોઈ નાજ ને નખરાંની નાર,
ગલીચાએ સરતી જોબનમાં ટટાર,
દેખાડતી પાછલથી ચોટલો કમ્મર,
અંધારી રાત જેવો કાલો ભમ્મર;
હવા કરતી દોડતી, સુંગધીથી તર,
દરેક દમે કાહડતી કસ્તુર ને અંબર;
સલગાવતી જીગરોમાં પ્યારની અગન,
તાતવતી ભઠ્ઠીની પેરે બદન.



# માંહરી મજેહ.

## ૬

## સાર.

કુદરતની બલિહારી—એક પારસણની ખુબસૂરતીનું વરણન—આશકની બેકરારી માટે માશુકની બેપરવાહી—કુદરતની ખુબસૂરતીઓ વચ્ચેનાં એક મકાન માટેની ખાહેશ—ઉગતા સુરજ વખતે માથેરાનની ટેકરીઓનો દેખાવ—ગુજરેલાંઓનાં રૂહો આ દુનિયામાં આવવા વિષે—આજના સુધારા ઉપર મુબાહેમત.



# માહરી મજેહ.

૬

કાલે હું ફરતો'તો સામેને વન,
ભોગવતો ઝાડોનો શીતલ પવન;
ધરતો તે ચોમેર લટકતાં કદમ,
અદબથી, અદાથી, નાજુક ને નરમ;
ઘુસતો તે ઝાડોમાં ઠેકેરાબંધ,
ને લાવતો તે ઘસડીને આગલ સુગંધ;
ડાલીનાં પારણામાં ફુલોનાં તન,
ઉપર નીચે હીલવે તે ગાતો પવન.
કાંટાઓની અણી પર ચલકતો દવ,
ગાયન ગાતી ચલ્લીની પાંખો ઉપર
ટપકાંને, લીસી તે સપાટીથી,
પાંદરી પર ગબડતો હેઠલ પડે.

જોતાં તે કુદરતની બલિહારીને,
ઝગર માહરૂં ઉછળતું, જોસ્સો કરે.
ઢુબી'તી ફર્નોમાં[1] પાહડની કઢણ,
ત્યાં પછાડે પથ્થર પર ધોધવો બદન;
ઉંડા એક ખોહમાંથી ધસારાબંદ,
શીંણામાં દોડેછે એવું તે જલ,
કે ગુસ્સાથી જ્યાં જાયછે ત્યાં પછડઈને તે,
પોતાના ગુસ્સાથી પોતેજ પડેછ;
નીરઝરીને દોડેછ તે એવું તો તેજ,
થઈ આંધલું ને મસ્ત, કે ખડકોથી
તુટે તેનું તન; પણ દોડતું હરગેજ—
ઉછળાતું, અફડાતું, પથરાઓ પર—
નહિ અટકતું તે.
જમણી તરફ—
જો જમણી તે હોએ, કારણ ભુલેલી યાદ,
જમણી કે ડાબી તે જાણતી નથી—
આવી'તી ઝાડી, ને જંગલો ગીચ,
ગુલમોહર, ને આંબા, ને સેવતી, ને પીચ;
નજરે, ત્યાં જઈ એકાએક, ધરી,
પારસણ એક દેખાવમાં જેવી પરી;
લટકતી કાનમાં હીરાની કડી,
રેશમની સોડ માથે ગયલી સરી;
સફેદ બુત એહાં'તાં પગો પર તાટ,
મખમલી પટો કમ્મરની આસપાસ;

1 Ferns.

ઝુમાતી સારીની કલ્લી હેઠલ,
સોનેરી બાલો લટકતા પાછલ;
ચકરડાંમાં બાધા'તા તેઓએ વલ,
હીરા જહલે તેમાં, જેમ તારા વાદલ.
લટકતો ગોલાબ એક હાથે ધરી,
ચાલતી તે ઝાડોમાં લેહકો કરી;
ગાલો પર બેઠેલો હસતો રતાસ,
જોઈને લજવાતો તે હાથનો ગોલાબ;
ગમીમાં ગયલો તે હેઠલ નમી,
દુખી થઈ ઝુમાયલો જમીન ગમી;
રડી નાખે તે દવનાં ટીપાંમાં જલ,
જે પાંદરી પર ગબડતાં પડે હેઠલ.
જેમ જેમ તે ઝાડીમાં લેતી'તી વાટ,
પગ હેઠલ પાતરાંઓ કરતાં ઘોંઘાટ.
વેલા, જે દબાતા પગની હેઠલ,
જોવા તેની ખૂબસુરતી ઉઠે પાછલ;
એક તો ઉછાલાબંદ ઉઠ્યો એવો,
મોહબતથી હાત તેનો ધરી લીધો:
અછાત મારી ચાલી તે નારી આગલ,
છુટો તે વેલો, પણ દોડ્યો પાછલ,
ને હટયો પછી થઈ જખ્મી જીગર,
નિરાશથી કીધી એક તેણે નજર,
ને ધીમેથી પછી જમીનની તરફ,
તે વલ્યો નમી, જુદઈને દરદ.
થાએ બલતા આશકનાં જીગરની ફાડ,

ધારયા માશુકને શું તેનો વિચાર?
આશક રડે ત્યારે તે ખડખડ હસે,
ને તાણા ને ટકોરથી તેને ડસે.
જોઈતું હોએ જે જગે સખુનનું મધ,
દરદી આશકનું જે ખરૂં ઓસડ;
વાપડે તે, તે જગે એવા સખુન,
ઝેહરી ને કડવા, જાલમ ને જબુન,
કે મરતા આશકને તે મારે બેવડ,
ચારગણા, પાંચગણા, પડતા તે પર.
કરેછ જ્યારે મોહબત જીગરમાં મથક,
થાયછ ત્યારે ત્યાં કેવું જાલમ દરદ,
તે માશુક શું જાણે નાજુક ને નરમ,
જોબનના મદમાં ઉછલતી ગરમ?
પોતે પડતી પોતાનાં તન પર મોહીત,
પડ્યો જેમ નારસીસસ[1] નાલાંમાં જોઈ,
પોતાનાં તન ઉપર પોતે મોહીત.

આપ મહને તું, અએ ખોદા! એક મકાન,

૧. એક ઘણોજ ખુબસૂરત જવાન હતો, જે સીફીસસ અને લીરિચાપ પરીનો છોકરો થતો હતો, અને બીચોશીયામાં આવેલાં થેસપીસ શેહરમાં જન્મ્યો હતો. એને વિષે એવું કેહવાયલું છે કે પોતાની દિલ-બેહલાવનારી સુરતનો પડછા એક નાલાંનાં પાણીમાં પડેલો જોવાથી તે તુરત તે ઉપર મોહીત પડી ગયો, એવું વિચારીને કે તે સુરત તે પાણીમાંજ વસ્તી કોઈ પરીની હતી. આ પરીપયકરને મેલવવાની પોતાની સઘલી કોશેશો ફોકટ જવાથી તે એટલો તો ચીરડાઈ ગયો કે આખરે નિરાશ થઈ તેણે જીવ ઉપર કીધું.

જ્યાં ઘાસોનાં રંગીલાં દોડતાં મેદાન,
ચહડઉતર લીલાસમાં ટેકરાઓ પાસ,
વિટલાયલાં હોએ; ઘેટાંબી સાથ
અહિં તહિં ઝુમખામાં ચરતાં દેખાએ;
પડેલાં, મારા પગ આગલ, મેદાન,
વાદલોના છાંયામાં પાનાના રંગ,
શીક્રા ને ઘેરા, ઘટ, પાંથરીને તંગ,
ટટાર દિસે. તે વચ્ચે જહરો,
બિલોરી કાચ જેવો નિર્મલ નરો,
મીના–રંગ પથ્થર પર ધ્રુજતો, શરોદ
ધ્રુજાવે અણ્યાલાં ઘાસોથી બહાર,
કાહડે જેમ આરગીનમાં ભેંપુરી રાગ;
હસતા તે જહરાની કિનારી પર,
ઘાંટરોકાં રૂપેરી ફુલોની પાસ,
ચલ્લીઓ સરકતી લ્યાં અને ત્યાં
ગેલ કરતી ઘાસોમાં રમતી દેખાએ,
ડુંપીને ખાઈ જતી પાંદરીઓને,
ને ઉડીને હીલવતી ફુલો ને ફલ,
ઝીહલી લઇ ચાંચોમાં ટપકતો દવ,
હીલવી તે ચાંચોમાં ગલતી તરત;
પીલા પટાની મધમાખીઓ ત્યાં
ઉદ્યોગની કરતી હોએ ચહડ ને ઉતર;
દેલ્યા[1]ના મખમલી તકિયા ઉપર
પાંખોને પાંથરીને બેઠું પતંગ,

૧ Dahlia.

દેખાડે ત્યાં વચ્ચે સોનેરી રંગ,
ચોંહટાડી પાંખો પર ટીપકીઓ તંગ.
કાહડે વચ્ચે ધતુરો ડોકીને બહાર,
સાંઠા પર ઉભેલો સીધો ટટાર;
ઝાડો જ્યાં દેખાડે જંગલની વધ,
કુદી જઇ હુન્નરની તાપતીપી હદ;
ફેંકતાં જ્યાં દૂર, ઘાસથી, દોડતી ચશમ,
દિસે પાહડો દૂર ઉભા, મુગા ને મંદ;
આપે ઘાસ-રંગોમાં ઝાંખી જહલક,
વિંટલાયલા વાદલથી કમ્મર તલક;
અજબ રીતે જમીનથી ફુટેલા તે,
દિસે પોહલા પાયા પર ચોંહટેલા તે;
ટીકે કોઇ અણ્યાલી ટોંચથી આકાશ,
દેખાડતો બાજુ પર સૂનેરી ઘાસ;
ઘુરે કોઇ, મેદાનને જોતો, ચોપાસ,
દાંયાંઓ પીસી દેખાડતો તહરાસ,
ફેલાવતો સાંધાની ડરામણી વધ,
ઉઠાવતો આસમાન પર રાક્ષસી કદ.
નીચેની ધરતીથી ઉગતો સુરજ,
ફેલાવતો, વાદલને ફાડી, કિરણ,
રંગે મિનારા, ને પાહડો, ને વન,
ત્યારે કોઇ તાજા કિનારા પર તન,
આવી એક એકાંત જગાની અંદર,
નાખીને જોઉં હું હોરમજદની લીલા!
અરે ક્યારે આવે એવો એક દન!

યાદ છે મહને વરસોની વાત,
જ્યારે માથેરાનની ટેકરીઓ પર
કુદાવતો પાહડ, અને ઝાડો, ને વન,
ને ટીકતો હું પાહડોની ટોંચો ને તન,
રમે જ્યાં ધુમ્મસમાં રાતાં કિરણ,
ચહડતાં, ઉતરતાં, ને કરતાં ગમન ;
વીંધી નાખી ધુમ્મસને આર અને પાર,
ઉઘાડતાં પાહડોનાં લીલાં કપાર,[1]
લીલાં તો ખરાં પણ એવો લીલાસ,
કે સોનેરી લીલાસ જો કેહીએ તેને
તો ખોટું નથી.—તેઓની પાસ
ઝુમે વાદલોના રૂપેરી ઢગ,
દેખાડતા કોઇ જગે સોનેરી રગ.
ભેટેછે રૂહો મુલાકાતને વખત,
આબાદીથી ભરપુર આએ નીચલી જગત,
પવિત્રોની ભલી તે ફરવશીઓ
વિટલઇને, એવાંજ શું વાદલોમાં
ત્યાં આવતી હશે?—કોણને ખબર
કે પવિત્ર પેલી જગતથી આ જગ,
તારાઓની પાસેથી વાદલોમાં
વિટલઇને સરકતી આવતી હશે!
અથવા તો કિરણ પર સરતી સરલ,
આસમાની રંગોમાં કરતી ઝડફ,
ધરતીને ગોલે ઉતરતી હશે !

[1] કપાલ.

એશ અને અમનના આમદાદ વખત,
શીતલ કોઈ ટેકરીનાં મસ્તક ઉપર,
ઘાસો પર આવીને ફરતી હશે!
અને યા એલુંબી—અજબ નથી—
કે હોશઆમી દવથી ઝુમાતી કલી,
પાંદરીઓ ખીલવાની તૈયારીમાં,
ગોલાબી પોતાની છાતીઓ પર,
ઉતારો તેઓને આપતી હશે!

આજનો સુધારો, ઈત્તર ને ચ્યાક,
નહિ માને રવાન ને રૂહોની વાત;
કુદી જાએ ઘાંસલથી ધરતીની બહાર,
પણ બીલ્લસનો નહિ રાખે પુરતો વિચાર;
આસમાનો પર ચહડાવેછ ડોલથી ચશમ,
તારા સેતારાનો બુજે ભરમ,
પણ નહિ જાણે પગની હેઠલની રજકણ,
હજારો જીવ જેમાં પામે પોષણ.
ચાલતી કાતરપેરે તેમની જબાન
દોડતી શું કાપે તે નહિ રાખે જાણ.
રસ્તાખેજ, અમર્ગી, ને જીવ ને રવાન,
બાલકના હાતમાં રમકડાં સમાન,
કપઈ, વહરઈ, ભાગીને કટકાઓ થાએ,
પછડાતાં, અફડાતાં, તુકડાઓ થાએ.
અધર્મી જમાનો આયો[1] એવો આજ,

૧ આવ્યો.

નહિ રાખે દાદારનો મોભ્ભો કે લાજ ;
હસ્તી પર ખુદ તેની દોડાવે શક,
"ખોદા શું ?" "ખોદાઈ શું ?" બોલે બેધડક ;
ફલાનું, ને પેલું, ને ઓલું, ને આએ,
કીધું, ને કરશું, ને હમોથીજ થાએ,
એવા એવા ગરૂરીભર્યા વચન-
થી ખિયાલોમાં કુદેછે તેઓ ગગન ;
બલુનોમાં બેસીને માપેછ હવા,
સેતારા ને ચાનો પર માગેછ જવા.
નામી સુધારાની આજની જગત,
—ભુંજેલો પાપટ નહિ જેથી ભંગાય
પણ મારે જે જગતો ભાંજવાની બુમ—
કરે ખાલી વાતોથી એવી દમ્મર,
કે ડાહપણુબી અચકી ત્યાં નમાવે સર.
" ધસી જાએ મુરખ ત્યાં બેધડક,
ફરેસ્તા અચકે જ્યાં મેલવાને પગ." ૧
ડાહ્યો બેસે મંડલીમાં મુગો ને મંદ,
મુરખ ત્યારે વાગે જેમ ઘોંઘાટી ઘંટ.
બાલકના હાથમાં ઘુંઘરો વાગે જેમ,
છે મુરખના હાથમાં જબાં તેની તેમ,
ઉછલી તે કરે બીનઅર્થના અવાજ,
હીલી થતી પોતે પોતા ઉપર શાદ.

૧ Fools rush in where angels fear to tread.—Pope.

# માહરી મજેહ.

## ૭

### સાર.

માહતાબનો પ્રકાશ—હોરમજદના ભેદો પામવાની ઉમેદ—તે ઉમેદ બર લાવવાની મુશ્કેલી—અવસ્તાઈ કલામોની મોતેબરી—જરથોશ્તે તે કલામો ભણી કીધેલા મોજેજા—કવિતાઈ શકિત માટે જરથોશ્તને વિનંતી—વિચારોને સેહલી અને સાદી ઈબારતમાં દરશાવવાની ખુબી—કુદરતના દેખાવો તે સાહેબની યાદ આપણને આપેછે—હોરમજદની બોહલી શકિતનું બ્યાન તથા વખાણ—પાપી કરમો માટે અંધકારથી મલતી સવલતા—ખુનના દેવથી ઉપજતાં ત્રાસદાયક પરિણામ.



# માહરી મજેહ.

૭

રોશનીમાં ડુબેલો ખીલતો માહતાબ,
વિખરાયલાં વાદલથી નિકલેછે બહાર,
ઝલકાટભર્યા ચેહરાને ખોલ્લો કરેછ,
દમામભર્યો વાદલમાં રસ્તો ધરેછ ;
ખડક, ને પર્વત, ને મેહલો, ને ઘર,
કરેછે પરવહી રોશનીથી તર ;
ગબડતા, ઉછલતા, મોજાની કોર–
પર ચહડાવેછ રૂપેરી કિરણનો ઢોર;[1]
સરોવરનાં ઝાડોનાં મથાલાં પર
નેસાર કરી નાખેછ તે રોશનીનો જર;

---

૧ ઢોળ.

ભરાયો હવે તે વાદલ અંદર,
ડુબાડ્યું અંધીમાં સુકકું ને તર;
નિકલ્યો વલી તે વાદલથી બહાર,
રોશનીનો કરતો કુદરત પર નેસાર.
ઝલક ઓ ચંદર ! તું ઝલકતો રેહ,
રેલ તાહરાં તનમાંથી તાહરી ઝલેહ !
ફરૂં જો એ ઘડી તાહરી હેદલ,
તો વલે દુખ્યાં તનના ઊભરાને કલ.
ખુશાલીના ઉભરામાં જોઊં તાહરી ગમ,
તો ગંદીલી દુન્યાને તજું એકદમ.
જીવ થાએ માહરો, ગુમ, તાહરી અંદર,
તો કરે તે આકાશનાં પેટમાં સફર,
જોઈ વલે છુપા ભરમો ને ભેદ,
ઉસ્કેરઈ ઊડે તે એટલો તો ઠેઠ,
કે હોરમજદનાં તખતની પાસે પડે,
અખુટ તે રોશનીને આંખમાં ધરે;
અમસાસપંદના સાયામાં રમતો ફરે,
ઈજદોની સંગતમાં દોડતો ફરે;
લખે તે ઉસ્કેરઈ એવા હરફ,
કે વાંચતાંને વાર આપે દિલમાં હરખ;
હરખ આપે એવો કે ધુજારો, દિલ,
ઉછાલે ખુશી જેમ દર્યાએ નીલ;
છોડે ઈચ્છાના દબાયલા જહરા,
સુખનો પ્રસારો ને દુખ નહિ જરા.
અરે ! અરે ! એ બધા ખ્યાલી વિચાર,

ફતેહ તો જવલે, સદા મલે હાર !
અમર્ગી શોધતી ઊછલતી ઉમેદ,
આશાના બંધમાં પડેલી જે કેદ,
તે ફોકટમાં ઊછલીને પડે હેઠલ,
લુટાએ નિરાશાથી આશાનું બલ.
જર છતાં જીંદગી ઝેહર માહરી છે.
જ્યાં જોઊં ત્યાં આફત ને હેજગારી છે.
અરે ઓ હોરમજદ ! ઓ ગેબી ખોદા !
નિરાશ પણ તુંને હું પૂજશ સદા !
સદા તાહરી કેતાબ અવસ્તાઓ ઝંદ–
ની કોતરેલી રાખશ આ છાતીમાં પંદ.
મગજની પેટીમાં તાહરા કલામ,
એકીનથી બંધ કરી રાખશ તમામ.
એકીનની દેવશ હું એવી તો કલ,
કે છટકે નહિ તેઓ, ત્યાંથી એક તલ.
જલવઈ રહે જહવેર જેમ દાબડા અંદર,
કેદ પડે પક્ષી જેમ પીંજરાં અંદર,
રાખશ તેમ તેઓને ધરેલા ત્યાં,
ખોવાએ કે છટકે નહિ પડેલા ત્યાં ;
પડેલા મારે ત્યાં એવો તો તાપ,
કે નહિ ત્યાં બુરા· વિચારોનો દાગ.
મગજ કરે પોતાનાં બારણાંઓ બંધ,
કે નહિ પેસે બુરા વિચારોની ગંધ ;
દુઝ્મ્ત આવે જો ધસારાબંદ,
તો ફરે તે પાછો થઈ સુસ્ત અને મંદ.

તેમના તાપ આગલ તે નહિ ઠરે,
પોકારતો પાછલ તે પગલાં ભરે.
એવું તાહરા કલામમાં અજમતી નૂર,
કે જ્યાં પેઠો તે ત્યાંથી દુરૂખ્ત દૂર.
ભણ્યો જરથુસ્ત જ્યારે અહુનવર બુલંદ,
થયા બુરા દેવો અવાખ્તરમાં બંદ.
ગાઈ જ્યારે જરથોસ્તે પરથમ અશેમ,
ઉંધી વલી દેવોની ગોઠવેલી નેમ;
બાંગેબુલંદ જ્યારે પઢિયો સરોશ,
ખોઈ દીધી દેવોએ અક્કલ ને હોશ;
હાહો ને હીહાથી નાહઠા તમામ,
ઢંકાયા દોજખના ગારમાં નનામ.
કહ્યા જ્યારે જરથોસ્તે ગાથા વચન,
નાચી રેહી કુદરત તે શુરથી મગન;
મઘન થઈને ઝાડોએ નમાવ્યાં તન,
નમાવ્યા ફ્લોના બોજા અર્પણ.
થંભ હવા છુટી થઈ ફરવા લાગી,
ચોમેર સુગંધને પાંથરવા લાગી;
ઉઠી ઉભી પાંદરીઓ કલીઓની,
જોશ પર ચહડી રગો ફુલ ડાલીઓની.
હસતી કુદરત ચોમેર રંગીલી થઈ,
હર જગે ખૂશીની અસર ફેલઈ.
છોડી દીધું પક્ષીએ ગાનું મધુર,
જરથોસ્તના ગાથામાં થયાં ચકચુર.
ગાથામાં ચાલ્યો તે ઘાસો ઉપર,

ઉસ્કેરઈ આકાશ પર ફેંકતો નજર ;
મગજની આંખે તે જોતો ખોદા,
વાદલમાં બેઠેલો દિપતો સદા ;
જોતો તે મગજમાં આસ અને પાસ,
પકડવા ખોદાનો અખુટ ઉજાસ.

અરે ઓ જરથોસ્ત ! પવિતર ને પાક !
કવિતાની ચીંગારી જીગરમાં નાખ !
મુરદાલ માહરા દમને તું તેજીથી ભર,
કે કાહડે તે સખુનો મીઠા ને તર.
લુખ્ખી માહરી જબાનને વેહતી તું કર,
કે ખુશી થાએ તેથી ફુલ સુકકું ને તર.
ખેંચુંછું અમસ્થું ભેજું ને રગ,
પણ જન્મે નહિ તેથી કંઈ મીઠા હરફ.
બેઠેલા રૂસઇને બુલંદ વિચાર,
માગુંછું ખેંચવા મગજમાંથી બહાર ;
પણ હટીલા એવા ને બોંહસીલા તે,
કે સરકી જાએ હાથમાંથી ધરાયલા તે.
મગજને ઠોકું કે સુતા વિચાર,
સજાગરૂ બનીને ઘટતા પોશાક
પેહરીને નિકલે ઓરડામાંથી બહાર,
પણ અંતે હાર ખાઇને બેસું નાચાર.
નહિ જોઇએ મહને બુરખાદાર વિચાર,
જે ઢાંકેછે પોતાનો ઝલતો દિદાર ;
ભારી ભારી શબ્દોની વણુત અંદર,

બનાવેછ પોતાનીજ જેઓ કબર ;
દટાયછે જ્યાં તેઓ એવા ગુપટ,
કે સમજને પેસવાનો નથી ત્યાં વગ.
ઢંકાયલું જો રહે ફલ પાતરાં અંદર,
તો લટકતું નહિ જોતી તેને નજર.
પણ છુટક જો પાતરાંમાં લટકેલું હોયછ,
તો દિલ, હર જોનારનું, ચલકેલું રહેછ.
ચામડીની તેની કુદરતી ચલક,
ઝાડોમાં ઝલકતી આપેછ હરખ ;
તેમ એક બુલંદ ને સારો વિચાર,
કરેછ જો સાદો ને ખોલ્લો આકાર,
તો મગજમાં હરદમ તે લટકેલો રેહછ,
સાદી સમજમાં તે ઝલકેલો રેહછ.

કરેછે ઉછલીને મોજા ઘોંઘાટ,
પણ શાંત અને ગંભીર દિસેછે આ રાત.
પાતરાં પર ધુજાવેછ પવન સિતાર,
સુરરર અવાજો કાહડેછે બહાર.
ધરેછ તે સરવનાં ઝાડોની સોડ,
ને કાહડેછ તે ગાયનના મીઠ્ઠા શરોદ.
મોજાની છોલ અને સરવના સાદ,
પવનની સાથે તે સાહેબની યાદ,
જીગરનાં મધ્યથી, ખાલી કરેછ,
જે તરતી ચાંદનીમાં દોડતી ફરેછ.
દીધું કોણે સરવનાં ઝાડોને શુર,

ધુજી ગાયન કરવા નજદીક ને દૂર ?
કીધાં કોણે પક્ષીઓ ગાયનથી પૂર,
કે ધુજાવે ગલાંથી ગાનું મધુર ?
ભર્યું કોણે ચંદરના ગોલામાં નૂર,
કે દોડાવે કિરણો નજદીક ને દૂર ?
કીધા કોણે મોજાઓ મારતા પોકાર ?
કીધી કોણે રાત, અને સાંજ, ને સહવાર?
કીધા કોણે આકાશના ચોડા ને પડ,
વિટાલી વાદલ એકકની અંદર ?
વેર્યા કોણે તેઓમાં તારા રોશન,
અટકીને ઉભેલા અદ્ધર ગગન ?
અરે ! છે સંધી એ હોરમજદ રમત,
જે શુધ્ધો, ને સફા, ને છે બિનકપટ ;
જે જોતો, ને જાગતો, ને સજાગરૂ છે,
જે ઈનસાફી, ધીરો, ને દયાલુ છે ;
જે બુરાઈના કરનારને મારનારો છે,
જે નેકીનો હાથ મક્કમ ધરનારો છે ;
જે રંજ અને આઝારનો ટાલનારો છે,
પુખ્ત અને ઘણું જે જોનારો છે ;
દગાએ નહિ એવો તે કિરતાર છે,
ફરેબ નહિ દેનાર તે દાદાર છે ;
ભવિષ્યમાં પેઠીછે જેની ચશમ,
નથી જેથી છાનો કોઈ છુપો ભરમ ;
કીધા જેણે દર્યા, ને ઝાડો, ને વન,
કીધાં જેણે વાદલ, ને ધરતી, પવન.

ધર્યો આ ચંદરવો તેણેજ ઉપર,
ને તાંગ્યા તેની માંહે સૂર્ય ચંદર ;
જગેજગ તારાની જડત કીધી,
મીનારંગી વાદલની ભરત કીધી.
ફુંફારો જો મારે તે વાદલની બહાર,
તો ધ્રુજે, તે ધપકારે, ધરતી ને પાહડ.
મુઠ્ઠી તેની ચંદરનું કેદખાનું થાએ,
તો ચાંદની નહિ તેથી જગ પર ઢોળાએ.
કાહડે એક આડો સૂર્ય સામે હાથ,
તો ડુબે અંધારીમાં ધરતીનો પાત ;
રેહઠાણોમાં દોડે જાનવરોની જાત,
દાહડાને માની આસાયશની રાત ;
કરે ઉડતા કાગડાઓ દોડતા પોકાર,
કે “ ગીયો સુરજ, હવે આવ્યો અંધકાર ;
જઈએ હવે હમો આરામની જગા,
લટકાશે સુરજ બામદાદની વેલા,
ને દોડાવશે હરજગ સૂનેરી કિરણ,
ઝલકતાં કરશે પાહડ, દર્યા, ને વન,
ઢોર[1] આપી કરશે ઝમકતા મિનાર,
ચલકાવશે પાણી ઉછલતાં કિનાર,
રોશનીની પીલી પરવહીની અંદર,
ચમકાવશે દવ, અદ્ધર, ઝાડો ઉપર,
કરશે સુક્કી ધરતીને ઝલકથી તર,
ચલકાવી અનાજનાં ડોલતાં ખેતર,

૧ ઢાળ.

આવશું ત્યારે હમો રેહઠાણોથી બહાર,
દોડી ધામી માનશું ખોદાનો આભાર ;
ખુણાં ખંટોલાંમાં શોધશું ખોરાક,
ખોરાક આપશે કીડા, ને કચરો, ને ખાક."
એવો છે તે માયાલુ મોહટો દાતાર,
કે ઢોળેછ તે સઉ પર સરખો ઉપકાર ;
નથી રાખતો બુલબુલ ને કાગમાં ફરક,
ધરેછ સરખી ન્યામતો તેમની તરફ.
વંજતરની પેટી છે બુલબુલી પેટ,
કઠોર સાદે કાગડાનું દોડેછે હેત ;
પણ એકસરખી રીતે ફુલફલની ન્યામત,
સમાવેછ કાગ ને બુલબુલી હાજત ;
બુલબુલ ઉડી ફુલ ઉપર નખરાં કરેછ,
તો કાગ ફલ કોતરીને પેટું ભરેછ.
સોહામણું કીધુંછ એકને ગાયનથી પૂર,
તો કાગની અક્કલથી કાધુંછ તેને દૂર.
બદસૂરત એકને કીધોછ ને કઠોર,
તો આપ્યુંછે તેને પૂર અક્કલનું જોર.
તરાજુને એ રીતે સમતોલ કીધું,
નથી રાખ્યું દોરો ઉપર કે હેઠું,
વજનમાં કીધી બંધે બાજુને એક,
ન્યામતના જોખ મેલી તેમાં અનેક.
નજર તેની છે એટલી તીણી ને તેજ,
કે રજના ઉમેરાનો નહિ રાખે ફેર.
છે તેની શક્તિ એટલી તો કામેલ,

કે ટીપાંમાં રચે તે દર્યાઓ સેહલ.
કરે સુક્કા કાંદાનું સોનેરી પડ,
નાઘલાં પરમાણુની જગતોથી તર.
કીધી તેણે નમતી, જગ, સૂર્ય તરફ,
કે પામે તે દાહડાની બલતી ઝલક;
ફેરવેછ જ્યારે પાછલ તે તુંદીથી સર,
ઓરાયછ[1] તેનો ચેહરો અંધારી અંદર,
દેવોને દોડવાનો આવેછ વખત.
અદેખાઈ, ને લુટફાટ, ને કીનો, કપટ,
છુટાં થઈ ચોગમ ભટકતાં ફરેછ,
ગુનાહભર્યાં કામોમાં રસ્તો ધરેછ.
આકાશ પર હોયછ જ્યારે સૂર્યની આંખ,
ઉગેછ ત્યારે ગુનેહગાર દેવોને પાંખ;
નીસ્તીમાં થાયછ તેઓ ઉડી અનદીઠ;
પણ ફેરવેછે સૂર[2] જ્યારે તેઓ પર પીઠ,
જોશભર્યા થઇને ત્યારે તેજ વખત,
ધસી આવી લેયછે કબજામાં જગત.
ઉંચકેછે ખૂન જ્યારે ભયભીત દિદાર,
ચશમ જેની ફરતી, જેમ બલતો અંગાર;
જીવ લેવા ધકધકતું રાખે જે ધક,
ચહડાવે જે જોશ ઉપર સુતું મગજ,
મગજ—જેમાં કોઈ દિન એક ભલો વિચાર
લંગડીને પડેલો નહિ ઓસ્તવાર;
હિમ્મત કરી આવે એક ભલો વિચાર,

૧ ઓળાયછ. ૨ સુરજ.

તો મગજ તેને, ખરબચડું, ભાંજે તે વાર;
જાતી કમસમજનો જેમાં ખડક,
નેકીને પેસવા જે મોહટી નડત.
ઉઠે સાત સમૂદ્રો, સામટા ને સાથ,
પણ ધોવાએ નહિ તેથી ખૂની રાતો હાથ.[1]
અરે ઓ ખૂન! તાહરૂં મોહડું તું ખાર,[2]
કેટલાઓને કીધાછ તેં જબરીથી ઠાર!
લાવ્યોછ તું કેટલાંનાં કમોહત મરણ,
ખુશાલીની જગે પાથર્યાંછ રડણ?
બેટાના મોહત પર બાપ રડતા કીધાછ,
પાહડપેરે આંસુથી જહરતા કીધાછ.
માતાઓને બેટી પર રડતી કીધીછ,
દબાયલાં દર્દોની ભરતી કીધીછ,
છાતી બેચેનને ધપકતી કીધીછ,
આંસુથી આંખો તપકતી કીધીછ;
ઉછાલ્યાંછ છાતીઓમાં ગમનાં તોફાન,
તોડ્યાંછે દોસ્તોનાં દોસ્તથી પેમાન.
આફતને ફેલાવવી છે તાહરૂં કામ,
બોર્યાછે[3] હાથ તુંએ લોહીમાં તમામ;

૧ શેકશપીઅરની નીચલી લીટીઓ સરખાવો:—

Will all great Neptune's ocean wash this blood
Clean from my hand? No; this my hand will rather
The multitudinous seas incarnadine,
Making the green one red.—

*Macbeth, Act II, Sc.* 2

૨ બાળ. ૩ બોળ્યાછે.

અંધારીમાં કરેછ તું અંધારાં કામ,
આંખો તાહરી રાતી જેમ લોહી તાહરૂં કામ;
લડાઇઓમાં લેયછ તું હજારોના જાન,
તલવાર ને ગુરજથી વાલેછ મોહકાન;
ભયંકર લડાઈ જેના ભાલા ઉપર,
ઉછલતી સુલેહ લોહી–રેલામાં તર,
દોસ્તીમાં દોડેછ તે તાહરી આગલ,
ઘસડતી તુંને પોતાની પાછલ,
ઉડાડતી ડોકાં હવાની ઉપર,
દોડાવતી ભાલા જીગરની અંદર,
ગગડાવતી ગોલે આફ્ત ને ગજબ,
કિલ્લા ને કોટોને કરતી કબજ;
કુદાવતી પાહડો, ને દર્યા, પર્વત,
ગગડાવતી રથો, ને તોડાવતી સફ;
ખંજરોથી ચીરતી સીનાઓના ગાહભ,
તીરોથી કરતી સિપાહ પેચોતાબ;
બુજાવતી જીંદગીની બેમૂલી જોત,
વેહવારતી લોહીઓની નદી ને ધોત;
ઉઠાવતી તલવારને આકાશ તરફ,
ને ઉસ્કેરતી ફોજોને કરવા લડત;
ધસારાબંદ દોડતી તે ટેકરાઓ પર,
ઉછાલાબંદ મારતી સિપાહ ને લશ્કર;
વીંધી નાખતી બાલકને ભાલા ઉપર,
ચીચારી પાડે જે જોઇને માદર;
તોડી નાખતી મેહલોના સોનેરી થામ,

ધુલોમાં રેલાવતી તેમના દમામ ;
જમાનાનાં બાંધેલાં રાક્ષસી કામ,
મટોડીમાં કરતી પલકમાં નનામ ;
વિદ્યા ને હુન્નરના સંગ્રહો તમામ,
ખરચેલાં જે ઉપર લખ્ખોનાં દામ,
તોપોના મારાથી કરતી તારાજ,
નહિ કરતી શરમ, નહિ, અરે ! કે લાજ.



# માહરી મજેહ.

## ૮

### સાર.

ઉગતી સહવારનો દેખાવ—મોહટાંઓથી નબલાંઓ ઉપર ગુજરતો જુલમ—નમનતાઇ વિષે કુદરતમાથી મલતો બોધ—કેલોના એક વનનું વરણન—તે ઉપરથી ઉપજતા વિચારો—પાહડોના ઉઠાવ જોવાથી ઉપજતો સંતોષ—એક ટાપુનો દેખાવ—માછીની જાલમાં પકડાતી માછલીઓની હાલત ઉપર આવતા વિચારો—પાણી ઉપર ચાલ્યો જતો એક બગલો—વાદલોના બદલાતા આકાર—હોરમજદની નેમાજ.



# માહરી મજેહ.

## ૮

સલગી જ્યારે આકાશ પર સૂર્યની જોત,
ઉંઘાડ્યા ફુલોએ પોતાના હોટ,
ખુશાલીથી માર્યા સુગંધીના દમ,
હસી હસી હીલવે દવ–ટીપાં નરમ,
આપતાં જે પરવહી હીરાઓની યાદ,
હીલી કરતાં ઝલકને રોશનીમાં જ્યાદ.
ખખડે સુક્કાં પાતરાંઓ પગની હેઠલ,
ઘસડી લાવે પવન સુગંધને શીતલ.
પક્ષી કુદી પાણીમાં કરતાં અવાજ;
ખબોચ્યાંમાં ડુબીને કરતાં'તાં નાજ;
ઉડી જઇને ઝાડો પર સુકવતાં પાંખ,
સમારવા પીછાંને ભેરવતાં ચાંચ;
ધ્રુજીને ખંખેરતાં પાણી હેઠલ,
તે ભીંજવતાં નીચે ફુલ, પાતરાં, ને ફલ.
ઝમાની પુછડ્યો મરધો રાની,
ઉતારતો ઘાંટીમાં નિર્મલ પાણી.

મારે દેવતરસ્યું રબ પર પોકાર,
જેવું તેનું નામ, તેવુંજ તેનું કાર.
ખાએ, બેસી ડાલી પર, ઉમઈ, તીતવન,
ને પાતરાંઓ ખખડાવતું ઉડે ઘોભન.
બલુ ને સોનેરી પીછનું પેહરન,
ચાસ ધરે ખોલ્લું આફતાબને કિરણ.
ચુમતા આંબાઓ એકકમાં મલી,
બનાવી'તી કુદરતે ત્યાં એક ગલી;
લટકતાં જ્યાં ઉપર ચલ્યાંનાં ઘર,
વગર પીછનાં બાલકો જેની અંદર;
શોધી ખોલી લાવતી કીડાઓ માદર,
ને મુકતી તે બાલકનાં ડાચાં અંદર;
વકાસીને કરતાં'તાં જેઓ ઘોંઘાટ,
ખોરાકને મેલવવા કરતાં કકલાટ;
વધુ ઓછો નહિ આપતી માતા ખોરાક,
એકસરખી મટાડતી કોહાની આગ.
મતલીનમાં છુપાયલો જહરો, અવાજ
ફેલાવતો તે વનમાં ત્યાં દૂરદરાજ;
પથરીઓ પર ઉછલીને કરતો ગાયન,
ચહડી'તી કુદરતની મોહબત પર વેંન.
વાદલોએ પેહર્યો'તો મીનાનો રંગ,
ઓરવી'તી લીલો ને બેઠાં'તાં સંગ.
ઝાડીઓમાં ઉછલે હરણોનાં તન,
જીવ લઇને નાહસે સસલાંઓ બિકણ.
ખીસકોલીઓ થડ આગલ ખાતી ખોરાક,

સનસારો થતાં જે નાહસે શેતાબ ;
ચહડતી તે ઝાડો પર ઝડપુ કદમ,
ને ફેરવતી પાછલ તે બિકણુ ચશમ ;
ઘડી ઘસતી પુઠ ઉપર બેસી તે પગ,
ઘડી થતી ઝાડોમાં દોડતી ગુપત.
દલગીરીમાં મેલવુંછ હું ખરી મજાહ,
કુદરતનાં કામો પર કરતો નેગાહ.
આરસીમાં પડ્યું હોએ જાણે ચિતર,
લાગે તેવો તે દેખાવ વિચિતર.
ગોઠવે શું આરસીમાં રંગારો રંગ,
ચહડતી કલાથી દિલ ધરતો ઉમંગ,
રંગો, જે કુદરતે ઓહલા તે જગ
પાંથર્યા'તા ફુલફલને સાંધે ને રગ !
દૂર દિસે આંબા ને ઘાસોના થર,
સુરજની રોશનીનું જે પર વસતર.
આપે દૂરથી લીલો રંગ આંખને થંડક,
વચ્ચે વચ્ચે નિકલેલા ખોડકા ખડક ;
સુહમારૂં ને ગોલ કોઇનું નિકલેલું પેટ,
ખરબચડો પોંહતો કોઈ અણ્યાલો ઠેઠ ;
નીચાણમાં જોએ કોઈ તો વાંકો વલી,
જાણે ઓએ ગબડીને પડ્યો ઢલી ;
તણઇને કાહડેલી કોઇએ તો ડોક,
કુદીને કરતો હોએ જાણે કરોધ ;
દિસે કોઈ ગમગીન ને વેરઈ જતો,
કોઈ, દુખી, આફતમાં તણઈ જતો ;

હીલે કોઈની આગલ તો રૂપેરી ફર્ન,
અથડતો જાએ જે પર ચુમતો પવન,
કરે તેના કાનોમાં છુપી કંઈ વાત,
આશક જેમ મોહબ્બતથી માશુકની સાથ;
ઓઢે કોઈ તો પીથ ઉપર ઘાસોના ઢગ,
દિસે કોઈ તો નાગોજ તદન રંગેરગ;
ચહડે કોઈના કાંદા પર બકરાંની હાર,
વધી ઉભો કોઈ કાહડી ઘુંટણને બહાર;
ચીરી નાખે કોઈ, ઉઠી, વાદલના ઢગ,
કરે જેઓ વિખરઈને બાજુ અદબ;
કરે મોહટો નાધલા પર જોર ને ગજબ,
તો કરે શું નાધલો, ત્યાં, સિવાએ અદબ?
ફુંકેછ જ્યારે ઘાસો પર, ધસ્યો, પવન,
કરેછ તેઓ, કમ્મરથી વલતાં, નમન;
બચેછ તેથી તેઓનાં નાજુક બદન,
ખૂશી થતો જાયછ તે પર દોડતો પવન;
પણ માટેલા ગાંઠોનો ચોંહટેલો ઓક,
ઉઠાવેછે તે સામે પોતાની ડોક,
ને ધરેછ તેની સામને મજબુતીથી પગ,
તો ઉખેડેછ પવન તેના સાંધા ને રગ,
ખેંચી કાહડેછ પલકારમાં તેની તે જડ,
પેવસ થઇને પંથરાયલી જમીનને વગ;
રહેલી અંધારાંમાં તે સો વરસ,
જનાનામાં હોએ જેવી બઇરી ગુપત,
મહલાજાથી, નહિ પોંહચે જે જગ સુરજ,

ઉડેછ તેનાં પીછડાં પલકારમાં અજબ.

ચહડાવતાં પાહડોને માથે ચશમ,
દિસે જંગલી કેલો ત્યાં કરતી નમન;
એકવાર ફરજંદોની માતા તે થઈ,
સંતોષથી જાયછે તે સેવટ સુકઈ.
આવેછ જ્યારે એમ તેની હસ્તીની હદ,
આપેછ ત્યારે તે બીજી જીવતીને વગ.
ઉખેડેછ માણુસ તેનો ધરતીથી પગ,
ધરેછ બીજી નાધલી ત્યાં હિમ્મતથી દગ.
જોબનના મદમાં ઉછલતી તે જાયછ,
મરતી તે કેલ પર મજાખભરી થાયછ.
એશ અને અમનમાં તેનું બદન,
ગરૂરીમાં ઉછલીને જાયછે ગગન.
સેવટ જ્યારે આવેછે તેનું ઘડપણ,
ને જોયછ જ્યારે પોતાનું મરતું બદન,
આગલી તે તુંદી પર લજવાતી થાયછ,
લીલાં તેનાં પાતરાંઓ નમતાં દેખાયછ;
ખરેછ તેનાં તનપરની ચામડી જરદ,
કરમાયછે પાતરાં ને સુકેછે જડ;
સોહામનું બદન પોતે પાણીમાં રોજ,
પડછામાં નાખીને કરતી મરોડ,
હીલી હીલી તપાસતી પોતાનું તન,
ખૂબસૂરતી દેખીને થતી મધન,
થઈ આજે તે રીબી મોહતને અર્પણ,

પોતે જોયછ પોતાનુંજ મરતું બદન.

પુલનાં ગંદાર્યાથી પાણીનો રોહ
થાએ ધ્રુજતો પસાર, તે તરફ તું જો!
ધ્રુરેછ તે પર પુલ ઉપર બેઠેલો સિંહ,
પથ્થરમાં કોતરેલો જેનો ઉદાવ.
ગંદરાંથી દિસે મેદાનોના ભાગ,
લીલી હલિયારીથી થયલા ભરપુર;
દિસે તેમની પાછલ ભુરારંગી પાહડ–
ના વાદલસે મલતા, ધુમાલ્યા આકાર;
ટીકી ટીકી જોયા મેં, એકી તગર,
તેના ભયભીત ઉદાવ, જેનાં ભ્રમર ઉપર,
મનુષની વસ્તી નહિ પામે ગુજર.
ફસકઇને પડેલા પોહલા પર્વત,
ચોંહટેલા જમીન, બિનવસ્તી પડત,
ઉદાવે જે, આસમાન પર બીહામણાં મુખ,
તે જોવામાં છે મારી જીંદગીનું સુખ.

મછીમારનું ટાપુ, એક ગંદારાં પાસ,
આડાતીડા પથ્થરમાં કાલું બલક,
પાણીથી ઘેરાયલું દૂરથી દિસે;
તે ટાપુના ખરબચડા કિનારા પર,
ઉભોછે માછી એક ઉંચો ને મસ્ત;
રૂપેરી પાણીના પરવાહ અંદર
ફેંકેછ તે જોસથી એક ભીંગેલી જાલ,

ને પોતાના ધંધામાં હસ્તો મઘન,
કરેછ તે માછલીને મોહતનું ઈજન ;
પડશે જે અભાગણી માછલી તે જગ,
થશે જાલની અંદર તે અફડાતી હક ;
પછાડશે માછી તેને કિનારા પર,
ફફડી, હાંફી, તફડીને થશે આખર ;
વેચાઈ પડશે ફકીરની જોહલીમાં તે,
યા પાદશાહની તેબલ પર રંધાશે તે ;
ચીરશે તેનાં પેટને કોઈ ખૂબસૂરત નાર,
કરતી તેબલ ઉપર ભરથારસે વાત ;
યા તુટશે કોઈ સંગદીલને હાથ તેનું માંસ,
દોડે જેનું જુલમ પર હરદમ દેમાગ.

બગલો પેલો રાતો ઉભા કરી સડ,
ધરેછ રસ્તો સાંએના કિનારા પર ;
કાપેછ તે પાણીનો થંડો પરવાહ,
જે ચુપકીદો લેછ બંધે બાજુ પર રાહ ;
બગલાંની પાંખ જેવા દુધ્યા સપેત
સડોનાં ઉપસેછે પવને પેટ ;
ખારવાઓ ગાએ બેસી તુતક પર ગીત,
"રશ્યાની ફોજ ઉપર તુરકીની જીત."
તે બગલાની પુઠે બોલો તેની સાથ
પંથરઈને થાએ પોહલો પાણીને હાથ ;
ઉડે ટોલું કાગોનું દોલ ઉપર, એક,
ઢાંકેછ જે સોનેરી ધારનું સફેદ

એક દુધ્યું વાદલ, જે ઉંદને આકાર,
આકાશની પાતી પર પડ્યુંછ આબાદ;
બદલાયછે ધીમે રહી તેનો ઘેરાવ,
જે આપેછે હવે એક વાઘનો દેખાવ;
હલવે રહી ધીમું તે બદલાતું જાયછ,
હવે તે કિલ્લો એક તરતો દેખાયછ,
ડુબેલો બારૂતના ધુંવામાં તે,
ઝાંખો દિસે તોપોના મારામાં તે;
બદલાતો થાયછ હવે કુતરો તે એક,
ઝુમે જેનાં બદન પર ગુચડાં સફેદ;
પીસે તે દાંત્યાંઓ વાદલની બહાર,
આંખ તેની રાતી જેમ ધીકતો અંગાર;
ગુસ્સાથી ઊંચક્યાછ ઉભા તેણે કાન,
બન્યોછ હવાનો, પણ શું છે ગુમાન?
કાહાડ્યોછ એક પગ તેણે બાજુ પર બહાર,
ને ઉભોછ તે આકાશના મધમાં ટટાર;
પોહલું થાયછ હવે બંધ્યાર તેનું મુખ,
ગુસ્સો જાયછ ઉડી, ખુશાલીનું સુખ
વિકાલ તેના ચેહરા પર પથરાતું જાયછ,
હવે તેનાં ડાચાં ખુબ હસતાં દેખાયછ,

માનું હોરમજદ! તાહરો કેમ હું આભાર!
કે આપી તેં મને કુદરતમાં અપાર,
અનંત ને અનહદ, બિનપારની મજાહ.
ઓ તું! જે બેઠોછે વાદલની તે પાર,

કરૂં તાહરા ઉપકારમાં નીચી નેમાજ.
નથી એવો ખાંચો, કે ખુણું, કે વગ,
નથી એવી રજકણ, કે સાંધો, કે રગ,
કે પેંઠેલો નહિ હોએ તું તેમાં કિરતાર,
તું જેથી લંબાયા દર્યા ને પાહડ!
તુંએજ આ ધરતીને ફરતી કીધી,
અદ્ધર હવામાં લટકતી કીધી;
વહી જાયછ વરસ, ને મહીના, ને વાર,
પણ ઘડી નહિ લેતી આરામ કે કરાર;
કોઈ બહાને થાક કદી લેતીજ નથી,
તો ગભડશે શું તે હંમેશગી સુધી?
ચાલેછ તે આકાશમાં ચાંદાની સાથ,
બિનહદના વખતમાં થયલી તું હાથ;
હરદમ તાહરા આભારમાં સરતી તે રેહછ,
ઉછાલી મોજાઓને ફરતી તે રેહછ,
અંધારાંમાં હરદમ અધ-ડુબેલી રેહછ,
શોધવા તું, સાગમાં, એ રીતિ ધરેછ;
ગરીબડી ક્યાંથી તું સંગ જઈ મલે,
જ્યાં ફરેસ્તા જોવા તું ચેહરો જલે?
સંતાઇને બેઠોછ તું એવો તો ઠેઠ,
વિટલાયલો વાદલમાં આકાશને પેટ,
કે ફરેસ્તાબી જોવા છે તુંને નાચાર,
અટકેલા, અદેખમાં વાદલની બહાર;
અદેખું, માણસની આંખોમાં એમ,
પણ ખોદાઈ હોકમ ત્યાં અદેખું તે કેમ?

ફરસ્તાની ચશમ છે માણસથી તેજ,
તે તેને જોવા નહિ પામતી હરગેજ,
તો માણસની, નજદીકમાંજ જોતી, ચશમ,
જે બીલ્લસ એક જાએ, ને અટકે એકદમ,
તે કેમ કરી જોઈ શકે હોરમજદ–દમામ,
સદાની રોશનીમાં દિપતો તમામ ?
ફરેસ્તાની પડે જો તે પર ચશમ,
તો આંખો પર હાથ લઈને નાહસે ચોગમ :
વાદલાંઓની કોરો પર વિખરાતા જાએ,
અખુટ તે રોશનીથી અસર એ થાએ :
તો કરે શું માણસ નબલું ને નાચાર,
સિવાએ બંદગીમાં પૂજે કિરતાર ?
મકઈના ડોરા[1] જેટલી હોએ તું–ચશમ,
પણ પામે નહિ તેથી તું હોરમજદ–ભરમ ;
દાડમના દાણા જેટલી રાખે જબાન,
મેહર માફક હોએ એક હજાર તુંને કાન,[2]
પણ ગવાએ કે સંભલાએ નહિ તેની વખાણ,
સંપૂર્ણ થઈ બેઠો જે મહા યઝદાન.
નમન ! નમન ! તુંને પિતા ને બાપ !
નમન ! નમન ! જેણે કીધાં પેદા,
આએ દર્યા ને પાહડ ; ગયું, ને આજ
જે છે હૈયાત, ને ભવિષને હાથ
સોંપઈને પડેલી ચીજો અથાગ,
તે તું થકી છે. મેહરબાનીની રાહ,

૧ ડોળા. ૨ અવસ્તામાં મેહેર યઝદને હજાર કાનવાલો જણાવેલો છે.

હવા અને આબ અને ખાકની ઉપર,
કીધા તું એ જીવંતો આબાદ ને તર;
સ્થાપ્યાં. સોહામણાં, ને સુખ્ખાર કીધાં,
ચાલાક, ને ચબરાક, ને હુશ્યાર કીધાં;
ઉડાવ્યાં પંખીઓ તેં હવાની અંદર,
ને માછીઓ તરતી કીધી પાણી અંદર;
ધરતી પર ઢોરો ને વેહસી હેવાન-
નાં કીધાં તેં લાયક ને લાજમ મકાન;
વચ્ચે કીધું માણસને તેં રબ પેદા,
અક્કલવંત, નીતિવંત, આએ જગનું ખોદા,
ઉભુ ને સીધું, જાનવરોની વચ્ચ,
ખરેખર ખોદાજ એક દિસેછ, આ રબ!
ઉઠાવ્યું તેં તેજવંતું તેનું કપાલ,
ભરી તેમાં અક્કલ, કીધું તેને નેહાલ;
દૂરઅંદેશ, ને દાનાવ, ને દીનદાર કીધું,
હશમત ને હોરમતમાં ટટાર કીધું.
આ દર્યા જે છે ચોહરા, ખોહલા, ને મહા,
ઉછલેછ હરદમ તે, તાહરી તારીફોમાં;
પાહડો જે ખોસઇને ઉભાછ જમીન,
ઉઠ્યાછ તાહરી યાદોમાં રાત અને દિન;
ગોલાકાર ઘડઇને પડીછ જમીન,
ઘુમેછ તાહરી યાદોમાં તે રાતોદિન;
છલાંગ મારી ઉછલીને પડતાં ઝરણુ,
સરોને પટકતાં કરેછ નમન;
પંખીઓ ચાંચોમાં મીઠા વચન

ઘસડતાં ઉડેછે તું પર ગગન;
આ પવન જે બોહલો ને પહોળો અખુટ,
રખડવાને ધરતી પર છે જેને છુટ,
તારીફ તાહરી ગાવામાં મસ્તાનો થાયછ,
જહનુનભરી જીંદગીમાં દોડતો દેખાયછ;
બનેછ તાહરા વિચારમાં એવો અપંગ,
કે ઉખેડેછ તે ઝાડોને; ચોંહટેલાં તંગ
જમીનની અંદર; દોડતો અતરંગ,
જોશભરી ગતિમાં આંધલો બની,
નાખેછ તે ઝાડોને મૂલથી ખણી;
પડેછ તેઓ જમીન પર મારતાં પોકાર,
હડસેલાઇને આપીકા જગ્યાથી બહાર;
નાચાર બની સેવટ તે ચુપકીદાં થાયછ,
આફતને સંતોષથી સેહતાં દેખાયછ;
જમીન પાછી મોહબતથી તેમને ધરેછ,
બાલક પેરે તેઓનું પાલણ કરેછ;
ઉગેછ તેથી હવામાં પાછાં બુલંદ,
થાયછ તેમનો ચુસ્તી સેતારો નૂરમંદ;
જમીન ઉપર છાંયડાને નાખતાં તે થાયછ,
ગયો દહાડો ભુલીને હસતાં દેખાયછ.

# માહરી મજેહ.

## ૯

### સાર.

---

કુદરતી દેખાવોનું વરણન—રેંટના ફરવાનો અવાજ તથા તેમાંથી પડતાં પાણીની, રડવા તથા આંસુંના વરસાદ સાથ સરખામણી—રેંટના બલદની સબુરી તથા સહન શકિત.



# માહરી મજેહ.

૯

સુરજ નાખે રોશનીનો સીધો પટો,
-પાની ચકચકતી સપાટી પર,
રમાં દિસે પાહડો, ને ઝાડો, ને વન,
હોડી પવન પૂઠે જલ પર જતી.

ડુંગરી ગાએ બેઠી ડાલીએ ગીત,
ધ્રુજવતી ગાયનમાં મખમલી પીછ;
સરે સરડો સૂનેરી, ઘાસોમાં ગુપ્ત,
હવાનો કસ ચુસી બનેલો પુષ્ત.

છોડી ઉભી ચંપેલી સુગંધી લર,
ઝુમાતી ઓવલીનાં થડની ઉપર;
ઘાલી ઉભો ત્યાં મક્કમ ધતુરો જડ,
ભાગી એક કબરનાં માથાં ઉપર.

બાજુ પર એક, દિસે બંગલી પડત,
બાગ તેનો પજોઠે સુરત ને જરદ;
ઘાસ તેની મંડ્યાનમાં આયુંછ[1] ઘુરી,
અટકાવવાને નથી કોઈ માલી તે જગ.

ચાવે બકરી ધીમી ત્યાં ઍરીને ઘાસ,
ફુટેલું ભાગેલી દેવાલો પાસ;
કાહડે રેંટનું ચક્કર ત્યાં દૂરમાં અવાજ,
દાહડાની રગડથી થતું નારાજ.

રડે ધારકાં આંસુનો ધોતબંદ વરસાદ,
બુઝી તે ચક્કરનું દુખ ને ફર્યાદ,
વધુ રડે ચક્કર તે ધારકાંની સાથ,
બુજતી જોઇને પોતાની ફર્યાદ.

બલદ નથી એટલો અસંતોષી, જે
કરે મુંગો પોતાનું સંતોષી કામ.

૧ આછુંછ.

સહવારથી સાંજ ઘસે વફૂઈમાં ચામ,
ધામો ધીરજથી, ને ધારો તમામ. ૨૮

બાંધ્યુંછ તેની આંખ ઉપર ગંધીલું ચામ,
પેટ, પગ, ને બાજુ પર દીધાછે ડામ;
પડેછ તેના કાંદા પર સોટાના માર,
પેટમાં છે ખાડા, પણ દુખનો પોકાર ૩૨

ગરીબ તે બલદિયો કાહડતો નથી.
પોતાનાં ચક્કરમાં ફરતો હરદમ,
ઘાટકી જમાનાનો સેહતો સિતમ,
કરેછ તે ગહ્વરમાં સદા ગમન. ૩૬



# માહરી મજેહ.

## ૧૦

### સાર.

કુદરતમાં ભ્રમન કરતાં જીવજંતો—નાળયેરીઓ—દરિયાનો દેખાવ—ધુમ્મસમાં દિસતો પરવત.



# માહરી મજેહ.

૧૦

ધુંધું કરતો, ગોલ વલણે, ભમરો ઉપર ઝુમે,
મધમાખી ગુલોની ઉપર, પાંદરી દંખતી, ધુંમે;
સુગંધને લાધીને લેહકી, ઝાડ ઝરૂખે બેહકે,
કસબ-રંગી ફુલો વચ્ચે, ચાલતી મદને લેહકે. ૪

વાંકી વલીને જોએ સરોવર, નાલ્યેરીઓ ઉંચે,
પટછાને પાણીમાં નાખી, પગ પર ઉભી, ટીકે;
એક, મૂલથી ઉખડી અરધી, દેવાલ અથડી ધીકે,
પાછલ પડતી, પીઠને ટેકી, માંહે પડવાની બીહકે. ૮

તરતનાં ફુટેલાં ઘાસો, હારબંદ ઉભાં પાસે,
અથડીને એકકની સાથે, જન્મી એકજ રાસે;
ટોપ ઉડાવી મરજી સાથે, મરઘો દૂરમાં વાસે,
ગરૂર થઇને જોતો ચાલે, લીલોત્રી ચોપાસે. ૧૨

સ્થીર દિસેછે દર્યો ત્યાં, રૂપ્પાંનો રંગ દેતો,
પશ્ચિમથી પૂર્વની ભણી, વલણ વાંકી લેતો;
મનવારોના દોલો દિસે ધુમ્મસ વચ્ચે ઝાંખા.
દુશમનના મારાની સામે, ઘેરી ઉભેલી નાકાં. ૧૬

ગુંગલાતો ધુમ્મસની વચ્ચે, પર્વત ઉભો ભુરો,
કપુર–રંગી ઝાંખો દિસે, વાદલમાં અધુરો,
જાણે કરશે, પડતો તે પર ધુમ્મસ, તેનો ચુરો;
અણચીતો શું આ તલેસમ! દેખાયો તે પુરો! ૨૦



# માહરી મજેહ.

## ૧૧

### સાર.



ઘાસનું તણખું—તે ઉપર ચલકતું દવનું ટીપું તથા ઝુમાતું પતંગિયું—ઘાસ, દવ તથા પતંગ એ ત્રણેની આખરે તબાહ થવાની સરજત—આ કવિતામાં તેમને જીવતાં રાખવાની વેતરણ.




# માહરી મજેહ.

## ૧૧

સુક્કાં ઘાસનાં સૂનેરી તણખાં ઉપર,
ચલકેછે દવનું એક ટીપું સુંદર ;
ઝુમે તે પર એક નાચલું બાલક પતંગ,
દિપે જેની પાંખો પર આતશી રંગ ;
સૂર્યના ગોળાથી સરતું કિરણ,
અથડીને તે પર પંથરાતું હસે.

ઘાસ, અને દવ, અને ઉડતું પતંગ,
ત્રણુંડો થવાનાં અંતે ખતમ.
પવન કરશે ઘાસને અથડતો તબાહ,
પછડાતો દવ લેશે જમીનમાં રાહ,
ખરી જશે પતંગની પાંખોનો રંગ,
અથડીને થડસે કોઈ પામશે મરણ.

અથવા તો ઘાસ, કોઇના પગની હેઠલ,
ચંપાતું ચુરો થઇ કટકા થશે;
દવનું ટીપું પણ તે આંચકા સમેત,
ખરતું જમીનમાં નાબુદ થઇ જશે;
પતંગ કોઇ ચલ્લીનો ખોરાક થશે,
ત્રણુંડો કોઈબી રીતે બરબાદ થશે.

અરે! ઓ ઘાસ, અને દવ, ને પતંગ!
સદા આ લીટીમાં જીવતાં રેહજો!
સો વરસની પછીનાં આવતાં લોકો-
ને કાગજ પર ચોંહટેલાં, એવું કેહજો,
કે "બેઠેલાં આએ જગે, ચોંહટેલાં સાથ,
છઇએ સજીવન, ને સદા હૈયાત."

# માહરી મજેહ.

## ૧૨

## સાર.

સુરજનું આથમતું—કુદરતનું આસાયરા પામતુ.



# માહરી મજેહ.

૧૨

સુરજ રંગે પશ્ચિમમાં નમતો આકાશ,
સોનેરી કિરણનો દેતો પ્રકાશ;
નાખે લાંબા છાંયાઓ અણ્યાળાં શ્વાસ,
કાહડે જમીન સહરો ને સુગંધી વાસ. ૪

દાહડો આસાયશના ખોળામાં જાયછ,
થાકેલા સાંધાઓ શાંતીને પાયછ;
ધોંધાટને તજીને જીવતી જગત
બનીછે ચુપ અને મુગી અજબ. ૮

પવનબી ધીમો, ને પક્ષોછે સુસ્ત,
ને નામે એક પાતરૂંબી હીલતું નથી;
બેઠીછે માખી એક, ઘાસ ઉપર ચુપ,
ને પંખી કોઈ પાંખો પર જતું નથી.

મધમાખીબી દિવસથી પરવાડીને,
ભુલી જઈ પોતાનો જાતિ ઉદ્યોગ,
કમલમાં ઉતરીને બેઠીછે ચુપ,
જતા દિવસ ઉપર કરતી વિચાર.

ઝુમાવેછે થડ ઉપર ધતુરો ફુલ,
રૂની પુની જેવાં ફિક્કાં ફચ્ચક;
બારીક તેની કમ્મરને કરવા મરોડ,
પવનની લેહકી કોઈ જતી નથી.



## માહરી મજેહ.

### ૧૩

### સાર.

વાદલમાં ઘેરાયલો સુરજ—મુગી કુદરતનો દેખાવ—મરઘીનો માલો—
તેમાં સમાયલું નગદ.



# માહરી મજેહ.

૧૩

છુપ્યુંછે વાદલમાં સૂર્યનું તેજ,
પણ રતાસી ચક્કરમાં તેનો ઘેરાવ,
ઝાંખાં વાદલોને ફાડીને બહાર,
દેખાડેછે પોતાનો લોહીયાર દેખાવ.

ચુપ થઇને પડ્યાંછે પાણી હેઠલ,
છાતી પર લઇ છુટાં ટાપુઓ બે;
ભીનાસવાલાં ઘાસો ત્યાં ઉગેલાં છે,
વરસાદથી બનેલાં ધોવઇને પાક.

પીલાં પતંગ્યાંઓ ઉડેછે ત્યાં,
ને લીલા તીડો કરેછ ઉડીને ગેલ ;
ઉહાવ્યાંછે બાવર ને થુવરે તન,
એક છે સુગંધી, બીજો બિનસુગંધ.

બિનસુગંધી છે તે, પણ સુખ્યારો છે,
કે દુખી બાવરપેરે સુગંધની સાથ,
માણસના હાથ પર કપાવાની ધાક
તે રાખતો નથી. ઝાડોની માંહે

દિસે માલો મરઘીનો ઘાસમાં ગરક,
પડ્યાંછ તેમાં ઈંડાંઓ, જેવાં બરફ ;
બેઠીછે મરઘી એક, પાંખોમાં લઈ,
તે બચ્ચાં-બખશનારૂં ઉમદા નગદ ;—

નગદ, જેમાં છે તેને એવું તો સુખ,
કે હીરાનું સૂનેરી કુંડાલું, જે,
ધરી રાખેછ કબજામાં શેહનશાહી મગજ,
નથી આપી શકતું એક શાહને તે સુખ.

# માહરી મજેહ.

## ૧૪

### સાર.



ખોદાની કીરતિ ગાવા માટે ધાસ, અંધારી રાત, દરિયા તથા પવનને અરજ.



# માહરી મજેહ.

૧૪

અરે ! ઓ લીલાં ને અણ્યાલાં ઘાસ !
નરમીથી કર તું તે રબની સેપાસ;
નેમાજ તેની કરવા હીલવ તાહરૂં તન,
લીલોત્રી વચ્ચે કર તેને નમન !

અરે ! ઓ સિહા ને અંધારી રાત !
બંધ તાહરી સંદુકથી તારાને કાહડ;
આકાશની વચ્ચે ઝલકતા તે ઘર,
ને કીર્તિ તેની ગાવા હસતી તું થા !

તારા નહિ તો તું તાહરા ચાંદાને કાહડ,
ને દિપકતું કર તેથી તાહરૂં કપાર;
સિહા અંધારીને તરક તું કર,
ને માન ખરાં જીગરથી તેનો આભાર! ૧૨

અરે! ઓ રૂપ્પેરી દર્યા તું ઉઠ!
ઊછાલાથી તે રબની કીર્તિ તું ગા;
ભાંજ તાહરાં જોરને તું કિનારા પર,
ને બન્દગી ગાતું એક સિતાર તું થા! ૧૬

અએ ઉત્તર, ને દખ્ખણ, ને પૂર્વ, પચ્છમ-
માં રખડતા પવન! છુપાયલો તું
ઊઠી આવ તાહરાં રેહઠાણોથી બહાર,
ને માન ખરાં જીગરથી તેનો આભાર! ૨૦

ઊગતી પેદાશને તું જોશભરી કર,
ને નવું જહનુન તેમાં વેહતું તું કર,
કે ખોદાની બન્દગી કરતી તે થાએ,
ને ધ્રુજીને માને તે રબનો આભાર. ૨૪

# માહરી મજેહ.

## ૧૫

## સાર.

દોસ્તને વધાવા માટે ફુલનો જમાવ—પાહડની કઠણે અહડતાં ઘેટાં—જંગલમાં ઉગેલી જુદી જુદી વનસ્પતીઓનો ચિતાર—તે સઘલાનું પાલણ કરનાર જગપતિ—સુરજનું નિરન્તર ઉગવું—ધોધવાઓનો ખોદાને બાર નહિ પોંહચવા માટેનો અફસોસ—મુંબઈનાં "તંગ પીંજરાં" થી દુર મેલવાતી કુદરતમાં મજાહ.



# માહરી મજેહ.

## ૧૫

આવ અએ દોસ્ત માહરા ભલા ને નેક!
ફુલો તોડ્યાંછે મેં તાહરે માટે;
ગુલછડીઓ લીધીછે સુગંધી મેં,
એવડ બદનની, ને નાજુક નરમ.
ગોલાબવી છે માહરી પાસે અણુટ,
ને મોધરાં ને ચંપેલી ખોલામાં છે,
કરૂં તાહરી ઉપર હું તેનો નેસાર!
ઓલંગી ઘાસોને પાસે તું આવ,
ઉભાંછે ફુલ, તુંને લેવાને અહિં,
ખરે પગ ડાહલીના સાંઠા ઉપર;

ઉઠાવ્યુંછે ચાંપાંએ ઝરરીન[1] બદન,
કરેછ તે સુગંધથી તુંને ઈજન;
નાલું એક ધાસોમાં ખડખડ હસેછ,
ટોલું એક ઘેટાંનું દૂરમાં દિસેછ;
કોઈ જુના જમાનાની દેવાલ ઉપર,
પીઠ ઉપર કોટલાંને ઘસડતી ગાય
ગોકલ, જે સુસ્તીથી ચહડતી દેખાએ,
તેજ રીતે ધીમે ને નબલે કદમ,
ચહડેછ તે ઘેટાંઓ પાહડની કઢણુ,—
કઢણુ, જેની ખરબચડી બાજુ ઉપર,
ઉઠાવ્યાંછે ધાસોએ સૂનેરી સર;
ઝુમાવીને તનની સૂનેરી સલી,
જોયછે તેઓ નીચે વાંકાં વલી.
સુરજ નાખી રોશનીનાં ઝાંખા કિરણુ,
પામશે દર્યા અંદર ડુબતો મરણ.
સનોબરના છાંયાનાં રાક્ષસી કદ,
રંગ આપેછ ધાસોને ધાડા ને ઘટ;
ઊઠાવેછે નાગફેણી પાતરાંની ધાર,
સુકાયલાં ધાસોથી જોશભરી બહાર.
ઉછાલીને પેર ઉભી પેરડી ટટાર,
ટાહડ અને તડકામાં, સાંજ ને સહવાર;
અકસ્માતથી જંગલમાં વસતી તે થઇછ,
બાગ ને બગીચાથી ખરતી તે થઇછ;
બિનજતનથી જંગલમાં ઉગી છે તે,

૧ સોનેરી.

માલી તેનો જગતનો મહાપતિ છે;
અણદીઠો જે કરેછે તેનું પાલણ,—
પાલણ, જેની આગલ મનુષની જતન,
ધરાવતી નથી, એક જવનું વજન.
છે તેના હાથોમાં એવો તો જશ,
કે પુરેછે તે સુક્કી રગોમાં રસ,
ને કરમાયલાં ઝાડોને કરેછ ટટાર,
વાંઝણી હાલતમાંથી કાહડેછે બહાર;
લટકાવેછે તે ઉપર ફ્લોના ભાર,
સૂનેરી, પીલા, ને પાકટ, તૈયાર.

આલસઇને તજીને દરેક સહવાર,
ઉઠાવેછે સૂર્ય સૂનેરી કપાર;
નાહસેછે તે આગલ અંધારી રાત,
તુટેછે કિરણથી તેનો કાલાસ.
હસેછે ચોમેર લીલોત્રી ને ઘાસ,
કરેછે શુકરાના તે પર પેદાશ;
માલાઓને તજીને ચલ્લીઓ બહાર,
નિકલીને માનેછે તેનો આભાર;
ગરમ તેની ગરમીમાં મેલવેછ આરામ,
ધસડતી ચાંચોમાં દાતારી નામ;
લટકતી ઉભી રહેછ અદ્ધર આકાશ,
રંગીલાં પીછોમાં કરતી સેપાસ;
લેયછ તેનાં ગાયનમાં ધોધવાઓ ભાગ,
ઊછાલીને પાણીઓ વેહતાં અથાગ;

મારેછ તેઓ ચલ્લી પર, વહેતા, પોકાર:
"ભાગવંતી તું કે ખોદાને દ્વાર
પોંહચીને માનેછ, તું, તેનો આભાર!
અભાગ્યાંછે હમારાં એવાં નસીબ,
કે કેદીની માફક આ જમીનની સાથ,
બંધાએને પડેલા ધરતીને હાથ,
પથ્થરમાં થએઓછે એવા હલાક,
કે ઉડીને કરવા તે રબની સેપાસ,
પોંહચીને હેઠ તેના દરવાજા પાસ,
છઇએ નાચાર."
ફુલોની પાસ,
પંખી જેમ બંધમાંથી થયલું ખલાસ,
ખુદ હાલત પર સંતોષથી ગાનું કરે,
નમુરી[1]ના વેલો પર દોડતું દરાજ,
તે મિસાલે, આએ માહરૂં, હરખથી, દિલ,
તંગ મુંબઇનાં પીંજરાંને તજીને અહિં,
ઉભાતું ખૂશીમાં મુખ વાટે ગાયછ.

કોઈ કોઈ ચલ્લીઓના માલા હશે
આ ઝાડોની માંહે, જે ઢગલા વલી
ખીણોમાં પડલાં દિસેછ હેઠાણ,—
ખીણો, જ્યાં વસેછે કાઠોરી લોક?
આએજ વખતે કાબર ત્યાં દોડતી હશે,

1 મૂલ વગરનો ઝાડો પર પંથરાઈ રેહનાર એક વેલો.

અથવા તો બરબોલ[1] ત્યાં ડાહલો ઉપર
ફુલોસે ચાંચોને ઘસતું હશે;
ઝાડી વચ્ચે લટકતી વહલોર ઉપર,
લેલી પંખી દૂરમાં ત્યાં ઉડતું હશે,
અથવા તો તીતવની થતી હલાક,
ફુવેરીના વેલો પર દોડતી હશે,
પાણી વચ્ચે પાણીની કરતી ફર્યાદ.[2]
અવર્યા ઘુવડનું નથી ત્યાં રાજ,
નથી તેનો ડરામણો નાપાક અવાજ;
સો વરસના મારામાં ધ્રુજતી દેવાલ,
ઘરડી, ને જુની, ને પુરાણી ખખ,
કરશે ફક્ત તેનો નાલાંક[3] સંભાલ.

૧ જેને સાધારણ રીતે લોકો બુલબુલ કહેછે, તેને ગુજરાતનાં ગામડાંઓમાં બરબોલ કેહવામાં આવેછે.

૨ તીતવની વિષે એવો વેહમ છે કે ગમે એટલું તે પાણી પીએ૭ પણ તે સઘલું તેનાં ગલાંમાંનાં એક છિદ્ર વાટે બહાર નિકલી પડેછે, અને સદાનું એ પંખેરૂં પાણીને સારૂં પોકાર મારતું રહેછે.

3 નાલાયક.

# માહરી મજેહ.

## ૧૬

## સાર.



કવિતા લખવામાંજ સમાયલું આ દુન્યાનું સુખ—એક ખરા કવિનું કામ—કવિના હાથમાંનું કીમ્યું—કવિની બોહલી શક્તિ—દુન્યાની લાલચોમાં જીકડાયલો માણસ—ફેસાદથી આ દુન્યાને મલતું દોજખનું રૂપ—રશ્યન-તુરકી લડાઇથી નીપજેલાં પરિણામ—ઠગારી દુન્યા—બેચાર દાહડાની દુન્યા—સિકંદર વટીકનો મોહતથી નહિ થયલો છુટકો—તેનાં મરણ પછી ચાલેલી તેનાં રાજની લુટ.



# માહરી મજેહ.

**૧૬**

કલમ ધરીછ હાતમાં, પણ ચાલતી તે નહિ,
દવા છે દાબડીમાં, પણ ઊંઘડતી તે નહિ,
તો કેમ કરૂં જુદાઈનાં દુખનો એલાજ,
કવિતા! કાંહ[1] ભરાઈ બેઠીછે આજ?
રે! જફા ને દુખથી ભરેલી આ જગ,
જુલમ–લોહી દોડેછ જેની રગેરગ,
તે બે ખાતર છે માહરે મનથી સ્વરગ,
બાકી તો છે તે ગંધીલી બેશક!
કવિતા લખવી, ને ચાહવાનું સુખ,
એ બે મલ્યાં મહને ત્યાં બીજી શી ભુખ?

૧ કયાંહ.

મધપુડાની પાસે મધમાખીઓ જેમ,
સુંઢોમાં ઘસડીને લાવે સુગંધ,
ને પુરે સુક્કાં મીણમાં મધનો મિઠાસ,
તેવુંજ છે એક ખરા કવિનું કામ,
જે આસમાન, ને જમીન, ને હવા, ને આબ–
માં ચહડેછ, ને ઉતરેછ, ને શોધેછ મિઠાસ,—
મિઠાસ, જેથી બનેછે સુક્કા સખુન,
લુખાસને તજીને લેહજતથી તર.
છે કવિના હાથોમાં કીમ્યું એવું,
કે અથડે જો હલકી કથીર તેની સાથ,
તો બદલે તે કથીરની સૂન્નાંમાં જાત,
ઉગતો, જે રીતે, ઉગમમાં આફતાબ,
સોનેરી કિરણથી દરેક સહવાર,
ધરતી પર ઢોળ આપી કીમ્યું કરેછ.
દેખીતો હોએ સખુન હીણો ને રદ,
પણ કવિના હાતમાં છે સૂન્નાંની રજ.
તારો જેમ આસમાનમાં અંધારી વચ્ચ,
બરૂઓના સાંઠાની વચ્ચે ઝલે,
વેરાન જગા ઉપર દેતો ઝલક,
તેવુંજ છે એક ખરા કવિનું કામ,
જે બલેછે એખલો ને ઝલેછે તેજ,
સુખ આપી દુખીને કરતો મગન.
છે કવિની શક્તિમાં એટલું જનુન,
કે સુરજ જે જગે નહિ પોંહચી શકે,
ત્યાં સખુનને જોરે તે વધ્યો ધસે,

આવતી અડચણો તે આગલ ખસે.
વાદલ જેથી ફરેસ્તો થોએલો રહે,
કવિ ત્યાં કલ્પનાથી પોહચી શકે.
કવિતામાં છે એવી ઉત્તમ મજેહ,
દુન્યાની લાલચના બંધોની માંહે,
જીકડઇને પડેલો કીડો માણસ,
ખરી તેની ખૂબી કવચીત ને કદીજ,
ખરાં તેનાં જનુનમાં ભોગવી શકેછ.
બાંધીછે હાત ઉપર તેના એવી,
પીલાસી સૂનાંએ ભારી જંજીર,
—સૂનું, જે છે લોભ ને પાપોનું મૂલ—
કે બુજવા કવિતાની ખરી કદર,
મૂરખ માણસ નથી પામતું ગુજર.
દુન્યાના લોભમાં તે ગુંટેલું રહેછ,
ફરેબી ફંદમાં તે ચોંહટેલું રહેછ;
જ્યાન, તથા જુલમ, ને મક્કર, ફરેબ,
બદી, ને ફેસાદ, ને ચોરી, ને લુટ-
થી કરેછે પૈસો તે પીલો જમાવ,—
પૈસો જોરાવર, જે બેહેસ્તનું મકાન-
બી ખોલ્લું કરે. ધરતીને વગ,
રેહલું હોએ જાણે કંઈ લખ્ખો વરસ,
તેમ કમીની અક્કલનું માણસ મૂરખ,
કરેછે હજારો ફંદ ને ફરેબ,
બદીમાં પડવા નહિ રાખતું દરેગ.
શેતાન્યતી કામોથી સોહામણી જગ

કીધીછે તેણે એક જેવી દોજખ;
ધ્રુજાવેછે તે તેનાં ઘડપણે હાડ,
વેહવારેછે તે ઉપર લોહીઓની ધાર;
સુલેહ સારૂં સરજેલી તેની સપાટ
પર ઊહાવેછ કિના, ને જંગો, ફેસાદ;
ઘસડી જાયછે તોપોને પાહડો ઉપર,
ધ્રુજાવેછે ઘોંઘાટથી તેમનાં શિખર.
કીધી લોભી રસ્યાએ તુરકાન જમીન,
એજ રીતે લોહીઓના મારમાં રંગીન;
છોડી દીધી તે પર ડરામણી લડાઈ,
યાદ જેની જમીન પર લોહીથી લખાઈ;
માણસોથી માણસની ખૂનરેજી થઈ,
ઘોડાઓની નાલોમાં ધરતી ખોદઈ;
બાપ ગીયો બેટાના હાથ પર કપઈ,
બેટાઓની ઘાટો પિતાઓથી થઈ;
માણસોના ઢગમાં દેવાલો ડુબી,
જમાનાના મિનારા પડ્યા તુટી;
ભાલાઓની અણી પર, દોડતા સવાર
વીંધઇને ઊંચકાએ, ત્યાં નાહસતા નાચાર;
તોપો વલી ઊંધી, ને વાવટાઓ ત્યાં,
રડી નાખે જમીન પર લોહીનાં આંસાં;
કપઈ પડ્યા ઘોડાઓ ત્યાં હારેહાર,
દબાએ જેના ભાર હેઠલ મરતા સવાર;
કરે મરતી તરકીની ભૂમી રદન,
વિત્યું તે પર અજબ એક ભુંડું વિઘન.

મલશે આએ જગતમાં એવા ઘણા,
ઢોંગની મદરેસામાં એવા પ્રવીણ,
દગારૂ રીતિમાં એવા ઉસ્તાદ,
કે ભલા ધનેતરને હથેલીમાં ચાન
દેખાડવા નહિ ચુકે, જેઓ હરગીજ.
ઢોંગી ધતુરાથી દુન્યાનાં લોક,
કરે એવી અશોઇ ને નેકી ધારણ,
કે ખરી પવિત્રઈનો સાધુ આજે,
જોયાં હોએ સાલ જેણે બેવડ પચાસ,
ને ઘડપણમાં અશોઈથી બનેલો પાક,
તવક્કલથી ખોદા પર બેઠેલો હોએ,
દોડે શક તે પરબી સખત નજર.
ગરૂડી આંખવાલી ફીલસુફી તેજ,—
જે ચીવટ ને મહાભારત વાતોના ગાંઠ
તુટવાને તંગ, જેવી સેહલઈ-
થી ખેરવે સુક્કાં પાતરાં ઝાડોમાં જઈ-
ને દોડતો પવન, તેવી સેહલઈ-
થી છુટા કરે,—તે પણ હરગેજ
ખરી તેની ખુબી નહિ પામી શકે,
ને માને તે અશોઇને ખરૂં મક્કર,
કરી શકની તે ઉપર રાંટી નજર.

રાત થાયછે દિવસની પાછલ ભશમ,
અંધારી રાત પુઠે દાહડો ખતમ ;
નિરંતર એ રીતે દાહડો ને રાત,

એકકની પુઠે છે દોડતાં હૈયાત;
એ ચક્કરના મારામાં સેંકડો હજાર,
દલહને થયાછે મોહતના શેકાર;
નહિ રેહ્યો ત્યાં કોઈ જમાના તલક,
આવ્યા, ને ગીયા, કંઈ સેંકડો અબજ;
ચોહરી, ને પોહરી, ને ફરતી, ને ગોલ,
ધરતીબી જેઓને નાધલી પડી,
તેઓ પણ એ બીલ્લસ જમીનનો વગ
પોતાનો કેહવા નહિ થયા સામર્થ;
માયો નહિ જગમાં સિકંદરનો પગ.
પણ સમાયો મરતાં એ બીલ્લસને વગ;
આએ કલમ જે લખેછે તે પર હરફ,
બને કે તેમાં સિકંદરની રજ,
ઘોર તેની છોડીને, ચોંહટેલી હોએ,
જોકે તે હતો એક શાહોનો શાહ.
અએ ધનવંત ને બલવંત, અએ સિકંદર શાહ!
ધન અને બલ તાહરૂં બોહલું ને મહા,
કાંહ અને કેમ આજે થયું તબાહ?
ચમટી ગિરદ આજે થયો તું કેમ?
અગમચેતી ઊપર તું રેહ્યો ગરૂર,
કે સોનાનું આભ અને લોખંડ-જમીન,
બને એ રીતે મોજેજો જે દીન,
તે દીને આવે ખુદ તાહરૂં મરણ;
ને બોલ્યો તું એ રીતના ભુંડા વચન,
કે "સોનાનું આભ અને લોખંડ જમીન

બને એ થવું કંઈ સોખું નથી,
તો મોહતને માહરાં હું જોતોજ નથી."
પણ આવ્યો જ્યારે તાહરાં મોહતનો હિંગામ,
કીધા તેં જમીનને લોહડાંની એમ,
ને આસમાનને કીધું તેં સોનેરી એમ,
કે પંથરાવ્યું તેં તાહરૂં બખતર જમીન,
ને નાખ્યું તે પર તાહરૂં બાદશાહી બદન ;
ને ધરાવી એક ઢાલને માથાં ઉપર,
કે સૂરનું તેનું કરે સૂરનાં કિરણ-
થી તાહરો બચાવ. જ્યારે એ રીત,
સોનાનું આભ અને લોખંડ-જમીન
બની, કે સુધારો લેતાંને વાર,
ઉડી ગયો તનથી સિકંદરનો જીવ ;
મટીનો ઢગ થઇને પડ્યો હેઠલ,
હતો જે શાહ, થયો કીડાનો ભખ.
લીધા મેહનતથી જે તેણે મુલક,
લુટી ચાલ્યા સરદારો તે બેધડક ;
ચાલ્યો એક, પગ ઝુંટી, જો એક તરફ,
તો માથું ને હાત લુટે, બીજો, ઝડફ ;
મારી પેટાં પર જો એકે તરાપ,
તો બીજો પાંસરી તોડી ચાલ્યો શેતાબ ;
લોભમાં છે એ રીતે દુન્યા ગરક,
મોહટાના મુખમાં છે નાધલો ગરપ.

# માહરી મજેહ.

## ૧૭

### સાર.

બાદલથી ઘેરાયલા સુરજ તથા આથમતા સુરજ વેલાનો દેખાવ—દુરથી દિસતો મુંબઇનો દેખાવ—અંધારી રાતનું વધવું—કવિનો હુનર—પાહડ, ખડક અને ખીણોમાં મલતી મજાહ.



# માહરી મજેહ.

૧૭

પાણીઓથી લાદેલાં વાદલોથી,
હોરમજદી આંખ[૧] જયારે છુપેલી હોયછ,
ત્યારે હેહાણમાં કેવું એકાંત
ને ચુપકીદું હોયછ; તેવીજ મિસાલ,
પશ્ચિમમાં સૂર્યના ડુબવા પછી,
સુસ્તીમાં પડી હોએ કુદરત બેહાલ,
તેવી તે ચુપ અને મુંગી મંતર
દિસેછે હાલ. દૂરમાં એકાંત,

૧ અવસ્તામાં સુરજને "હોરમજદની આંખ" એમ લખેલો છે.

મુંબઇને ઘેરતો અરબ્બી સાગર,
મુંબઇની સાથે, હડેલીમાં લેઉં,
દિસેછે એવો તે નાધલો ને તંગ.
દોરા પેરે દિસે, અંતરથી નાજુક,
દર્યાની છાતી પર ઉડેલાં દોલ;
ઉડે ત્યાં કાગ, તેનાં બારીક બદન
મલી જાએ હવામાં ઉડતાં ગગન;
ચશમ માહરી તે પર ફોકટમાં તણાએ,
પણ જોતાં, નહિ જોતાં, તે અણદીઠાં થાએ;
કેટલાએકો આએ માહરી નજદીકીમાંજ,
સિહા પાંખો સાથે લીલોત્રીની વચ્ચ,
કુદતા દેખાયછ; અંધારી રાત,
સામનેના પાહડ પરથી, આવતી દેખાયછ;
સુરજ જાણે આવીને પાછો શિકસ્ત
તેને આપવાનો હોએ તેમ બીકણ કદમ–
થી પાહડને મથાલે તે સરતી દેખાયછ;
ડુબેલાં સુરજનાં રહેલાં કિરણ,
મુશકેલીથી તે સામે ટકતાં દેખાયછ.
આએ વખત છે એક ખરા કવિને મન,
કવિતાનો નાદર સુચવનાર ઊદ્દમ;
શેહરી ઘોંઘાટો, ને ગડબડની વચ્ચ,
ગુંથી નહિ શકતું કવેતને મગજ.
ચિતારો જેમ કેનવાસ પર પાડવા ચિતાર,
બારીકીથી ચહડાવે રંગ ઉપર રંગ,
ને મનની ઊત્પતિથી ચીજને આકાર,

ને આપે સૂરત; તેમ એક કવિ,
વિચારો પર વિચારને એકઠા કરી,
વેંહચી નાખી તેઓને જોઇતી જગે,
પેદા કરેછ, ભાત, અને તરેહ, ને રંગ-
થી, મનને રીજવનારા ખાલેસ વચન.
કમીનું તણખું એક કવિને હાથ
ધરેછે એવો તો ભપકો ને દાહ,
કે હેરત થતાં મનુષની તે પર નજર,
જાદુઈ જોરે ચોંહટીને, વલગેલી રેહછ;
પાતરાં પર લટકતું પાણીનું બુંદ
પેહરેછે એવો પોશાક તેને હાથ,
કે રાણીની છાતી પર ઝલતું જવહેર,
સવાસ સાથે ઉપર ને નીચે જતું,
નથી તેની પેર; સુકેલું પાન
ધારણ કરેછ તે હાથે એવા મરોડ,
કે સખુનમાં વાંચીને તેનો ચિતાર,
હમાપાયા-ખૂશી[૧]માં માણસ હસેછ.
જમીન પર ઘસડઇને જતો વેલો,
બુલંદી એવી તેને હાથે પામેછ,
ને ઝેહરી ડિડવાં તેનાં એવો મિઠાસ
ધરેછ તે હાથ, કે જંગલની માંહે,
દુન્યાથી આઘો તે સબડતો હોયછ,
થાયછે મનુષોમાં જાણીતો તે.

૧ હમાપાયા બેહશ્તમાં ગુજરેલાં રવાનને જે ખુશાલી ઉપજેછે તેવી ખુશાલી.

દાબે જેવાં હેતથી એક બાલકને માએ,
ને ધકધકતી છાતીથી તેની ભણી,
હરખભરી થઈને, તે નેહાલીને જોએ,
તેવી ખુશાલી, ને હેત, ને હરખ-
થી, કવેતની બુજેછે જેઓ કદર,
ધકધકતી છાતીથી વેલાને તે,
ધક, અને ધ્યાન, અને શુદ્ધિ, ને ભાન-
થી નેહાલીને જોયછ.
પક્ષી, પતંગો, ને ફુલો રંગીત,
પાતરાંઓ લીલાં, ને સુફેત પાણી,
પાહડોનાં ભવાં પર ભમતો પવન,
બલુ, સોનેરી, ને પીલું ગગન,
આપેછ એક કવિને એવો ઊદ્દમ,
કે રાત અને દિવસ તે રહેછે મગ્ન,
એ સુખોમાં સાત; તોફાની રાત
આપેછ એક કવિને એવો ઉમંગ,
કે પડતાં પાણીઓ ને ફુંકતા પવન,
મનુષોને જ્યારે હેબતથી ભરેછ,
કવિ ત્યારે કલ્પનામાં ઘેલો બનેછ.
મુખ તેનું કાહડેછે એવા વચન,
કે ખરા સિક્કા પેરે તેનું ચલણ
નહિ પામતું અટક; તે મધુર વચન,
મનુષોનાં જીગરમાં જહવેરની પેર,
લટકીને રહેછ. દુન્યા તમામ
એક પલ્લાંમાં મેલ, ને બીજાંની માંહે,

ખરી કવિતાના નાદર વચન,
તરત તું જોશે, કે પાછલું નમી,
જાતિ ખુબીઓમાં, હેઠું જશે ;
કાંટાના લોહડાંના સલ્યાની સાથ,
બિનવજને, પેહલું અથડતું થશે.

આએ ખાલેસ, ખૂબસૂરત, ને સોહામણી જગ,
આએ ધરતીનો તખ્તો, આએ રંગીલો વગ,
આએ ચોહરી,ને પોહરી, પથરાયલી જમીન,
પાહડ, અને ખડક, ને ખીણોની સાથ,
રંગ, અને રૂપ, અને રાગોની માંહે,
આપેછ મહને આનંદથી નિર્દોષ ગમત,
ચહડાવીને જોશ ઉપર તનનું રગત.
ખુશાલીમાં જોતાં આએ પાહડોની ગમ,
નિકલી પડે આંસુઓ આંખથી નરમ,
જેવી સરલતાથી તેઓને તન,
ખડકોથી નિકલીને સરકે જહરણ.
ખૂશીભર્યાં તને પાંખ ફફડાવી ત્યાં,
શીતલ શિખર ઉપર ચલ્યું ઉડેછ ;
મલ્યાછ તેની પીઠ ઉપર રંગો અજબ,
વણેલોછે જાણે ચિકનમાં કસબ ;
ડાહલીઓ પર ગાતું તે ઠએછ ચશમ,
હોએ જાણે હીલતું એક પાતરૂં નરમ ;
ચાંચ તેની છે નાધલી, બારીક, ને તંગ,
પણ અખુટ છે ત્યાં એવા રાગો અમૂલ,

કે ઝાડ, અને પાન, અને ફુલ, અને ફલ,
વલેલાં ઘાસો, ને ઝુમાતા વેલ—
જે, ઝાડોથી લટકીને પડતા હેહલ,
જહવેર જેવાં ઝલકતાં ડિડવાંઓ સાથ,
નાજુકીથી હીલીને હેઠેનું જલ,
વાંકા વલી ચુસીને પીતા દિસે,—
વેલાઓ તે, અને ફુલ, અને ફલ,
ખીલેલાં ઝાડો, ને ઉગેલાં પાન,
મધુર તેની વાણી પર નાચતાં બનેછ;
ધરેછ પાણી પથ્થર પર હલકું કદમ,
નાચતી ઓરત પેરે સરતું નરમ;
ને પાહડો પર પછડઇને પડતો પવન,
ભુલી જઈ પોતાનું જાતિ જનુન,
નરમીથી લેહકામાં બદલાતો જાયછ.



# માહરી મજેહ.

## ૧૮

### સાર.

કુદરતની લીલા જોવાથી આવતો હોરમજદનો ખ્યાલ—હોરમજદ સાથનો મેલાપ—તેની હસ્તીની ગવાહી—તેની કરવી જોઈતી ભકિત—તારાઓમાં વસ્તી નથી એવા વિચાર ઉપર મુજાહેમત—સાંજની વેલાએ એક ટેકરીનો દેખાવ.




# માહરી મજેહ.

૧૮

આંબાઓની હેઠાણમાં દુરથી કાલાસ
આપેછે મખમલનો કાલો ઉજાસ;
પુછો જો ખરૂં તો છે તે કાલાસ,
પણ દિસેછે તેમાં કંઈ ઓરજ ઉજાસ.
તન ઉપર વાયછે હલવેથી પવન,

ઝાડોમાંથી ઝલકેછે તારા ગગન.
અંધારીમાં વાગતાં કસારાંના સાદ,
દુર–વંજાર–ધાંટોની આપેછે યાદ.
કોણને નહિ જાએ તાહરો, હોરમજદ! વિચાર,
જોતાં આ આકાશે તારાની હાર?
તીકી જોતાં તે ગમી એક્કી તગડ,
દિસેછ તું ઝલકતો મોહટો પર્વર;
તારાઓમાં નૂર તાહરૂં પંથરાયલું છે,
તો સામટો તું કેવોએક ઝલતો હશે!

મેં તાહરી ખાહેશ ને બંદગી કીધી,
ને તેં માહરી ખાહેશને પુરી તરત!
મેં તુંને મલવાની ઈચ્છા કીધી,
ને તું મહને આવીને મલ્યો તરત!

કેહ મહને તું! રબ બેઠો છે ક્યાં?
કેહું તુંને હું, છે ઝાડીની માંહે;
છે પાહાડોની ટોંચો પર તેનું રેહઠાણ,
છે તારા સેતારા પર તેનું મકાન.
આ અદ્ધર આકાશ તેની પુરેછ ગહવાઇ,
ને ઉગતો સુરજ તેની આપેછ વધાઇ.
આપી તેણે આએ મહને જોતી ચશમ,
ને સાંભલવા તેણે દીધા મહને કાન;
જલ્યું તેણે આએ માહરા ચેહરા ઉપર,
સુગંધી પરખનું સુંઘારી નાખ;

અને તેણે આએ માહરાં મહોડાં અંદર,
સવાદને પારખતી ગોઠવી જબાન,—
જબાન, જેમાં વાચાએ કીધું છે ઠાણ.
મિતર માહરા તેણે આ કીધા બે હાથ
મદદને સારૂ, જે છોડે ન સાથ;
વફાદારી સાથે તે મિતરો એ,
ચોંહટીને રેહ્યાછે વલગી મહને.
તું નહિ તો કોણને હું પૂજું ખોદા?
તું નહિ તો કોણની હું કરૂં પૂજા?
તું નહિ તો કોણ માહરો કરશે બચાવ?
તું નહિ તો કોણ માહરી સાંભલશે રાવ?
તુંમાં ને તુંમાં મુજ આશા તમામ,
અટકીને કીધુંછ ત્યાં તેણે મુકામ.
અરે! જ્યારે આફતે માણસો તંગ
બને, ને બચાવનો દિસે ન બંગ,
તે વખતે કોણ તેની કરશે મદદ,
સિવાએ તું, યારી આપનારો રબ?

મેં તુંને પૂજ્યો ઓ હોરમજદ ખોદા!
કે તું મહને છોડશે નહિ દુખમાં કદી;
મેં તું પર આફતમાં મેલ્યો આધાર,
ને ટાલ્યો તેં મુજપરથી આફતનો ભાર;
મેં મિન્નતથી કીધી તું પાસે ફર્યાદ,
ને આવ્યો તું ઝટ માહરી કરવા મદદ;
મદદ સારૂ મેં તુંને બંદગીથી યાદ

કીધો, ને મુજ તેં માહરી ફર્યાદ.
તેં દુખ માહરાં તનપરનું નાબુદ કીધું,
મરતું તેં તન માહરૂં સાબુત કીધું.
આએ મધુર્યા વચનમાં રમતી કલમ,
સદા તાહરી તારીફમાં, રેહશે મક્રમ.
તારીફ તાહરી ગાવાને માહરી જબાન
પટકશે પોતાનું તન અને જાન;
પુર તાહરી બુલંદી ગાવાને તે
તૈયાર, ને રેહશે, સદા, ઈનતેજાર.
મૂરખ કેહછે એમ, કે તારાઓ તેં
ફોકટમાં કીધા નિરઅર્થક પેદા,
ને જમીનના મહાભારત ટુકડાઓ તે,
બિનવસ્તીથી ઉજડ ને કીધા વેરાન;
પણ નથી તે મૂરખને એટલો વિચાર,
કે કીધી તેં ધરતી આ જીવજંતે પુર,
તો દૂરના સેતારા જે કીધા તુંએ,
તે વિષે કેમ કરી બોલાએ વચન,
કે જીવજંતો તે જગે વસતાં નથી?

સોપારીના જેટલો એક મટીનો ભાગ
નથી કીધો તેણે બિનવસ્તી વેરાન,
અને તેણે પોતાની કમાલતે,
ઝીણું એક પાણીનું કમીનું બુંદ
કીધુંછે દુનિયા એક વસતીથી પુર,
તો તારા, જે આ બોહલી જમીનો છે,

તે શું તેણે કીધા બિનવસ્તી વેરાન?
ડાહપણ તેનું છે એવું પકકું બંધન,
કે દર ડગે દિસેછે વસતી અનંત.
રચી તેણે તમામ આ વિશ્વ-પેદાશ,
તે ફોકટમાં ખીલે ને પામે શું નાશ?
ના! નહિ હોએ એવો ખોદાઈ વચન,—
વચન, જેથી પામ્યું આ બોહલું ગગન,
સૂર્ય સેતારાનાં કિરણ રોશન.

પવન જ્યારે શિયાલાનો ફુંકેછે થંડ,
ને ધ્રુજેછે મેદીનું પાતરૂં તમામ,
તે વખતે હું માહરાં નરમ કદમ,
આ સામેની ટેકરી જે ખીણની ઉપર
ડરામણી હાલતમાં ઝુમેલી છે,
તે ટેકરીનાં ભયાનક મસ્તક ઉપર,
ધીમે ધીમે ચહડાવી, સાંજની સેવટ
ત્યાં બેસુંછું જઈ. સૂર્ય-કિરણ
બોલાસથી કરેછ ત્યાં ચોમેર રમત.
લટકેછ આ ટેકરીની બાજુ ઉપર,
કુદરત-બનાવતનાં ઝાડો સુંદર;
કરેછ તેમાં તે દોડતું સૂર્ય-કિરણ,
હસી હસી મલકઇને ગેલ ને ગમત.
આપે હોલું ઉડતું ત્યાં તાંબાંનો રંગ,
દપક દેતું ઘાસોમાં પડતું, કિરણ
ચુંઠી, બાંજે તેનો તે સોનેરી રંગ.

લીલા રંગમાં પીલી છાંટોને લઈ,
ત્યાં મોહસંખી ઝુમેછે ડાહલો ઉપર;
ને સીધ્ધું દ્રેસીના, સોગત ને શાન-
માં દેખાડે તન ઉપર લંબુસી પાન,
જાણે તેના થડ ઉપર ગોઠવેલા હોએ,
લડાઇની યાદીના ભાલા અણિયાલ.
જોતાં નીચે, ખીણોમાં પડતી નજર
શોધી કાહડે ગામો નીચાણમાં એવાં,
ટોપલીઓ જેમ ઉંધી ગોઠવેલી હોએ;
અથવા તો દિસે તે એવાં હેઠાણ,
હોએ જેવાં બચ્ચાંનાં બાંધ્યાં મકાન.
માણસ દિસે ત્યાં જેવી કીડીઓ નહાન,
મટોડીનાં ઘર આગલ ફરતી નીચાણ,
અને જાણે ઉદ્યોગમાં, દાણાને ઘર
ઘસડીને, સંઘરતી હોએ તે અંદર.
પંખેરાંઓ કોઈ કોઈ ઉડ્યાં ચોદશા,
મધુર્યા સ્વરોથી ધ્રુજવે તે ખીણ.
છે પાહડોની બાજુમાં લીસા ઢલાવ,
સરે જો ત્યાંથી કોઈ કમબખ્તનો પગ,
તો પડે એવો તે હેઠે ખીણની અંદર,
કે હાડકુંખી એક તેનું નહિ આવે હાથ;
રહજડે તેનાં હાડકાં બિનકિરિયા તે વગ,
નહિ સગું કે વાહલું ત્યાં મરતી વખત;
નહિ તેના કાનમાં સેવટની અશેમ,
કે નહિ તે પર ભણતનનું ગુણગારૂં બલ;

નહિ તે પર કુત્તરની સેવઠ–ચશમ,
કે નહિ તે પર મોએદની પેવંદી જોડ;
બને તે વાઘ અને વરૂનો ભોગ,
નહિ તેનો દાહડો, કે દીસો, કે રોજ;
બિનમિતર, બિનસગું, બિનવાહલું, કે જન,
બીહામણી તે ખીણ અંદર પામે મરણ.



# કવિતા-વાણીની બક્ષેસ તું કર!

તે દાહડે હું બેઠો'તો દરિયે કિનાર,
જોવાને કુદરતનો રંગીન ચિતાર,
ઉગી જ્યારે ઉગમથી ઝાંખી સહવાર,
જોડી દિલના ઉભરામાં ત્યારે મેં આ
નીચલી કવેત તે સાંભલ વચન:—

નમન! નમન! તુંને મોહટા ખોદા!
તું જે હતો, છે, ને રેહશે સદા!
હું તો છું કમીનો, મિસ્કીન, ગદા,
નાધલી એક ઝુંપડીમાં પડ્યો પેદા,
હું જરથોસ્તી પડ્યોછું ગુઠણુ ઉપર,
કવિતા-વાણીની બક્ષેસ તું કર!

દુનિયા તો જુઠી ને છે બેમરવત,
આપેછ તે હર રીતે મહને વિપત્ત;
ચોમેરથી ફુંકેછે ઝેહરી લપટ,
લુટાયછે ધોલે દિસ માહરી ઈજ્જત,
લોક બોલી કરેછે જખમી જીગર,
કવિતા–વાણીની બક્ષેસ તું કર!

કવેતમાં ધપકતું કર આ મગજ,
કે રંગીન તે એલમની ઉંડી સમજ,
વિખરાતા વિચારો એકઠા કરી,
કાગજ પર સમાવે ઉડતા ધરી;
દુખના ઉપાયમાં શું એથી બેહતર?
કવિતા–વાણીની બક્ષેસ તું કર!

સમજ્યો જેને હું માહરો મિતર,
નિકલ્યું તેનું તો કોહેલું જીગર,
બેહસ્ત હતું માહરૂં તે થયું કબર,
નિકલ્યો ગંધ જે સમજ્યો અત્તર;
બુરાં એ સાંતકમાં હાથ માહરો ધર,
કવિતા–વાણીની બક્ષેસ તું કર!

ચાહ્યું કે ચાહીને હું પાછો ચહવાઉં,
પણ મેહેનત તે માહરી અકારત ઠરી,
ચાલે નહિ જે વગર મહને ઘડી,

તરછોડી ચાલ્યો તે મહને છોડી;
બુરાં એ સાંતકમાં હાથ માહરો ધર,
કવિતા-વાણીની બક્ષેસ તું કર!

છાતીસે દાબી જે ચુમતો સદા,
સમજે તે હવે એક ખરી પીડા;
ચાલી જશીં ગરીબડો હું મારગ સર,
તો ખાખા ને ખીખીથી વીંધે જીગર;
બેવફાઈનાં દુખની મટાડવા અસર,
કવિતા-વાણીની બક્ષેશ તું કર!





# જુદઇનો દંખ.

ઉગી પાહડનાં માથાં પર ઝાંખી સહવાર,
સત્તાણાના સૂનાનો દેતી સણગાર,
મેલવતી ઝરાઓમાં નર્મ કિરણ,
વધેછ કેવી આકાશે સૂના–વરણ!
દિસેછ ચોમેર કેવો ખીલતો દેખાવ!
વચ્ચે પેલું રૂપ્પેરી સરોનું નાવ,
દરિયાની છાતી પર ધીમું વધેછ;
રૂપ્પેરી દરિયા પર રૂપ્પેરી તે
સરસરતું સઢોમાં રસ્તો ધરેછ.
હજાર દસ હજાર રીતે કુદરત હસેછ,
પણ જુદઇનો દંખ માહરૂં ભિત્તર ડસેછ!

મેહરાઓમાં વાગેછે દેહરાંના ઘાંટ,

જગાડવાને સુતેલો પુંજ્ય મહાદેવ.
નાલિયેરી પર ચહડ્યોછે ભંડારી ઠેઠ,
તાડી સારૂં છેદવાને પોગી[1]નું સર;
બેસેછ તે ગોઠવઇને જાહવલી ઉપર,
ને ઉડેછ તેની ચોપાસે ઘોંઘાટી કાગ;
ઘડિયું તેની બાજુ પર લટકેછે હેઠ,
અને તેના હાથ અંદર કોઈતું છે એક.
લીલોત્રીનો છે કેવો ચોમેર દેખાવ!
ને હજાર દસ હજાર રીતે કુદરત હસેછ,
પણ જુદઇનો દંખ માહરૂં ભિત્તર ડસેછ!

પીલી, રાતી, લીલી, ને ધોલી દિસે
ચલ્લીઓ ડાહલીમાં કરતી ગમત;
ભમે તેની પુઠ ઉપર પોંહચેલો કાગ,
તરાપ તે પર મારીને કરવા ખોરાક.
છે મઘમઘતાં ફુલો ને પમરતા વેલ,
છે જે પર કુદરતનો પડ્યો સુગંધ.
ઝુમેછે ઝાડ ઉપર માણુક–કલી,
ને પારબતી–ફુલોની જો તું સલી!
હવા કેવી લાવેછે ફુકતી સુગંધ!
ને હજાર દસ હજાર રીતે કુદરત હસેછ,
પણ જુદઇનો દંખ માહરૂં ભિત્તર ડસેછ!

૧ નાલિયેરીની ઉપર નિકલતો અણીવાલો દાંડો, જેનું માથું કાપવાથી અંદરથી તાડી નિકલે છે. એ દાંડો વગર છેડવે રેહવા દીધાથી ફાટીને અંદરથી નાલિયેરોના ઝુમખા ઉગેછે.

અંદુસરીનાં ઝાડ ઉપર બોલતો પોપટ,
લીલા રંગમાં લીલો ખુદ ભેલેછે રંગ.
તમામ તને ફુલ ઓરવી ઉભો ગુલમોહર,
છટકાવેછ જમીન પર પોતાનાં ફુલ;
કાહડ્યુંછ તેણે જમીન પર ઉપસેલું થડ,
રમેછ જે પર છોકરાંઓ સાંજની વખત;
બેહોછ તે જમીનમાં ચોંહટીને જડ,
ને નિરાંતથી મુગો તે ફુલમાં હસેછ,
નથી પડી તે ઉપર દુનિયા–વિપત્ત.
અરે! અરે! કેવી આ કુદરત હસેછ!
પણ જુદાઈનો દંખ માહરૂં ભિત્તર ડસેછ!

ધુજી વાગે બલ–ગરદન પીત્તલનો ઘાંટ,
પાણી પીવા તલાવમાં હેઠો તે જાયછ.
અવાજે છતાં કેવું દિસેછે શાંત!
જો! પેલો વાદલમાં ઉઠેલો પાહડ,
સુખથી પેટું જેનું તડકે હસેછ!
પર્વત તે ઊંચાથી ઉતરીને હેઠ
જોતાં, છે ત્યાં એક પડેલી ખીણ,
જ્યાં જાત જાતનાં પંખેરાં ગાયછે હલક,
મીનારંગી ફુલોસે કરતાં ગમત;
ને હજાર દસ હજાર રીતે કુદરત હસેછ,
પણ જુદાઈનો દંખ માહરૂં ભિત્તર ડસેછ!



# કિચ્ચલમાં પડેલું ફુલ.

મેં જોયું એક કિચ્ચલમાં પડેલું ફુલ,
ચહડ્યો'તો તે ઉપર કાદવ ને ધુલ;
મેં વિચાર્યું ત્યારે કે કાલે તે ફુલ,
ડાહલી પર મરોડથી ખાતું'તું ઝુલ,
ને આજે શી આએ તેની કમતર હાલત,
નાજુક તે ફુલ ઉપર કેવી વિપત્ત?

અભાગ્યો તે હાથ, જેણે ડાહલીથી બહાર
તુંને ફેંક્યું જમીન. જે ડાહલી પર તું,

નાજ અને નખરાંમાં, કરતું'તું લાડ,
તે ડાહલીનો ગયો તું દિપતો સણગાર,
ને રાંડી તે ડાહલી તું વગર નાચાર.
શોધ તાહરી કરવા સહવારની હવા
આવશે તું પાસ, પણ જોતાંને વાર
નીચાણમાં પડેલું તુંને નાચાર,
ભેટ તાહરી હવા તે લીધા વગર,
મખમલી પાતરાંમાં પાછી જશે.

અરે! જો ડાહલીથી થયું જુદું,
તો બેહતર કે તુરામાં બંધાતે તું;
અથવા તો જુવાન કોઈ અબલાને સર,
ચંપેલીની સુગંધી વાડીની માંહે
તું ભરાતે જઈ, તો કેવું બેહતર!
કોઈ ખૂબસૂરત ઓરતના કાનની અંદર
તું પોવાયું હોત, તો તાહરી જગા,
કોમલ તે ઓરતના કાનની અંદર,
જહવેર થાને વધારે લાયક કેહવાત.
કાન નહિ તો તું તેની છાતી ઉપર,
પતંગિયાંની પેરે જો બેઠું હતે,
તો બોચની બદલે તું કેવું તે જગ
દિપકતું હોત.
મસ્તીથી પુર
ઈસકોલમાં જતા કોઈ છોકરાને હાથ
તોડઇ તું કિચ્ચલમાં પડ્યું હશે,

કરી જે એ ઘડી તુંસે રમત,
ફેંકી તુંને આ જગે દીધું હશે;
અથવા તો નારી કોઈ થતી પસાર,
સુંઘી તુંને તનમાંનો લુટીને વાસ,
મરવા તુંને આ જગે નાખ્યું હશે.
સાંધો તાહરો એક—તાહરી પાંદરી—ખરી,
છુટી તાહરાં તનપરથી હેઠલ પડીછ.
અરે! હોએ જો માહરાંમાં એવો હુનર,
કે વલગાડુ તેને પાછી હું તાહરી ઉપર,
ને પછી તુંને ડાહલી પર પાછું હું પોઊં,
ને કાદવ ને ધુલ તાહરાં તનપરથી ધોઉં,
તો પાંદરીને તે, અને તુંને પછી,
તાહરી પર તે, અને ડાહલ ઉપર તું,
ચોંહટાડી બંધેને જીવતાં કરૂં.



# ખૂબસૂરતી.

૧

કાશમીરી પાહડો પર રેહનારી નાર-
નું જોયું મેં બળતું ભભુકદાર નીદાર.
જોયા મેં તેણીના ખૂબસૂરત હોટ,
નાચે જ્યાં ગાયનના મિઠા શરોદ;
જોયું સુહમારૂં ને અણિયાળું નાખ,
દીઠી બે આંખો દિપકતા ચેરાગ;

બરફ જેવા દીઠા બે ગુલછડી હાથ,
ગાલોનો રંગ જેવો રાતો ગોલાબ;
પણ નીદાર, ને નાખ, અને હોટ, અને આંખ,
કરી તું–ચેહરા પર ભેગો એકસંપ,
જેવી રીતે મલ્યાંછે એકકમાં સાથ,
તે કાશમીરી ઓરતને આપેછે ઝાંખ.
હાથોમાં છે તાહરા એવો મરોડ,
(જાતિ ખૂબસૂરતીનું એવું તો જોર,)
છે તાહરા ગાલમાં એવો તો ઠાઠ,
કે કાશમીરી ખૂબસૂરતી જોડે બે હાથ.

## ૨

કેહું તાહરાં નીદારને બલતો પ્રકાશ,
સરખાઉં તું–હોટોને માણકની સાથ,
ચશમને સોંપું આગિયાનો ઝમકાટ,
દેખાડું નાખ ઉપર અણિયાલો દાદ,
કહું તાહરી આંખોને બલતા ચેરાગ,
હાથોને આપું ગુલછડીનો ઘાટ,
ગાલો પર બેસાડું રાતા ગોલાબ,
હુનરથી ભેલીને હજારો રંગ,
દેખાડું તાહરૂં તન ટટાર ને તંગ,
પણ ચિત્રાયલી નહિ કેહવાએ જેવી તું છે,
પોણી તાહરી ખૂબસૂરતી દટાયલી રહે.
નાચાર છે જો તુંને દોરવા હુનર,

તો બેહેતર કે મારૂં મોહડાંની ઉપર
ચુપકીદી-કુલુફ,[1] ને તાહરી આગલ
હેરતથી નમાઊં હું માહરૂં જીગર,
ને **સંપુર્ણતા** તુંને કેહું એટલે બસ.

---

૧ તાલું.





"છે ચિતારાના હુનરમાં એવી કલા,
અસલ થશે નાબુદ, ને નસલ હૈયાત."

(ગુલમોહરનાં ઝાડોનાં એક ચિતર વિષે, ૧૨—૧૩, સફે ૧૮૭.)

# ગુલમોહરનાં ઝાડોનાં એક ચિતર વિષે.

ઉગ્યાંછ માહરે બગીચે ગુલમોહરી ઝાડ,
ખીલ્યોછ તે પર ફુલોનો રતાસી બાહાર,
પણ ઝાડો જે આ માહરાં ચિતર અંદર,
દેવાલ પર લટકાયલાં ઉભાંછ સદા,
તે ગુલમોહરી ઝાડો છે એવાં અચલ,
કે મુજ બાગે ઉગેલાં ગુલમોહરી ઝાડ,
ઉગી, ખીલી, કરમઈ, ને સુકઈ જશે,
પણ એ માહરી દેવાલ પર ઉગેલાં ઝાડ,
નિર્મલ આએ પાણીના કિનારા પર,
દિપતાં તે પાણીની સાથે વસી,
સદા રેહશે તેઓની સાથે મોજુદ.
છે ચિતારાના હુનરમાં એવી કલા,
અસલ થશે નાબુદ, ને નસલ હૈયાત.

## ગુલમોહરનાં ઝાડોનાં એક ચિતર વિષે.

"ધન તે હુનરને જેણે અતરંગ
અહિં ધર્યું વાદલ."[1] આ પર્વતી તોંચ,
કેવી તેણે સુહમારી કીધીછ સફા,
જાણે હોએ તે ઉપર કુદરતનોજ રંગ!
અને તેનાં પાસાંમાં ઝાડો ને ઘાસ,
કેવાં તેણે આબેહુબ ચિતર કલા–
થી કીધાંછ હૈયાત! પંખીઓ પણ,
કેવાં તેણે, તોંચ ઉપર ઉડતાં સરલ,
પાડ્યાંછ અજબ! અણિયાલી પાંખ
ઝુમાવીને નીચાણમાં, ઉડતાં તેઓ,
જાણે આએ ઘડીએ, માહરી તરફ,
અહિં આવેછ સરી; લેઈ ચાંચોમાં ઘાસ,
બે પંખી તો માલાને બાંધવા થકી,
ઉડી ચાલ્યાં, જો! પેલા ગુલમોહર તરફ,
જ્યાં અધુરો માલો છે પાતરાંની માંહે;
અસંપૂર્ણ હાલતમાં ઘાસો ઝુમે,
તેની બાજુ ઉપર; બે ગુલમોહરી ફુલ
તુટી તે પર પડ્યાંછે રાતાં ચટક.

૧ Wordsworth.



## વાસ વગરનાં એક ફુલને વિષે.

ધારણ તુંએ કીધુંછ સોહામણું બદન,
પણ ધરાવતું નથી તું તેમાં સુગંધ;
કીધોછે તેં ખાલી ભપકો ને દાદ,
પણ જોઈતો.જે ગુણ તેમાં છે તું પછાત.
સુગંધ છે ફુલોનો મોહટો સણગાર,
તે વગર તું માહરો ખેંચે ન પ્યાર.
આ તાહરી પાસેનું ઉગેલું ગુલ,
છે દેખાવે સાદું ને રંગોથી દૂર;
નથી તેનો જોકે કંઈ ઘાટ કે ઘટમ,
પણ ભરેલોછે તેમાં એવો સુગંધ,
કે ખેંચેછે તે માહરૂં ધક અને તન.

# રે! હું તો નિરાશ!

ઝાડપાનો ઉગ્યાંછે એવાં અજબ,
પરીઓનું લાગેછે તેમાં મથક;
દેખાડેછ પતંગ સૂનેરી કસબ,
પરીને સવાર થઈ દોડવાની રથ;
ખીલીછે ચોમેર લીલોત્રી, ને ઘાસ,
ખીલી લીલોત્રી, પણ હું તો નિરાશ!

ખીલેલી પેદાશમાં મ્હને શું કામ ?
મિતરની છાતીમાં માહરૂં મુકામ.
ઝેહર જેવી દિસેછ નજરે જેહાન,
મિતરની છાતીમાંજ માહરો આરામ.
હસતી ઊભરાયછે ચોમેર પેદાશ,
હસતી ઊભરાએ, પણ હું તો નિરાશ !

ઘાસોનાં નરમ બીછાનાં ઊપર,
ચુમતાં એકકને ઝાડો અંદર,
તું સાથે ફરતાં આ માહરૂં જીગર,
કેવું થાએ ખૂશીથી તલે ઊપર!
જોઊં કેવો હરખથી ત્યારે પેદાશ!
પણ આહ ! નહિ તે સિવાએ નિરાશ!

એકકમાં વિટલાયલી ડાંખલીઓ પર,
કુદકાઓ મારી નીચેથી ઊપર,
પક્ષીઓ બોલે મધુર્યા સવર,
પણ નીચાણમાં હું તો જેવી કબર;
કબર છે તન માહરૂં જીવતાં જીવત;
નહિ મલે તું, ત્યાંથી નાહસે હરખ !

પીછાલી મરઘી લીલોત્રીની વચ્ચ,
કાંટો કે કચરો જેબી કંઈ દેખાયછ,
તે પગોથી ખોલીને શોધેછ ખોરાક;

ન્યામત આપેછ તેને જમીનની ખાક;
સુખી ને શાંત છે તે વચ્ચે પેદાશ,
ધીરજથી જીવતી; પણ હું તો નિરાશ!

આ બોહલા દેખાવપરથી કાગડો સિહા,
પાંખ ફફડાવતો જાયછ, ને ઓલાને તે
ખીલતી લીલોત્રી પર ઘસડતો જાયછ;
હું ન જાણું શું તેની છાતીની માંહે
વિચાર હશે? પણ વચ્ચે પેદાશ,
નથીજ તે થયો મુજ પેરે નિરાશ!

કુદરત–કસબનું પેલું પતંગ,
પાંખ હલાવતું પોતાની નાજુક નરમ,
આણીમેર પેલીમેર દોડતું ફરેછ;
નાચતું ને કુદતું વગર ખાવે દમ,
ખુશીમાં દોડેછ તે ઝાડો તરફ,
પણ નહિ આ છાતીમાં માહરી હરખ!

ફિક્કો ચંદ્ર ભરશે રોશનીથી તન,
ને ફેલાવશે હર જગ રૂપેરી કિરણ,
ત્યારે એકાંતવાસમાં તાહરૂં બદન
થાએ માહરી છાતીસે અથડતું અર્પણ,
તો કેવો મોહબતથી હું કરૂં ચુંબન!
પણ આહ! નહિ તે સિવાએ અગન!



# એક ફુલે ખવાડેલો ભુલાવો.

જો! પેલું ડાહલી પર બેઠેલું ફુલ!
કાલી તે ડાહલી પર આતશી રંગ–
માં છિપેછે કેવું તે નાધલું ને તંગ!
પેહલ્લી નજરે મેં જાણ્યું પતંગ,
ને હીલવી મેં ડાહલી, કે ઉડીને તે
હવામાં દેખાડે કોમલ બદન;
પણ ચોંહટીને બેઠેલું ડાહલી પર તે,
નહિ જ્યારે ચોંકાને ઉઝ્યું ગગન,
ને ઘુઝીને પાછું પોતાની જગેજ,
હસી માહરી ભુલ ઉપર, ચુપકીદું થઈ,
ઉભું જ્યારે અસલી હાલતની અંદર,
જાણ્યું મેં ત્યારે કે હતું તે ફુલ,
જોઈ ત્યારે મેં માહરી પોતાની ભુલ.



# બેચેન ઘડી.

ચાલી આ જીંદગીનાં પાણીમાં ઓટ,
મોહત આવી બુજવશે હૈયાતી-જોત,
લુટી લેશે તે માહરૂં મીટીનું ઘર,
મીટીથી થયલું મીટીમાં આખર
તે વેરાન થશે; પણ, તાહરો દિદાર,
આ આંખોમાં પકડવા, હું તો નાચાર.
જોયો તુંને મેં ત્યારથી ત્રીજી વખત,
ફરી રહી સૂર્યની આસપાસ જગત.
ત્રણ તેના ફેરામાં લખો બનાવ
આવ્યા ને ગયા, પલભરના દેખાવ
નજરે ધરતા, પણ સેતારો બદ!
કે દિશે તાહરા વિના સઘલું ઉજડ. .

સુરજ ઉગેછ દીસનાં, તો આખી જગત
હસતી આવકાર દેયછે તેને તરત;
પણ માહરી દલગીરીમાં તેનો ઉજાસ
કંઈજ નથી મહને પણ ખરો કાલાસ.
માહ આવી રાતનાં આકાશની ઉપર,
ધીમે ચાલ્યો જાયછે વાદલાં અંદર;
ખલક સારી તે તરફ તાકીને જોયછ,
પણ માહરૂં તો જીગર ત્યાં અણદીઠું રોયછ.
બુચો, માહરા પ્યારથી તદન બેખબર,
ફેરવેછે માહરી ગમ હેતની નજર;
રમકડાંની ગાડીમાં તેને મજાહ
જેવી પડેછ તેવી મહને લેવા,
તે મુગી બોલી અંદર અરજ કરેછ,
પણ માહરૂં તો જીગર ત્યાં છુપું રડેછ.
કુતરો માહરો પેલી પિયાનો હેઠલ,
ગલીચાની દોરીને ખેંચેછ આગલ,
ખેંચતો લાવેછ તેને પૈયા આગલ,
કે જોર વધુ નહિ થવે તેને પાછલ
તે સરકવા દેયછ; ને જોરથી પછી
દોરી પર ભોંસેછ તે દોડ્યો ધસી.
એવી રીતના ગેલો કંઈ તે બેશુમાર
કર્યો જાયછ, તેથી હું મનસે વિચાર
કરૂંછું આવો, કે અરે દાતાર!
શું હુંજ છું એટલો બધો ગુનેહગાર,
કે કમીના કુતરાથી, માહરૂં જીવતર,

બેહતર તો રહ્યું, પણ કીધું બદતર!
નાચતો ને કુદતો તે ગુબ્બારો છે,
પણ તાહરો તો બંદો અહિં હુબ્બારો છે;
દોડેછ જેવો જલદી તે નજદીક ને દૂર,
દોડેછ તેવું લોહી તેનું રગોમાં પુર;
પણ માહરૂં તો લોહી આ રગો અંદર,
જડ થઈને પડ્યુંછે જેવો પથ્થર.





# ગુજરેલા દન.



શું નહિ ફરશે પાછા તે મરેલા દન,
બચપણમાં કરતા જે મહને મધન ?
બેહન જ્યારે માહરી પિયાનો પર હાથ
ચલાવી ગાયનને આપતી જનમ,
ધીમે ધીમે હલાવી ગાવામાં તન,
દિલ કરતી મધુર સ્વરથી ગરમ ?

શું નહિ ફરશે પાછા તે મરેલા દન,
બચપણમાં કરતા જે મહને મધન ?

મા જ્યારે માહરી લઈ સીવવાનું હાથ,
ઘડી ઘડી ફેરવતી મુજ પર ચશમ,
ખરા પ્યારને ફેંકતી તે માહરી તરફ,
લપેટતી કાટલાં પર ધીમે રેશમ ?

શું નહિ ફરશે પાછા તે મરેલા દન,
બચપણમાં કરતા જે મહને મઘન ?
આવતો જ્યારે ઈસકોલથી સાંજને વખત
લેતી મા માહરી એક હેતનું ચુંબન ?
લુટી ગયો તેને જમાનો સખત,
સુખને ઘસડી જઈને ફેંકી વિપત્તઃ

શું નહિ ફરશે પાછા તે મરેલા દન,
બચપણમાં કરતા જે મહને મઘન ?
જતો જ્યારે ફરવા હું સાંજની વેલા,
નાધલી એક ગાડીમાં થઈને સવાર,
પાસે લંબાયલા એક કિનારા પર,
ચુંટી લેવા કોડી ને ચલીચોખા ?

શું નહિ ફરશે પાછા તે મરેલા દન,
બચપણમાં કરતા જે મહને મઘન ?
હોંસે જોતો વાર જ્યારે તેહવારોની,
બાવા સાથે જવાને વાડીવંતર ;

જોતો જ્યારે સ્વપ્નામાં પતેતીને,
ને વાગતું તે સહવારનું ખુશ વજંતર?

શું નહિ ફરશે પાછા તે મરેલા દન,
બચપણમાં કરતા જે મહને મઘન?
પેહરતો હું કાગજની તોપી જે વાર,
ને સોન્નેરી માછલીનાં વાસણ અંદર,
તેરવતો જ્યારે હુ કાગજનાં વહાન,
પતરાંના ખલાસી મુકી અંદર?

આહ! નહિ ફરશે પાછા તે મરેલા દન,
બચપણમાં કરતા જે મહને મઘન!
પણ યાદ તેની રેહશે હ્યાં જીવતી મોજુદ,
નહિ ચાલશે વખતની તેની પર લુટ,
રેહશે તે મગજમાં જીવતી સદા,
જો તે રેહેશે જીવતી તો શાની છે ખુટ?



# એક કવિની મુશકેલીઓ.

એક દિવસ બેઠો હું લખવા કવેત,
પકડ્યો મુશકેલે વિચારને એક;
વધ્યો બે લીટીમાં જેવો આગલ,
આવી મુજ બેહન, ઉભી બોલતી વચન;
ઉડી ગયો ઝટ, માહરાં મનમાંથી બહાર,
આવેલો મુજ મનનો બેમૂલ વિચાર.

બેઠો હું લખવા એક દિવસ કવેત,
લખી મેં મુશકેલે લીટીઓ ચાર;
વધારવા જાઊંછ માહરો આગલ વિચાર,
વાત કરવા આવ્યો મુજ પિતા તે વાર;

ઉડ્યો મુજ મનમાંનો એમૂલ વિચાર,
નાહડો તે મનમાંથી હેબતીને બહાર.

બેઠો હું લખવા એક દિવસ કવેત,
વિચારોથી ભર્યો મેં આખો એક તાવ;
અદેખાઇથી મુજ પાસે આવ્યો પવન,
લુટી ચાલ્યો માહરો તે એમૂલો તાવ;
દોડ્યો તેની પુઠે, પણ આવ્યો ન હાથ,
ગીયો સદાનો તે એમૂલ વિચાર.

બેઠો હું લખવા એક દિવસ કવેત,
જોડી દિલ-ઉભરામાં કલીઓ ચાર;
અધુરો હતો તેમાં પડ્યો વિચાર,
પણ દુખી મુજ દાહડ એવી સખત તે વાર,
હતી કલમ કાગજના તાવ પર સવાર,
પણ લખું શું ? ઉડ્યો મુજ નાદર વિચાર.

એક દિવસ મુજ તને પેઠી'તી તાવ,
નહિ હતી બેસવાની મુજમાં તાકાત;
મક્કમ કરી મન, બેઠો લખવાને કાજ,
સરખાવતો વિચારો એકકની સાથ,
પણ બેશુદ્ધ થઈ પડ્યો, ન શુદ્ધ કે સકાર,
મેલવી મેં શુદ્ધિ, પણ ઉડ્યો વિચાર.

# એક કવિની મુશકેલીઓ.

એક દિવસ બેઠો હું લખવા કવેત,
લખી મેં લીટીઓ પાંચ અને સાત ;
નહિ હતો વિચારની હેલીનો પાર,
પણ આવી મુજ મન ઉપર અણચીતી ધાર ;
ઠોકવા લાગો વિંધણાંને એવો સુથાર,
ઉડી ગયો મુજ મનનો બેમૂલ વિચાર.

બેઠો હું એક દિવસ લખવા કવેત,
બાંધી મેં વિચારની હાર ઉપર હાર ;
આવી ઉભો માલી નિર્દોષ માહરી પાસ,
"સાહેબ! પેલું કીમતી ગોલાબ મુવું આજ!"
"જહાનમ જાએ ગોલાબ!" એમ બોલ્યો શેતાબ,
પણ મર્યો મુજ મનમાંનો બેમૂલ વિચાર.

બેઠો હું એક દિવસ લખવા કવેત,
ઉસંકેરાયલી હાલતમાં રાતને વખત ;
ચહડ્યો માહરાં મનમાં એક બેમૂલ વિચાર,
નિકલવાને હતો તે થયલો તૈયાર ;
ઉગી એટલે પૂર્વમાં સુફેદ સહવાર,
થયો ઘર-ઘોંઘાટ, ને ઉડ્યો વિચાર.

અરે ! જ્યારે કરૂંછ એ બનાવો યાદ,
થાયછ માહરાં દિલ અંદર ગમનો ઉભાવ!

## એક કવિની મુશકેલીઓ.

કરૂંછ હું અફસોસ, ને માહેતમ, ને રાવ,
પણ આવેછ એક દિલ અંદર એવો વિચાર,
નથી એવું સુખ આ જગતમાં હૈયાત,
દુખ જેમાં ભેલ્યું ન કુદરતે સાથ.





# ફુલ, પંખી, અને મેહલ.

મેં ઉગાડ્યો ચીની એક કુંડાંની માંહે,
પાંચપાંદર્યો, એકવર્યો, જંગલી ગોલાબ;
થયો તે ખીલીને જ્યારે તૈયાર,
કાધી એક બાલકે મોહબતની ભુલ,
ને તોડ્યું તે ડાહલી પર ઉગેલું ફુલ.

મેં પાલ્યું એક પંખેરૂં પીંજરાં અંદર,
પાંખોને ફફડાવી ગાતું હલક,
બાગા એક સલ્યાથી નિકલ્યું બહાર,
ને બેઠું તે પીંજરાંના કુંગરા ઉપર.
આવી એક એવામાં બીલાડી ત્યાં,
ને કુદીને મારી એક તે પર તરાપ,
નાખ્યું તે પંખીને નીચે જમીન.

સઘરીની પાસે મેં સેડયું તેને,

ને હજાર દસ હજાર રીતે લીધી જતન;
ટોપલીમાં રૂ મેલી મુક્યું તેને,
ગરમીથી જીવાડવા મરતું બદન.
ઉઘાડી ઉપકારથી તેણે ચશમ,
ને લાંબી એક નજરથી માહરી તરફ
મોકલ્યો તેણે એક છેલ્લો આભાર,
ને પછી આંખો તેણે વીચી લીધી,
ને લાંબું એક ડચકલું ખાતાંને વાર,
તે પામ્યું મરણ.—તે મરતો દેખાવ,
નરમ તેની સેવટની કાકલુદી સાથ,
હજી માહરી આંખોમાં રહ્યોછે યાદ.

ઉઠાવ્યો મેં હવામાં મેહલ એક બુલંદ,
આરકાં, ને બુરજ, ને ગુંબજો સાથ;
દીધા તેને સનેરી થાંભાના ટેક,
ને દેવાલના કોલામાં ગોખલા રચી,
મેલાવ્યાં પથ્થરનાં પુતલાં બેમૂલ;
જમીનોને મખમલમાં ઢાંકી લીધી,
ને તારા ને તીલીથી શોભીત કીધી.
તૈયાર ને સંપૂરણ થયો તે મેહલ,
કે થયો એક વીજલીનો તે પર ચમકાર,
ને બારિયો[1] તે મેહલ તેણે પડતાંને વાર.
એવી રીતે ફુલ, અને પંખી, ને મેહલ,
આવ્યો એ ત્રણેડોનો ધરતી પર અંત.

૧ બાલ્યો.



# માશુકી યાદ.

જે દખમામાં પડીછે માહરી માશુક,
જોતાં તેની ચોગમ ને ચાહરો દશા,
પાહડની કદણો પર નાલિયેરીઓ,
ઝુંકી ઝુંકી બોલેછે તેણીનું નામ.
જે રસ્તા પર લેતી તે મુજસે લતાર,
તે રસ્તાની બાજુ પર આંબાઓ, ડાહર[1]

---

૧ ડાહલ.

કાહડીને ઉભેલા હારેકટાર,
પવન સાથ બબડીને, કરેછે યાદ,
તે ઓરતનું નામ; સામેને પાહડ,
નાજુક તેના પગોની હેઠે જે ઘાસ
દબાતાં હતાં, તે ઘાસો તમામ,
આજે કેવાં થયાંછે, તેના વગર,
બિનલેહજતી, સુક્કાં, ને નબલી હાલત,
દેખાવમાં બતંગ; ખોતાં જીવત,
નરિયાં તે ઘાસોએ, જાતિ લીલાસ
તજીને, પેહર્યો છે તન પર પીલાસ.





# દરિયાના એક કોરા વિષે.

કિયા મહાસાગરનું તલિયું હશે,
કે પાણીને તું તેમાં બન્યું હશે ?
થયાં હશે તું પરથી વેપારી વહાન
કંઈ સેંકડો પસાર ; જે મોજાની હેઠ,
રેતીઓની રચકણમાં, તાહરૂં બદન,
પામ્યું આએ તીપણાનું રંગીત પહેરન,
તે મોજામાં કોણ જાણે કેટલાં મનખ,
ભાગેલાં વહાનમાંથી પડતાં હેઠલ,

તેં દીઠા હશે; દરિયાની ઘોર-
માં પડતાં તે મનુષના પછાડાથી,
કદાચ તાહરાં તન ઉપર પડતી અછાત
તેં સોસી હશે. આ બાજુનો ભાગ,
(જે ભાગીને તુંજ તનથી પડ્યો જુદો,
સાગરને તલિયે રખડતો હશે,—
અસંપૂર્ણ છે, જેની હાજરી વગર,
ઘટમ તાહરો લીસો, ને સુહમારૂં તન,)
કદાચ તે મરતાં મનુષની અછાત-
થીજ ભાગો હશે; અથવા તો કોઈ
કિનારા પર મોજાથી ઘસડઈ જતો,
અફડઇને પથરામાં પડતો જુદો,
રેતીઓમાં અહિં તહિં રખડતો હશે.
કદાચ કોઈ બાલકે, તેને કિનાર,
સૂર્ય-કિરણોમાં ચલકતો જોઈ,
ઉંચકી તેને જમીનથી લીધો હશે;
લાવી તેને મોહબતથા પોતાને ઘેર,
સંભાલ ને જતનથી, જહવેરની પેર,
રમકડાંમાં બાંધીને મેલ્યો હશે;
ચાલતા રાહદારીના પગની હેઠલ,
વિઘનમાંથી છુટીને, બાલકને હાથ,
સુખી હાલે તે જઇને પડ્યો હશે.
નહિ તેના કાનમાં સાગરનો ગગડાટ,
કે નહિ તેનાં પાંસાંમાં મોજાની છોલ;
નહિ તે પર દબાતા માછલીના હોટ,

કે બેડીની પેર તે પર જીકરાતી લીલ.
દુનિયાદારી તજી, તે, નીરાંતે જઈ,
ખુણાંમાં બેઠોછે સુખ્યારો થઈ;
પછોછ તેની પદવીમાં કેવો ફરક,
ને હેતથી લેવાયછ તેની કેવી સંભાલ,
કે ઝડપથી કોઈ તેને લેવા થકી,
લંબાવે હાથ, કે શું છે એ ચીજ,
તો રખે તેના સાંધાને પોંહચે ખલલ,
ધરે એવી બાલક તે જીગરમાં બીક,
ને સંભાલીને તેને લેવા થકી,
કરે બોલાં દિલથી કચવઈને અરજ.




મારે ઘાંટની લોખંડી જીભલી પોકાર,
કર વેહતા વખતનો કંઈ તું વિચાર;
ગયો વખત ગયો, ને આવતો વખત–
બી જવાનો એમ; તું, તે પર આધાર
રાખીને, ના કરતો ફોકટમાં લાડ.

લાડમાં ઉછલતો તું કરશે જો ઢીલ,
તો ઉછલતો જશે તું પાસેથી તે;
જશે, ને પછી તું ધરવા જશે,
તો ધર્યો ધરાયો નહિ હાથમાં રેહશે,
અછાત મારી તુંથી તે સરકી જશે.

હાલ વાગા નવ, અને કલાક પછી,
દસના ટકોરાની મલશે ખબર;
અટકાવ્યો વખત અટકતો નથી,
સડસડાટ ચાલેછ તે ધાસ્તી વગર,
ઉથલપાથલ કરતો બેદેહશત વધો.

સોનેરી મેહલો, ને હીરાનાં તાજ,
પીરોજાઈ તખ્તો, ને ઉંચા મિનાર,
પથ્થરથી બાંધેલા ગુંબજો ગોલ,
પાહડોમાં કોતરેલા ભારી આકાર,
જોર તેનાં આગલ, થઈ પડેછ નાચાર.

મેહલો છે ચમરી ગિરદ તેની પાસ,
બેમાલમ કરે તે તેમને તારાજ;
કરે ધીમી બાજીથી શેહરોના નાશ,
રોલી નાખી શેહનશાહો ગરદનફરાઝ,
મસ્તક પર ધરનારા સોનેરી તાજ.

લીધો યઝદેજર્દનો એક ડગલાએ જાન,[1]
સિકંદરની વાલી શરાબમાં મોહકાણ;
ફરેદુનને માથે ધુંમાવ્યું તોફાન,

૧ એવું કહેછે કે શાહનશાહ યઝદેજરદનું ખુન એક રતન જડીત ડગલો મેલવવા ખાતર કરવામાં આવ્યું હતું.

પલમાં લીધો વાહલા બેટાનો પ્રાણ,
મરાયો ભાઇઓથી એરચ જવાન.

રેશમમાં રમતી રાણીઓને તે,
જોડા વગર કાંટા પર નાહસતી કરે;
ફુલહને ઉંચકાયલી મગરૂરીમાં,
કાદવમાં ગુહણપુર નમતી કરે,
ને બોર જેવાં આંસુથી રડતી કરે.

અલોટતી નરમ બીછાનાં ઉપર,
નહિ મલે તેમને એક ફાટી ચાદર;
હતી જેમની કોથલીઓ પૈસાથી તર,
ભિક્ષાનો પૈસો પડે તે અંદર;
ઉંઘાડું ભટકે, તાજ–પેહરેલું સર.

કરતી જે તખત પર બેસી હોકમ,
ભિખ માગે, પથ્થર પર બેસીને, તે;
દોલત ગણાએ તેની, એક લુખ્ખો દિરમ,
ખાદીનાં ગજવાંમાં દોડતો હરદમ,
ઘડી જાએ અહિં, તો ઘડી પેલી ગમ.

ખાતી જે સોનાની રકાબીમાં,
ને પીતી જે બિલોરી જામમાં શરાબ,

કોટલીમાં થાએ તેનાં ભોજનનો વગ,
મેજ તેની ગંધાતી જમીન ખરાબ,
ને ગદલું પાણી તેનો રંગીન શરાબ.

દીઠા મેં ગબરૂઓ ખીલતા ઘણા,
—રાખતા જે છાતીને ઉંચે તરી,
સોનેરી મુંડાંની લાકડીઓ લઇ,
ફરતા મગરૂરીમાં લેહકો કરી—
ચયલા સલામ કરતા વાંકા વલી.

સાગરમાં સૂર્યના ડુબવા વખત,
લોકોને દેખાડવા ભપકો ને તોર,
પોશાક પર ગુમાવતા જેઓ બપોર,
છતરી લઇ બગલ રખડતા થયા,
ઝપાટામાં ટચાકી દાહડા ગયા.



# માહરા મિતરને.

નમાવ્યું તેં તાહરૂં ચાલાક કપાલ,
કે દાબું હું તે ઉપર હેતનું ચુમ્બન;
ચુમી, ચુમી, ચુમ્યો, મેં તેનો ઊઠાવ,
ને હાથોના ઘેરાવમાં લીધું બદન. ૪

દોડ્યો તે વેલા મગજમાં વિચાર,
કે આહ ! એ સુખ નહિ રેહશે સદા !
દિવસના ગોલાનાં દોડતાં કિરણ
પેરે તે થવાનું અંતે વેદા ! ૮

બીક માહરી અંતે એ પડી ખરી,
ખાબ પેરે ગઈ તાહરી દોસ્તી દોડી,
વાદલ પેરે વિખરઇને નાબુદ તે થઈ,
માયાનો બંધ તુંએ નાખ્યો તોડી. ૧૨

# માહરી માશુક.



અંધારી રાતે હું ઝબકી ઉઠુંછ,
વિચાર તાહરો કરવા, ઓ માશુક માહરી!
પવન જ્યારે ધીમેથી બારીની માંહે
સરકતો હોયછ, ને તારાઓ બાહર,
ગુલમોહરનાં ઝાડોમાં ધ્રુજતા દિસેછ.

મલસકું થતાં હું આશાની માંહે,
મેલાપ તાહરો કરવા, ઓ માશુક માહરી !
બારીથી સામેનાં ઝાડોમાં જોઉંછ,
કે તેઓની ડાહલોમાં તાહરો આકાર,
ધાસોમાં સરકતો આવેછ કે નહિ.

બપોરે સુરજ, મધ્યાનમાં આવી,
પેવસ થતી ગરમીથી, ધરતીનું દિલ
બલતું કરેછ; પણ બલતું જે અહિં,
અણદીઠ આએ ઉગરમાં, ઝમકતું છે,
બલતાં છે તે આગલ ધરતીનાં રદ.

ખભાં તાહરાં નાગાં પર ઝુમાતા બાલ-
ની કીમ્મત નથી; તુંજ પોહલાં કપાલ
પર મોતી ને માણકના કીમતી જડાવ-
ની શી છે અગત ? સિણગાર વગર,
તું શોભેછ એવી કે સિણગાર છે રદ.

દરેક તાહરા બાલોના શોભીતા વલ-
માં મોતીઓ પોરું, પણ મોતી વગર
શોભા આપે તે, તેવી શોભા અમૂલ
તે આપવાના નહિ; તે સોનેરી તાર
પર સૂર્ય રમે, એજ મોહટો સણગાર.

વાહ્લું તાહરી કાંડી પર સૂનેરી વીટ ?
અબઘડી નિકલ એ ઘાટકી વિચાર !
શું અદેખું સૂન્તું તે સોહામણો ભાગ
ઢાંકીને, માહરેથી તેની શોભા
અણદીઠ કરે ? ના ! નહિ બને !

તે દાહડે તું ગાતી'તી ઘાસોમાં ગીત ;
સરોવરની છાતી પર થઈ તે પસાર
આવ્યું માહરે કાન ; તે મિઠો હલક
ઘુંજેછ માહરા કાનોમાં અત્યાર તલક,
છે કાનોને તે જેવું જુબાનને મધ.

પવિત્ર છે થયલું આ સામેનું ઘાસ,
કારણ તાહરા નાજુક ને સોહામણા પગ
પડ્યાછે ત્યાં ; ફુલમાં ગરક,
સુખી થઇને ઊભીછ, તે ગુલમોહરી ડાહલ,
જે સાથે કાલે તું અથડીને ગઈ.



# એક અરજ.

સોસાયું તું વગર આ માહરૂં તન,
અરજ પર અરજ કીધી તુંને, પણ
તું આવવાનો નહિ. ખેર! તાહરી ખૂશી!
પણ હઈડાંનો દંખ તુંને ખાશે ચુસી;
ચુસી તુંને કરશે એવો તો દુખી,
કે પટકાઈને રડશે તું પોકો મુકી,
ને અંતે તું સમજી થશે પશેમાન,
કે નાહેકમાં લીધો તેં માહરો પરાણ.
નસેસલાર આવશે ઉચકવા મહને,
આશે ત્યારે જીવ તાહરો ભખી તહને;
સુસ્ત તાહરો પ્યાર ત્યારે તેજી થશે,
દયા સાથ ભેલઈ તુંથી રડઈ જશે,
ને ચાહશે તું મલવા મહને તે ઘડી,
પણ ગયલી તક જગતમાં કોણને જડી,
કે તે તુંને જડે? હજુબી સમજ,
ને કરી નાખ જુદાઇને ચીરી રજેરજ.



# પ્યારનો પોકાર.

૧

કરૂં જેમ વિચાર હું દિલમાં બેહદ,
કે પ્યારને ન આપું કદીબી મચક,
તેમ તેમ તે માહરી પર પોતાની જડ
મજબુતીથી ઘાલીને, માહરૂં મગજ
બેમગજ કરેછ; સમજનું રાજ,
પ્યારના રાહચોડી હાથ પર તારાજ!
અભાગ્યો હું રહું, પ્યારનો મોહતાજ,
છુપાણમાં બલું એજ તેનો એલાજ;
જમીન પર નાખું હું માહરી ચશમ,
જમીને પ્યાર જોઇને જાલવું ભરમ;

ખ્યાલમાંજ કરૂં તુંજ સૂરત પેદા,
ગમગીન થઈ ફરતો ફરૂં હું સદા;
ગમગીની એવીજમાં મેલવું મજાહ,
ધિક્કારેછ મહને, પણ એ તું-સજન!

૨

બલતા ચેરાગ સાથે અંધારી રાત,
તુંને ને તુંનેજ હું કરૂં છું યાદ.
બેધ્યાનીમાં, લોકોથી મલતી સલામ
પાછી વાલવાનીબી ન રેહતી ફામ.
રોકાઊં તાહરા પ્યારમાં હું એવો તમામ,
કે ગણકારૂં ન, ખીલતો કુદરત–દમામ.
ફોકટમાં, મોજાનું રેલતું પાણી
ઝીંખાય કિનારા પર, ધાંટું તાણી;
પ્યારથી ઝુમાયલી આ માહરી નજર
રોકાવા નહિ માગતી તેની ઉપર;
કાન માહરા નહિ આપે કોઠું તેને,
બુદ્ધિ માહરી બોલે કે "શોધું તુંને!"
આંખ અને કાન બંધે મસલત કરી,
જોએ ન, સાંભલે ન, મોજાને જરી.

૩

કાલે, હું ગમગીન ને શિકસ્તે હાલ,
તેબલ પર બેસીને, કુટતો કપાલ.

ચોપડીમાં દાટવા, હું, તાહરી જુદાઈ,
ફેરવતો પાનાં, ને જોતો ઉંધાઈ;
થયો એવો તું–પ્યારે હું લાએલાજ,
કે કરે મુજ પુસ્તકો ઉંધાઈ બરબાદ,
પણ નહિ કરૂં તેમનો હું કશો એલાજ,
લુટવા દેઉં તેઓને એલમનું રાજ.
વાંચવાને કરતો હું ઘણી કોશેષ,
પણ ફત્તેહમંદ નહિ ઉતરતી તે રેશ.
વિચારો ગયલા ભમવા તાહરી પાસ,
વાંચતો પણ કરતા વાંચેલાંનો નાશ.
ઠેરવતો એક વિચાર મુશ્કેલીએ,
તો ઠરે શું તેટલાં તે રૂખસત લીએ.

૪

બેહન માહરી બાગમાંથી લાવી ગોલાબ,
તે પાંદરીઓ ઉઠાવી આતશી રંગ–
માં ખીલીને પાંથરતો ચોમેર સુગંધ.
ભીંજાયલો દવ અંદર હસતો હતો,
પણ એ તેની ચહડતીનો ખીલતો વખત,
જુજ વારમાં ઝુમીને, નમતો થયો;
રતાસી પાંદરીઓ, કાલાસ પર જઈ,
ચીમરઈ સુકઈને વાંકી વલી ગઈ.
ના ધાર તું માહરો પ્યાર એની સમાન,
કે ખીલી, ને પમરી, ને કરમઈ સુકાએ.

પેમાન તેનું રેહશે તું સંગ જાવેદાન,
વખત ન તોડશે જહનુની તે તાન;
મક્કમ માહરો પ્યાર છે એવો ઓસ્તવાર,
કે રસ્તાખેજ લગીણુ તે રેહશે ટટાર.

### ૫

સામેના પર્વત પર ઉગતી કહલાર,
દબઈને ઘસાતી પગની હેઠલ,
જીગરથી કાહડતી સુગંધને ઉપર,
જુલમની સામે દેખાડતી મરવત.
ધારતો હું ત્યારે કે એવીજ મિસાલ,
તાહરી સખતાઈથી માહરૂં જીગર,
કચડાતું કાગજના તાવો ઉપર,
લીટીમાં ઘસડાતું, આપેછ સુગંધ.
ઘસારાને નમતી ગરીબડી કહલાર,
જુલમને ખંખેરતી ઉઠી ઉપર,
વેર લેવા બદલે પાંથરતી સુગંધ.
કચડ તાહરે ગમે તેમ માહરૂં જીગર,
પણ સુખડનાં ઝાડ પેરે ઘાની બદલ,
સુવાસજ આપશે જખમી તેનું દલ.



# જુદાઈ.

આ તનના તંબોરામાં તાનસનનું શુર
  થાયછ પેદા, તાહરી ગેરહાજરી અંદર,
જે અણદીઠું થાયછ એટલું મસ્તીમાં પુર,
  કે તન બીહને ધ્રુજેછ તે ધ્રુજરી અંદર.

નાહની ને મોહટી આ બદનની રગ,
  ગમ-દેવના ખૂની જુલ્મની અંદર,
ભાગી ફુટ્યો થઈ થઈછ રજેરજ,
  ખોઈ બેઠુંછ તન સેતમથી સબર.

આ આંખોના ગોખલામાં રોશનીનું નૂર,
બિનમિત્ર–મેલાપે, ઝુકતું બેઠુંછ;
તેજ આગલું તેમાંથી નાહઠુંછે દૂર,
ને જંગલીપણું ત્યાં હસતું પેઠુંછ.

આ માથાંના બેવફા બાલો દરેક,
જોઈ મહને બેઠેલો ગમમાં ચકચુર,
ઉખડી ખરી પડેછ મુલમાંથી છેક,
ને આગલી દોસ્તીને નાખેછે દૂર.

આ હાથોબી વેરહને પડ્યાછે સુસ્ત,
ને નમાવે દલગીરી બોજાએ સર;
છે ગુડણનાં બીજાગરાં ઢીલાં ધપચ,
તન થયુંછ બલતું, ને ઘુંમતું ઉગર.





# પાહડની બાજુ ઉપર ઉગેલાં

# એક ફુલને વિષે.

કાંટાઓ ને ઝેહરી પાલાઓની માંહે
નથી તાહરૂં કામ; છોડી આ વન
તું આવ માહરી સાથ, કે તાહરૂં બદન,
રંગીત જે સાંહઠા પર ઊગેલું છે,
તે સાંહઠાની સાથે હું માહરે ચમન,

રંગીત બીજાં ફુલોના ક્યારાની માંહે,
એવડ ખુબસુરતીથી બમણું શોભાઉં.
એખલું અટુલું તું પાહડની કઢણ,
ઝાંખા ધુમ્મસો ને ફુકતા પવન–
માં ગુમાવી દેય તાહરો બેમૂલ સુગંધ,
તે થાને બેહતર કે તું માહરી સાથ,
આવીને શોભાવે માહરો ચમન.





# એક બાળક વિષે.[૧]

સૂરત તાહરી જોતાં હું વિસરૂંછું મુજ ગમ,
પગલાં નાખેછ દમામમાં કેવાં તું નરમ!
મારેછે નિરાંતથી તું નિર્દોષી દમ.
(અરે! શાકર કેટલી બધી! થશેની કરમ?)
નથી સાંતવા પડતા તહને ભેદો કે ભરમ,
હમણા તો તું નિરાંતપણે નાહનપણમાં રમ.
(દાણો ખોસેછ નાકમાં! ઓ! માથું ફુટું ધમ!)
કોઈ પણ વાતની હાલ તો નથી તહને શરમ,
"છગન મધન દમ મારેછે," દીઠીછ દુનિયા કમ,
કમ દીઠીછે તેની રીતિ, રમ! છોકરા રમ!

---

૧ તોમસ હુડની "A Parental Ode to My Son" વાંચવા ઉપરથી સુહજેલી.

(અરરરર! ખડ્યો વાળ્યો ઉંધો, એનું તો એજ કામ,
કેવી મજેહની ચોપડી ખરાબ થઈ તમામ!)
બે ઘડી થર ઘાલ્યો બેસતાં થાએ તહને ચટપટ,
સંભાલવાનું તુંને યાર ઘણું રે બીકટ!
ન બોલે જુઠ બોલ તું, બોલનારો તું સત,
દિલ તાહરૂં સુધ્ધું એવું વિના કીન કપટ,
હોએ તાહરે હૈડે જેવું તેવું આપે મત,
બીજાંનાં કામકાજની નહિ તહને ખટપટ.
(અરે! ઉઘાડ્યું પાંજરૂં, ઉડ્યો ઓએ પોપટ!)
ઘોડો કરવા લાકડી પર હમણા તુંજ વખત,
વખત તાહરો આવેછે જોવા જગ-વિપત્ત.
(ચેડાં કાહડેછ એ ઘણાં, દોડી અહિંથી તહિં,
માએજી એને મોકલી દેવો, નહિ લખાતું કંઈ.)





# જે ખૂબસૂરત ચામડીમાં નથી ખુબી.

જે ખૂબસૂરત ચામડીમાં નથી ખૂબી,
તે હું તાહરી કાલી ચામડીમાં જોઉંછ;
જે ખૂબસૂરતી ખૂબસૂરત ચેહરે નથી,
તે હું તાહરા બદસૂરત ચેહરામાં જોઉંછ. ૪

હું તુંને ચાહુંછ તેવો સખુનની માંહે,
પ્યાર કોઇને કોઇએ ન કર્યો હશે;
હું તુંને ચાહુંછ તેવા ચાહને કદી,
જીગરમાં નહિ કોઇએ ધર્યો હશે. ૮

## જે ખૂબસૂરત ચામડીમાં નથી ખુબી.

દેખઇ મહને તું ખરી દૂરથી પરી,
  જોયો જ્યારે મેં તાહરો પરથમ આકાર,
હોએ જાણે આકાશથી આવતી સહવાર,
  ઉતરતી નખરાંમાં ધરતીને દ્વાર.

જાણતો ન હું તાહરી ખૂબી છે શું,
  પણ આટલી તો છે મહને ચોકસ ખબર,
કે ઉગશે આ દુનિયામાં જ્યાંતક સુરજ,
  જોશે ન તું જેવી નારી સુંદર.





# ગુજરેલી માય.

બેહસ્તમાંથી ઉતરીને પાછી તું આવ,
  ઓ માહરી વાહલી હેતવંતી માદર!
સટકેલાં સુખને તું પાછું ત્યાં લાવ,
  ઘેરી લેઈ મહને તું હાથની અંદર. ૪

કિરણ પેરે દોડતી ને સરતી તું આવ,
  ઓ માહરી વાહલી હેતવંતી માદર!

ફિક્રો ને સુક્રો તું જો મુજ દેખાવ,
ને કર તેને ચુંમીથી પાછો તું તર.

બેહસ્તમાંથી ઉતરીને પાછી તું આવ,
ઓ માહરી વાહલી હેતવંતી માદર!
સામે થઈ તાહરી મેં કીધો અન્યાવ,
પણ પસતાઉંછું હવે તો હું ખરેખર.

બેહસ્તમાંથી ઉતરીને પાછી તું આવ,
ઓ માહરી વાહલી હેતવંતી માદર!
મરતાં હું કરૂંછું તાહરો અફસોસ,
પણ જીવતાં મેં નહિ બુજી તાહરી કદર.

કદર ખાતી માહરી તું સરકતી આવ,
ઓ માહરી વાહલી હેતવંતી માદર!
નરમ હાથમાં માશીને લેતી તું આવ,
ને દાટી દે દુખને એક ચુંમી અંદર.

હસતી ને રમતી તું માયાલુ આવ,
ઓ માહરી વાહલી હેતવંતી માદર!
માતાના પ્યારથી બખશ મહને માફ,
ગુસ્સો તો નહિજ ફેંકે તાહરી નજર.

"બેહસ્તમાંથી પાછી તું ઉતરીને આવ"
  કાંહ લગણ બોલશ એમ રડી ફોકટ ?
ગઈ તે તો ગઈ તું ન આવશે ફરી,
  ચાહરમની બામદાદે ચુંમશ તું-પગ. ૨૮

ચુંમશ, ને ચુંમશ, ને ચુંમ્યા કરશ,
  ભેલતો ચુંમીઓસે આંસુઓ ગોલ,
જ્યાં તલક અખસશે તું મહને માફ,
  ને ઉંચકી લઈ ઓચરશે માયાના બોલ. ૩૨





# ગુસ્સો, એક ઓરતનો.

ફેરવ્યો ચેહરો તેણે પાછલી તરફ,
એક આંચકાની સાથ; તે આંચકાની સાથ
તુટું તેના કાન ઊપર ચોકડું તરત,
ને દોરાથી સરકીને ઊછાલાબંધ
સરિયાં, તેની ગરદન સુહમારી ને સાફ,
એ મોતીઓ પાક, તેજસ્વી ને સાફ;
ઊછલતાં તે મોતી, જમીનની ઉપર,
જોવા કે લેવા નહિ ઊભી તે રહી;
સંકોચેલાં ભવાંમાં ધિક્કારને લઈ,
સરકતી, ઠણકતી, ત્યાંથી ચાલી ગઈ.



# પરબલનો પાહડ.[1]

ઉજડ ને વેરાન તાહરા કાંઠા ઉપર,
કેહછે કે ભુતો, ને પરીયાં, ને જીન,
સોહામણા આકારોમાં ચાંદાની હેઠ,
સૂનેરી સિતારોને છાતી પર લઈ,
તોડેછ તેના તારોથી દિલકશ વચન.
તુંજ નાકાં પર આવ્યોછે ચોહરો જે પાટ,
ત્યાં આવીને વક્ષાંમાં એકઠાં મલી,
સાંકલ પેરે એકકસે જોડાતાં જઈ,

---

૧ આ પાહડ માથેરાનની પડોશમાં આવેલો છે.

હસી હસી નાચીને પાછાં ચહડેછ
તુંજ .બરડા ઉપર.
                    પચ્છમ–દશા,
ઉતરતી જોયછ તેઓ ચાંદાની રથ,
હવઈ મારગમાંથી જતી સ્વરગ.
ઉડી તેઓ જાયછે તે ચાંદાની પુઠ,
ને જોયછ જ્યારે પનવેલનો આવતો દરિયાવ,
પાંખરીઓ વલગીને બએની જોડ–
માં ગુંથેલો હોએ જાણે ફુલોનો હાર,
તેમ લાંબી એક લીટીમાં હીલતાં દેખઈ,
પાક તેનાં પાણીમાં ભીજાવા જાયછ;
ને તમામ તે પાણીની રૂપેરી ચીન
પર બગલસે બગલમાં તરતાં દેખાયછ.





# પક્ષીનો એક માલો.

પાતરાંઓના એક લીલા ઝુમખાની માંહે,
નાધલી એક ચલ્લીનો માલો હતો,
ચલકતાં હતાં તેમાં ઈંડાંઓ ત્રણ,
સરખી સૂરતનાં ને પૂર્ણ-બદન. ૪

એક છોકરો તે રસ્તેથી થતાં પસાર,
બરફ જેવાં તે ઈંડાં જોતાંને વાર,
ચહડ્યો તે માલે, ને લંબાવી હાથ,
ઊંચકવા ગયો તે ઈંડાંઓ ત્રણ. ૮

જે ચલ્લીની હતી તે ઈંડાં મિરાસ,
તે ચલ્લીએ માર્યો એક દુખનો પોકાર;

સર્યો એવાંમાં તે છોકરાનો પગ,
ઈંડાં વગર પડ્યો તે ઊંધે મસ્તક. ૧૨

પેઠો તેનાં મસ્તકમાં અણિયાલો પાહન,
લીધો તેણે તરત તે છોકરાનો જાન;
ગરીબડી તે ચલ્લીને કરવા મધન,
લીધો રએ એક જીવ, ને બચાવ્યા ત્રણ. ૧૬





# જુદાઈ.

ખ્યાલો પંથરાતા અખુટ ને અનંત,
લાવે સમજનો બેશુદ્ધિમાં અંત,
ધરે જ્યારે દલ માહરૂં ભૂમી પર રાહ,
તવાયલું, દબાયલું, સુકાયલું, તબાહ,
તાહરા મેલાપ વના ભાગુ ખંડેર,
ગમના કરારિયાને રેહવાનું ઘેર;
કાહડે જ્યાં વણી તે હાય ઊપર હાય,
વિપત્તનાં પડો એકક પર બંધાએ;
રે! તલવલતો જીવ માહરો તેમાં ગુંથાએ,
છુટવા તે માગે પણ વધતો ફસાએ;
ગમ માહરા જીવડાને દંખીને ખાએ,
લોહી માહરૂં ઊપસાતાં મગજ પર ધાએ,
અંધારાંમાં ગુમ થતી ચીજો દેખાએ;

દુખ જ્યારે માહરૂં એટલું વધી જાએ,
કે દુખથી દુખ મહને જરી ન થાએ,
ને આફતની હારોની હદ પુરી થાએ.
અંતે આશા આપે મદદનો હાથ,
અણુચીતી ઊગી તે નાખે ઝલકાટ;
મટી જાએ તેથી, બદ દુખોની રાત,
દિસે દુરમાં સુખ, એહું સબુરી સાથ.





# માહરી દુનિયા.

દુનિયાના લોકો દુનિયામાં ફરી,
નવી નવી ચીજોથી પામેછે રીજ;
પણ તું છે માહરી તો દુનિયા ખરી,
છે જ્યાં જોવા જોગ ઘણીએક ચીજ. ૪

છેઊં જ્યાં હંમેશનો હું મુસાફર,
કારણ તાહરાં બદનની જમીન ઊપર,

મન માહરૂં ભમવા ન કરતું કસર,
  કલ્પીત રીતે બદન ઘસડી અંદર. ૮

જોઉંછું જ્યાં હું, એક ખુણાં ઉપર,
  ગાલોનાં ખીલતાં ગોલાબો રંગીન,
નિર્મલ એ આંખોના ચશ્મા આગલ,
  સોનેરી કરતાં તુંજ તનની જમીન. ૧૨





# દોસ્તની મીઠી ચુંમી.

તનનાં દરેક ખુણાંમાં, માથાંથી પગ સુધી,
આણીમેરથી પેલીમેર, બધી જગ બેશક,
કોણ ખુશાલી પાંથરે, ધકધકતી કરી રગ?
દોસ્તની મીઠી ચુંમી.

અમર આકાશી સુખને, એક લેહજાની અંદર,
પંદરગણાં જોરથી, થોડી જગાની ઉપર,
કોણ એકઠું મેલવીને, ધીમે મોકલે અંતર[1]?
દોસ્તની મીઠી ચુંમી.

સરસ પોશાકો પડતા મેલી, ગલ્યાં વાનાં છોડી,
મગજની ગાડીની માંહે, તુરંગ-હારો જોડી,
શું લેવાને માહરી ઈચ્છા, ધસી ધમધમ દોડી?
દોસ્તની મીઠી ચુંમી.

---

૧ જીગર.



## એક આપખુદ રાજા વિષે.

ગલાં ભચડી ખૂનો કીધાં, કીધાં કરતુક કાલાં,
ભલાં કામમાં ફાંચડ નાખી, બાંધ્યાં મક્કર-જાલાં;
જોસ્સાથી જીન્દગી વેચી, તોડ્યાં મરવત-તાલાં,
બદ હવસની અગ્નથી સુકવ્યાં સુખનાં નાલાં;
થડ સઘલું તો ભશમ કીધું, દિસેછ અમહાં ડાહલાં,
દગદભરી લીલોત્રીથી દમામ દેતાં હાલાં;
લોભી ઇચ્છાને તાબે થતાં, પાયાં ઝેહરનાં પ્યાલાં,
ટુંકમાં, અનેક રીતનાં કીધાં તુંએ કાલાં ધોલાં;
પણ વિચાર કીધો તુંએ કંઇ, કે મરતી વેલા દુખડાં
આવી પુગશે તાહરી તરફ, મોહટે પગલે વેહલાં!



# એક મિતરને લખેલી.

ઘડી જે માહરા તપકામાં પડીછ,
થશે જ્યારે તન જાનના છુટા છેડા,
બોલ ત્યારે કરશે તું માહરો વિચાર,
તપકાવી આંસુ એક માહરી પર તું ? ૪

જવશ જ્યારે ધેઆન ઊપર દખમામાં હું,
જોડેલે હાથ, અને બાગેલે પગ,
બોલ ત્યારે કરશે તું માહરો વિચાર,
તપકાવી આંસુ એક માહરી પર તું ? ૮

થશે જ્યારે ધેઆન માહરી દખમે અણદીઠ,
ત્યારે તું માહરી પર ફેરવતો પીઠ,

ફકટ એક મોહબતનું આંસુ નરમ,
બોલ! માહરી ઉપર તું નાખશે કે નહિ?

દખમે ભંડાર માહરાં હાડકાં લેશે,
પણ યાદ તાહરી નહિ તેઓ લુટી લેશે;
અમ્મર છે જીવ માહરો જીવતો સદા,
યાદ તાહરી ધરવા અખંડ ને અખુટ.

દુનિયાના પાપથી હું દોજખમાં જશ,
યા ભલઈનાં કામોથી બહેસ્તી થવશ,
ગમે ત્યાં જવશ, પણ યાદીને હું,
તાહરા વિચારથી, નહિ ખાલી કરશ.

દોજખના દોર વચ્ચે અમૃત પીવશ,
છે તાહરા વિચારમાં એટલું કવ્વત,
(જો મેહરનાં તરાજવાંમાં માહરૂં સવાબ,
ચીનવદના પુલ ઊપર, કમતર થશે.)

બેહસ્તનાં મકાનમાં હુ દોજખ જોવશ,
નહિ—તાહરા—વિચારમાં એટલું કવ્વત,
(જો મેહરના સુનેરી કાંટા અંદર,
સવાબ માહરૂં પાપ ઊપર ચહડતું થશે.)



## લુઈ ફ્રેન્કનાં એક ચિતર વિષે.

લુખ્ખાં કેનવાસની તેં સુક્કી સપાટ
પર પાડ્યોછે એવો એક બેમૂલ ચિતાર,
ઘાસ, અને પાહડ, અને ધુમ્મસો, તેં
ચિતાર્યાછે એવાતો જોઇતી જગે,
વાદલોને આપ્યાછ તેં એવા ઉજાસ,
છાંયદાઓ નાખીને તું એ પેદાશ
ઉગાડીછે પીછીથી એવી અજબ,
કે ખૂબી તાહરી બુઝીને માહરી નજર,
બેમૂલ તાહરાં ચિતર પર ભમતી સદા,

સુખ જે કીધુંછ તુંએ તેમાં પેદા,
તે ભોગવતી બનેછે તું પર ફીદા.
તોડી લાવી જમીનના તુકડાઓ તેં,
જાણે આએ કેનવાસની સપાટ ઉપર,
સરસ રીતે ગોઠવીને મેલેલા હોએ,
વાદલોને તેં જાણે ધસડીને ત્યાં,
ખડકો ને પાહડો પર ઝુમતાં કરી,
થોભાવેલાં હોએ, તેમ આ ચિતર,
સંપૂર્ણ આકારમાં શોભેછ એવું,
કે એથી સરસ બીજું ચિતર કેવું ?





# સર જમશેદજી.

જેમ પ્રસારે પવન, ફુલ–સુગંધ અતિ હાંસે,
તેમ પાંથરી તેં એવી દયા મયા ચોપાસે,
કે દુખ, ડર, સેતમ, દફે થયાં તેને વાસે,
ને ચીથડેહાલ ગરીબઇ, હેબત ખાતી, નાહસે;
જે ઊત્તરમાં જીવ લઇને નાહસી, દોજખમાં જઇ કાંપે,
અંધારી જ્યાં રાજ કરેછે, સૃષ્ટિને છેક નાંકે.



## કવિતા.

દોસ્તની જુદાઈમાં,
માશુક–બેવફાઈમાં,
દુન્યાની આ ખાલીમાં,
કોણ છે ખેરખાહીમાં ?
તો ભલી કવિતા.

પ્યારનાં તોફાનમાં,
જોસ્સાની મોહકાણમાં,
દુખનાં મેદાનમાં,
કોણ છે ખેરખાહીમાં ?
તો ભલી કવિતા.

અતિશય કરજમાં,
પૈસાની ગરજમાં,

## કવિતા.

તુરંગની તરફમાં,
કોણ છે ખેરખાહીમાં ?
તો ભલી કવિતા.

ઘરના કંકાસમાં,
ગમના કાલાસમાં,
તન મનના નાશમાં,
કોણ છે ખેરખાહીમાં ?
તો ભલી કવિતા.

ગુનાહની તોજેશમાં,
દુખ તેમજ એશમાં,
સઘ દેશે દેશમાં,
કોણ છે ખેરખાહીમાં ?
તો ભલી કવિતા.





# જુદાઈ.

દસકત હોયછ કાગજ પર કાલા બલ્લક,
પણ ઝલકતાં જહવેરની રાખેછ અસર;
તેમ કાલાં તુંજ બદનનાં ભિત્તર અંદર
મહને બહુ નેક ગુણો આવેછ નજર.
ઓ જીગરમાં સમાયલા માહરા આધાર!
તેં મહને કહેલુંછે આગલ એક વાર,
કે યંત્ર એક છે તાહરા ઓરડા અંદર,
મધુર રાગો વજાડેછ તું તેની પર.
થાઉં કેવો ખૂશી જો વાલી પરવર
બનાવી દેય મહને તે વજંતર!
કારણ, ત્યારે તો તાહરા સંગની અંદર
નેક તાહરી દોસ્તીમાં રેહું બેફિકર.
જુદાઈની માહ ભારી બુરી અગન,
જલાવે નહિ ત્યારે, તન અને મન.
ધપકતી છાતીથી કોઈ દન એકાંત,

જુદાઈ તાહરી જબરીમાં બનુંછું શાંત;
ને વિચારની આંખોથી મનનાં વેરાન-
માં ધ્યાનને અધીરઈથી આપી જોહલાન,
શોધી કાહડી તુંને હું જોઉંછ એકેદમ,
કે પામુંછું ત્યારે હું નવોજ જનમ;
ને પ્યારભર્યા મીઠા લેહજતદાર સખુન,
દોસ્તીનાં તોખમથી જનમેલાં ખુન,
જોઉંછ તાહરા હોટોથી નિકલતાં બહાર,
મધુરસ વાણીથી આપતાં કરાર.
થોડોએક વખત એમ જાયછ કે વલી
જૂદી ઢપ પર ધક માહરૂં જાયછે ઢલી;
ને વિચારૂંછ તુંને ઉભેલો નજદીક,
ધમકી ને ધાંધલથી દેખાડતો બીહક;
"બેવકા થયો!" એમ જોશથી બોલી,
બોલ બોલતો એકકો તોલી તોલી.
પણ હું ત્યારે તે તાહરી ધમકી બધી,
હેતથી તું સામે જોઈ જતો ખમી;
ને મેલવતો તેમાંથી સુખો અતી,
કે ઢીલી થઈ તમામ રગ ઝુમઈ જતી.




ટુંક બુદ્ધિના લેખમાં, વનઅર્થે વપરાએ,
ખાડો પુરવા પિંગલનો, વેરાતો દેખાએ;
શબ્દ જ્યારે બીજો કોઈ, મંદ બુદ્ધિને થકી,
સરલ રીતે આવે નહિ, જનો વગ ત્યાં થાએ;
લીટી છેડે આવતા હિંદુઓના હો,
હોહા કરી નકામા અમસ્થા પુરાએ,
તેનો ભાઈ તું મહને તો, ખરેખર દેખાએ,
નોતરૂં નહિ જે જગે હોએ, ત્યાં પણ ઘુસી જાએ.



# તુટેલી દોસ્તી.

અરે ! ભાગ્યવંતો છે પેલો પથ્થર,
અદેલઈને ઊભોછ તું જેની ઊપર;
પથ્થરથીબી ગણેછ શું મહને બદતર,
કે સેકીન તો રહી, પણ એક આડી નજર
બી કરવાનો નહિ? તું મહને કદી
જો ચાહી નહિ શકે ધિક્કારસે લડી,
તો બેહતર કે ખંજર લઈ આવ અબ ઘડી,
ને લે તેને છાતીમાં ભોકી જડી,
કે તરતજ મોહતને હું ચુમી પડી,
હેરાન નહિ કરીશ હું તુંને કદી.
કેહછે કે રૂહો મુકતાતને વખત,
થોડીવાર આવેછ આ નીચલી જગત,

અગર હશે એમ, તો હું તાહરી તરફ
તે વેલા આવીશ, બહુ કરતો ઝડફ;
ઝડફ કરતો આવીને વલગીશ તરત;
પછે આવશે જ્યારે જવાનો વખત,
પ્યારને ફરજની એક મોહટી લડત
શરૂ કરીશ; પણ ખોદાઈ કલામ
આગલ નહિ ટકવાનો પ્યારનો દમામ.





# વાંદો અને આંબો.

વલગેછે વાંદો આંબાની ઉપર,
ને ચુસેછે તે તેનાં ભિત્તરનું લોહી;
જોઈ તેનાં પાતરાં ને ફૂલનો સણગાર,
અદેખાઈથી કરેછ તે તેને હલાક,
ચુસી લેયછે તે તેની જીંદગીનો રસ.
છે બારીક બદનનો પણ જોરમંદ એવો,
કે નાખેલાં એક મુલ વટે આંબાને તે
સોહરી ને સુકવી ને રીબતો કરી,

લીલોત્રી તેની તે લેયછે લુટી.
ખૂની વાંદો એ રીતે આંબાનો જીવ
એકદરીથી લેયછ; પણ પોતે પછી,
તે આંબાનાં સુકેલાં થડની ઉપર,
હલાકીથી વેરઇને પામેછ મરણ.
એવીજ રીતે માણસ, જે કરેછ ભુંડાઈ,
ભુંડઇને બદલે ન પામતું ભલઈ.





# ચાંદરણી રાતે એક બાલક.

પિતા ! તું જો પેલો ઝલતો ચંદર,
ચાલ્યેછે જેમ જેમ આ ઝાડી અંદર,
તેમ આવેછે કેવો તે સાથે ઉપર,
આસ્તે રહી ઘસડાતો આપણી આગલ !
તે દાહડે આવતો'તો આખો નજર,
આજે તો ભાગોછ તે અરધો અરધ.
જો તોડાતો હોએ તો કેવો તોડી લેઉં,
ને ઊછાલીને કરૂં હું તેસે રમત !

ચલકતું સિંગ તેનું આવે મુજ હાથ,
તો સવાર બની તે પર, હું રમું તે સાથ.
ખરીદિયો મેલામાંથી દાબડો મેં એક,
ત્યાં રૂમાલે બાંધીને મેલું તેને;
ઘડી ઘડી લેઉં તેને હાથોની માંહે,
ને કરૂં પાછો તેને બાંધીને બંધ.
આવેછ શાનું એમ તમને ખડખડ હસું,
કરશો એમ, જા બા! તો બોલશ ન હું!





# એક પતંગિયું માહરી ચોપડીમાં દબાઈ ગયું તે વિષે.

ઘોર થઇ આ પોથી તાહરી ફસ્યું તેમાં તું,
ગરીબ બીચારૂં તું મરે, ત્યાં હું કરૂં તે શું?
થોડોજ વાર અગાડી તો, હવામાં ઊડતું, તું;
ચાલ્યું જતું ઊંચી રાહે, ફડફડ કરતું, તું.
જે હવામાં વગર બીહકે, દોડ્યું જતું, તું,
તેજ હવાએ દોડી આવી, જીવતર લીધું, તું;
કે એજ હવાએ પોથીને જો બંધ ન કીધી હોત,
તો આ ઘડીએ કચડાઇ જતું, હું તુંને ન જોત.
એ પ્રમાણે જોતાં તો, હવા ને પોથી બેઉ,
એક બીજાંની સાથે મળ્યાં, ચુસવા તાહરૂં લહુ.

બુચો દોડી તાહરી પુઠે, પાજ કલાક અગાડી,
પકડી તુંને દોરે બાંધી, વિપત્ત તું પર પાડી;
સમજાવીને તે પાસેથી, મેં છોડાવી લીધું,
આસ્તે રહીને, ગાંઠ છોડીને, તરત છુટ્ટું કીધું;
નરમ હાથે સંભાલીને, તુંને ઊપાડી લીધું,
રંગીત તાહરી તીપકીઓમાં, તુંને ઉડતું કીધું,
કે ઉડતું ઉડતું તું પતંગિયું, આ પોથી પર પડ્યું,
આરામ લેવા બેઠું તું, પણ મોહત તુંને ત્યાં જડ્યું.





# જુદાઈ.

મોહતને મલવા માગું હું, પણ મોહત તો નાહસતું જાએ,
છાંયો ધરવા જાઊં ખરો, પણ છાંયો કેમ ધરાએ?
પ્યાર–સમૂદ્રે તોફાનમાં આકુલ વ્યાકુલ થાએ,
વિચારોના વમલમાં માહરૂં મન ઘસડાએ;
ઘસડાતું તે તેની અંદર ચક્કી ખાતું જાએ,
ફેર આવે અતિશય તેને, ભાગું ભસ્તું થાએ;
પણ અદેખો પ્યાર–સમૂદ્ર ડુબાડી ન દેય,
જીવતાં દુખમાં જીવતો રાખે, નહિ ખમાતું રે!
દોજખ–દુખ છે ત્યાં ખરૂં, પણ આ જગતમાંભી
શું કીધાં મેં પાપો હશે કે વેઠું પીડા ઘણી?
વેઠું પીડા હું ઘણી, વધતી હરદમ રોજ,
વધારતી નીજ ઓજ પણ ઘટાડતી મુજ ઓજ;

રાત્રે જોઊંછું ચંદ્ર તો પોહલો થતો જાએ,
ઉપસી આવતા વિચાર સાથ તે પણ પોહલો થાએ;
પોહલો થતો પ્રકાશમાં ઓછો થતો જાએ,
કે સંકોચાતા વિચાર સાથ, તે પણ સંકોચાએ;
બને જ્યારે માહરી આંખો ઝાંખી પાછી તેજ,
કે ઉઠે પાછું મગજમાં નવુંજ રસતાખેજ.





# ખોટી ફિસ્યારી.

બન્યું તો મેહેલમાં છે રેહવું ભલું,
નહિ તો કે ઝુપડીની શું છે શરમ?
બન્યું તો સ્વાદીષ્ટ ભોજન તું જમ,
નહિ તો કે ઝુમલાની શું છે શરમ?
ખોદા તુંને આપે, ને કરે જો છેલ,
તો ઓઢાડે તું તાહરાં તન પર રેશમ,
અગર નહિ તો ઠીંગડાંનાં કપડાંથી તું
ઢાંકે જો પોતાનું નાગું બદન,
તો શું છે મુઝાકો, ને શું છે શરમ?

શરમ છે તેમાં કે પૈસો ન હોએ
ને કરે તું ફોકટનો હાલો દમામ,
ફિસ્યારીથી લોકોનું ખેંચે તું ધ્યાન,
ને સમજે તું તે અંદર પોતાનું માન;
મોહટાઈ નથી તેમાં, છે હલકાઈ–નિશાન.
જે મિસાલે પાણીનો પરપોટો એક
દેખાડે પોતાના કમાની રંગ,
બાલક તે પર બે ઘડી હરખીને જોએ,
પણ સેવટે થાયછે તેની મોહટાઈનો ભંગ,
જ્યારે તે પર પવનની લેહરી ફુંકાયછ,
તે મિસાલે બે ઘડી લોકોની માંહે,
દેખાડે તું તાહરો ફોકટ દમામ,
પણ સેવટે જાએ તાહરો ભાગી ભરમ,
તે થાને બેહતર, જો શોભાની માંહેજ,
નમાની હાલત, તું પામે મરણ !





# એક રાણીએ બરબાદ કીધેલું મોતી.[1]

અંધ્યાર તુંને કરીને કોટલાંની માંહે,
આપી તાહરાં બદનને કરવા પૂરણ,
કુદરતે ગુમાવ્યા સેંકડો જમાન.
ને તોફાની મોજનની હેડે તુંને,
હજાર દસહજાર ઘણી જતનોથી,
કમીની હાલતથી માતબર કીધું;
પણ મૂરખ એક રાણીની મુઠ્ઠીની માંહે
તું ભીકરાયું જઈ, ને જુગોની રંજ,
એક મોનીતના કાંટાથી નહિ હોતી થઈ;
ભેલી નાખ્યું તુંને મિશ્ટ વાનીમાં એક,
ને કમબુદ્ધ તે રાણીએ તુંને હંમેશ,
ધરતીના તખ્તાથી નાબુદ કીધું.

---

૧ એવું કહેછે કે મિસરની રાણી કલીઓપેત્રાએ પોતાના રૂમી આશક એનતની આગલ પોતાનો ભપકો બતાવા માટે એક બેમૂલ મોતીને શરકામાં પીગલાવીને તેની એક વાની બનાવી હતી.



# દરિયે કિનારે ગયલો વિચાર.

આએજ જમીન પર બસો વરશની પછી
કરશે કિયા મરદના પગલાં પસાર?
અહિં રેતીનો કિનારો રેહશે મોજુદ,
કે પુરી મટોડી ને પાયો રચી,
ઉઠાવશે તે પર કોઈ નાદર મકાન?
અહિં દરિયાના મોજાઓ આવશે ચહડી,
ને કરશે આએ રેતી પર પોતાનો વાસ,
કે ધરતીના આંચકાએ ઉઠીને ત્યાં,
ઉંચાં કોઈ મસ્તકનો અણિયાલ પર્વત,
ત્યાં કરશે મદદ? કોણુને ખબર,
કે ઉઠશે આ રેતી પર મનુષ-મકાન,
કે મચશે ત્યાં લડાઈની ખૂનભરી જંગ?

# તપકીરનો એક સુહરાકો.



માર્યો સુહરાકો તપકીરનો એવો
તેણે નાકની અંદર,
કે છીંકથી બેજાર થયું, તેનું મગજ:
ને કચવાતું નાક તેનું, ગુસ્સાની સાથ,
ઉછલતું દેખાડે ઉપજતો ક્રોધ.



# જુદાઈ.

હું છું જેમ શીશો ને તું છે શરાબ,
શરાબ વના શીશાનો નહિ કેથે દાગ;
શરાબ સાથે શીશો મંડલીમાં નાચે,
શરાબ વના શીશો જાએ ખુણે ખાંચે;
ગમ ન લેય દિલથી કદીબી રખસુદ,
જ્યાં તક આ તનમાં તું–શરાબની ખુટ.
છે યાદ મહને, એક વેલા, નિશાલની માંહે,
નીચેનાં વર્ગમાં માર ખાતો સખત;
કરતો જ્યારે તું મહને મિઠ્ઠી મદદ,
નરમી, કે ધાંધલ, કે ધરપચ–હરફ–
થી જોકે તું નહિ કરતો માહરો બચાવ,
પણ રૂજાતા તુંજ સુખે નેતરના ઘાવ;
પડતો જ્યારે એક ગમથી સખ્ત મહને માર,
કે બીજી ગમ આવતો દોડી તુંજ દિદાર;
એવી રીતથી દોડતો કે નહિ કોઈ જુએ,

અણદીઠો આવી ઝટ ધાહ રૂજાવે.
સખી તએહ હોયછે જે નરનું જીગર,
તે નાચારીમાં ફસેલા લોકો ખાતર,
કરેછે તન, મન, ને ધનથી રગડ,
પણ રૂવાંનેબી નહિ પડતી તેની ખબર;
તેમ અણદીઠ તું આવે તેમાં શું અજબ,
તું—જેનો ખરી સખાવત કસબ;
હવઈ તાહરાં એ રીતે આવવાથી, મુજ
જીગરમાં પ્યાર એવો આવતો અચબુચ,
કે મરકટચાં બદનની મુરદાલ નેતર,
નહિ કરી શકતી કાંઈ તનમાં અસર.





# માહરા મિતરને.

આહ! એકજ વાર મોહબતથી જો મહને તું,
ને ખુશાલીમાં ડુબશે આ માહરૂં જીગર;
રે! એકજ વાર બોલ એક માયાનો હરફ,
ને નાચી કુદી રેહશે આ માહરૂં જીગર. ૪

હસીને બોલે તું બીજાઓ સાથ,
ને બેમાલમ વિંધે આ માહરૂં જીગર;
રે! મોહબતથી આવી એક બોકી તું લે,
ને નાચી કુદી રેહશે આ માહરૂં જીગર. ૮

મોહબતથી જોએ તું એક ફુલની તરફ,
ને ફેંકે નહિ માહરી પર તાહરી નજર,
આંખ વીચી કાંય નહિ હું બલું તે વાર,
અસંતોષી, દુખી, બેહાલ, બેસબર? ૧૨



# ભજન લાયક કોણ?

મદદ કરે પડેલાને, હાથ આપી ઊઠાડી,
ભજુંછ તેને ખરાં દિલે, સર મુજ નમાવી.
સ્વાર્થ પોતાનો મેલી કરી, પારકી પીડા તાણી,
ભજુંછ તેને ખરાં દિલે, સર મુજ નમાવી.
દયા ખાધી કોઈ તણી, આંખમાં પાણી લાવી,
ભજુંછ તેને ખરાં દિલે, સર મુજ નમાવી.
માતાની સામે ન થયો, તેનાં દુખને ધાવી,
ભજુંછ તેને ખરાં દિલે, સર મુજ નમાવી.
મિત્રતાની છુપી વાતો, રાખી જેણે દાવી,
ભજુંછ તેને ખરાં દિલે, સર મુજ નમાવી.
અક્કલની સમશેરે કરી જડ ગુસ્સાની કાપી,
ભજુંછ તેને ખરાં દિલે, સર મુજ નમાવી.
બદ અંદેશો દૂર કરાવ્યો, ખરી બીના બતાવી,
ભજુંછ તેને ખરાં દિલે, સર મુજ નમાવી.

કીનાની હૈયાતી લીધી, નાખી તેને દાખી,
ભજુંછ તેને ખરાં દિલે, સર મુજ નમાવી.
ગરૂરીની બદ કેફથી રાખ્યું સરને ખાલી,
ભજુંછ તેને ખરાં દિલે, સર મુજ નમાવી.
એહરેમનને બંધ કીધો, બદ લોભ પર ફાવી,
ભજુંછ તેને ખરાં દિલે, સર મુજ નમાવી.
ધરમના બચાવને માટે જીંદગી જેણે આપી,
ભજુંછ તેને ખરાં દિલે, સર મુજ નમાવી.
વેશ્યાની નિર્લાજરી રીત તરક જેણે કરાવી,
ભજુંછ તેને ખરાં દિલે, સર મુજ નમાવી.
હાથ હલાવ્યા જમીન ખેડવા જમણી ગમ ને ડાવી,
ભજુંછ તેને ખરાં દિલે, સર મુજ નમાવી.
ખરૂં ખોટું ખોલી જોવાની જેની પાસે ચાવી,
ભજુંછ તેને ખરાં દિલે, સર મુજ નમાવી.
નાત જાતના ફરક વના દયા જેણે વરસાવી,
ભજુંછ તેને ખરાં દિલે, સર મુજ નમાવી.
બદકારોના બદ ખવાસની વાત જેને ન ભાવી,
ભજુંછ તેને ખરાં દિલે, સર મુજ નમાવી.





# ખીલતી સહવાર.

(શેક્સપીયર ઉપરથી.)



દીઠીછ મેં ઘણીએક ખીલતી સહવાર,
મેહેરબાનીથી પર્વતનાં મસ્તક ઉપર,
ખુશામતથી જોતી, ને સુનેરી ચેહર-
થી ચુમતી મેદાનોની લીલી, ને તે,
આકાશી કીમ્યાંથી ઝરાઓને,
ફિકાસ તેમનો દૂર કરી, દેતી ઝલેહ.
હલકાં વાદલોને પોતાને ચેહર,
સરકશીથી થવા તે દેતી પસાર;
તલબ તે પર કરનારી દુનિયાથી તે
છુપાવા દેતી ખુદ પોતાનો ચેહર.

આસાયશથી થાકેલું પંખેરૂં લાર્ક,
ભીનાસવાળા પોતાના માળાથી ઉંચ
ઉડેછે આકાશ અંદર ગાતું બુલંદ;
જગાડેછ તે સુતેલી આલસુ સહવાર,
રૂપેરી છાતીથી જેની, સુરજ,
તમામ તેના દમામમાં ઉંચો વધેછ,
મોહટાઈભરી આંખે તે દુનિયાને જોયછ.
સનોબરનાં ઝાડો, ને ટેકડી તમામ,
તેજસ્વી સોનામાં મારેછ દમામ.





# ધ્યાન વગરની બંદગી.

( શેકસપીયર ઉપરથી. )

સખુન માહરા ઉડીને જાયછે ઉપર,
પણ જમીન પર વિચારો માહરા ભમે ;
બિનવિચારના સખુનો આવે શું કામ,
પોંહચે તે કેઈ રીતે ખોદાઈ મકાન ?



# મુરખઈ.

(શેકસપીયર ઉપરથી.)

ફકત એક મીનીતનાં સુખને ખાતર,
આખું એક અઠવાડિયું રડવા થકી,
કોણ કરશે કબુલ?
બાલકનું એક નાહનું રમકડું લેઈ,
હંમેશગી વેચવાને કિયો શખસ,
ત્યાં એકદિલ થશે? એક મિઠ્ઠી દરાખ
મેલવવા, કોણ આખા વેલાનો નાશ
કરવાને તત્પર ને રાજી થશે?
બિનવકુફ છે કિયો ભિખારી હૈયાત,
જે તાજને અડકવાના લોભને ખાતર,
પાદશાહની લાકડીનો સોસી જરબ,
જમીન પર પડવાને રાજી થશે?



# બદગોઈ.

(શેક્સપીયર ઉપરથી.)



બરફ જેવો હશે તું ચોખો ને પાક,
આઈસ જેવો હશે તું નરો ને સાફ,
પણ બદગોઈના હુમલાથી બચનાર નથી,
કોઈ બહાને એ આફત ટલનાર નથી.



# સંતોષ, એક તાજ.

( શેક્સપીયર ઉપરથી. )

તાજ માહરૂં એહું છે માહરે જીગર,
નથી તે માહરાં માથાંની ઉપર.
તે ઝલકતા હીરામાં જડ્યું નથી,
તે હિંદી પથરાઓમાં મઢયું નથી,
નજરથી તે વલી પડતું નથી.
સંતોષ છે એ માહરૂં ઝમકતું તાજ,
રાજાઓબી ભોગવેછે જેને કદાચ.



## ખુશામત અને મિત્રાઈ.

( શેક્સપીયર ઉપરથી. )

જે ખુશામત કરવાને ખોલે જબાન,
મિત્ર મુશકેલીમાં તેને નો જાણ.
કામ છે સખુનને બોલવાનું સેહેલ,
જે મિસાલે પવનની સુહમારી ગેલ ;
છાતીમાં રાખ તું આ કોતરી વચન,
ખરો મિત્ર મલવો બહુ છે કઠણ ;

થશે તાહરા લેહજામાં લોકો મિતર, '
જો હશે તું–કોથલીમાં પૈસો ને જર;
પણ દિરમનો દરંગ. જો કમતર થશે,
તો હાજત તાહરી પુરવાને તાહરો મિતર,
દિલાસાથી તું પાસે આવ્યા બદલ,
મરવતને તજીને આઘો થશે.
તું પૈસાથી કરે જો લખલુટ ખરચ,
તો સખાવતી કેહશે લોક તુંને મરદ;
તું બદીમાં પડવાનો કરશે વિચાર,
તો લોક તુંને ઉતારવા થશે તૈયાર;
પણ એક વાર નસીબ તાહરી સામે જો થાએ,
તો દમામ ને મરતબો તાહરો ગુમાએ.
આગલ જે કરતા'તા તાહરી વખાણ,
તોડે તે દોસ્તીનું તુંથી પેમાન;
હશે તાહરો મિત્ર જે ખરો ને સાચ,
રેહશે મુશકેલીમાં તે તાહરી પાસ;
દલગીરી જોઈ તાહરી, રડવાનો તે,
તજી તેં ઊંઘ તો તજવાનો તે;
ગમ જે તું જીગરથી કરતો હશે,
મિત્ર તાહરો એમ તેમાં ભાગ્યો થશે.
ખુશામતી દુશમનથી મિત્ર મેહરબાન
જાણવાની એજ છે ચોકસ નિશાન.



# સાહુચેતી.

(શેક્સપીયર ઉપરથી.)



દાબશે જો નાધલી ચીંગારીને તું,
તો જશે બુજાઈ;
વધ્યા પછી છોડશે તું નદીઓને,
તો બુજાશે નહિ.



# નમનતાઈ.

(શેખ સાઅદી ઉપરથી.)

ટીપું એક પાણીનું વાદલની માંહે,
જોઇ હેટે, ઝુલાતું, દરિયાનું આબ,
હેબતથી લાગું એમ કરવા વિચાર,
કે, "અખુટ આ સાગરના મોજાની પાસ,
હું કમીનાં ટીપાંની શી છે બીસાદ;
અગર પડું હું તે સાગરની માંહે,
તો બોહલા તે સાગરનાં પેટાં અંદર
થાએ માહરા ભુંડા ને કમબખત હાલ.
આકાર માહરો થાએ તેમાં ભેલઇને ગુમ,
નિશાન માહરી નહિ રહે; તે પાણીની સાથ

નસલ માહરી ગુમ, નાબુદ માહરી જાત.”
એટલું કેહતાં તે એવું ધ્રુજ્યું કે હેઠ
પડ્યું, ને કાલુનાં કોટલાંની માંહે
કીધો તેણે અણચીતો અંધારે વગ.
વેહ્યા તે પર જમાના, ગુજર્યા દન,
પુખ્ત તેમાં થયું તે આબી રતન;
જલનો આકાર તજી થયું જહવેર,
ફર્યું તે પર નવું કાંઈ ખૂબસૂરતી પડ,
મોહટાઇ તેને મલી, ને શેહનશાહને હાથ
બેસાડ્યું લોકોએ સૂન્નાંની સાથ.
આપ્યો રબે લાયકીનો બદલો એ રીત,
કમીનાં એક ટીપાંને નામવર કીધું.
નમનતાઇ જે રાખી તે ટીપાંએ તો
બન્યું તે જલનું એક કીમતી જહવેર.
ઠોકયું તેણે નરમીએ નીસ્તીનું બાર,
ને હસ્તીનો પામ્યું તે સુંદર આકાર.





# બુરૂં માણસ.

( શેખ સાઅદી ઉપરથી. )

સદા નાખે વાદલ જો અમૃતી જલ,
પણ ઊગવાનાં નહિ તેથી નેતરને ફૂલ;
બુરાની સંગતમાં નો કાહડ વખત,
કે ચત્તાઈનો વાંસો ન આપે શકર.



# જાતિ ખવાસ.

( શેખ સાઅદી ઉપરથી. )

બુઠ્ઠી સમશેર મેલવે શી રીતે આબ,
જે સાંધામાં હોએ તેના લોહડું ખરાબ ?
નાલાયક, કેલવાયલો ન થાએ, ઓ દાનાવ !
તરે કેમ પાણી પર પથ્થરનું નાવ ?
એકજ છે વરસાદનો મિઠ્ઠો ખવાસ,
સરખો તે ઉતરેછે સઘલી પેદાશ,
પણ ઉગેછે બાગમાં ગુલલાલા રંગીન,
ને કાંટાઓ ઉગેછે ખારની જમીન.



# બખીલ.

(શેખ સાઅદી ઉપરથી.)

જો બખીલની મોરાદ પર આસમાન ફરે,
નસીબ તેના સખુન પર વાંકું વલે,
હથેલીમાં હોએ તેની ગંજે કારૂન,
હોએ તેને તાએ આ ધરતી ચોખુણ,
કરે અગર જમાનો તેની સેવા,
પણ નામ તેનું લેવાનું નથી રવા.
નો કર તું બખીલના માલ પર નજર,
નામ તેનું નો લે તું જુબાન ઉપર.
આલમ જોશે તેને ગર બંદગીનો યાર,
પણ સેવટ તો છે તેનું દોજખનો ગાર.
હોએ તેની પાસે ગર દોલત ને જર,
પણ ધક્કા ને મુક્કી છે તેની સરજત.



# જુઠઈ.

( શેખ સાઅદી ઉપરથી. )

જુઠઈ જે આપે સુલેહની વધઈ,
તે બેહતર છે કરતાંને પેલી સચ્ચાઈ,
જે ઉઠાવે ફિત્નો, ને કીનો, લડઈ.



# મોહત.

(શેખ સાઅદી ઉપરથી.)

સુતાછ ઘણા નામવરો જગ઼ની હેઠલ,
નિશાન જેમની ન રહી આં ધરતી પર તલ;
બુઢ્ઢી તે લાશ, જેને સોંપીછ જમીન,
ખાધી તેને જમીને એવી તો સાફ,
કે નામનું એક હાડકુંબી નહિ રેહ્યું હાથ.
મુબારક છે નામ નોશેરવાનનું અમ્મર,
ઈનસાફની બરકતથી તાજું ને તર.
ઘણાએકે આવીને દીઠી આ જેહાન,
પણ મેલ્વ્યું ન કોઇએ નોશેરી માન.
અરે ઓ ભાઈ! કંઈબી નેકી તું કર,
ને ઊમ્મરની ઊપરં તું સંતોષ પકડ,
અગાડી તેની કે ઉઠે પોકાર,
કે મોહતના હાથ પર તું થયો શેકાર.

# ભુંડઈ અને ભલઈ.

(શેખ સાઅદી ઉપરથી.)



ઉગારતી નહિ સંબુલને ખારની જમીન,
તો બીજ તેનું તેમાં ગુમાવી નો દે;
કરવી બદ લોકોની સાથે ભલઈ,
એ છે કરવી નેકની સાથે ભુંડઈ.



# બાહદુરી.

(શેખ સાઅદી ઉપરથી.)

રીત માહરી નથી કે પીઠને માહરી,
એ પગ પર નાહસતી, તું પાછલથી જોએ;
રીત માહરી એ છે કે માહરૂં આ સર
જોએ તું કપઈ પડ્યું જમીન ઉપર.



# દોરંગી દુનિયા.

(શેખ સાઅદી ઉપરથી.)

---

નેગાહ કરી જો, આ ગુંબજ ઝરનેગાર,
કે છે છાપડું જેનું મજબુત બિનઆધાર.
એ ફરતા આકાશના તંબુ પર લોચન
ફેરવીને, જો! તેમાં ચેરાગ રોશન.
એક છે ચોકીદાર, બીજો કરેછ રાજ,
એક માગેછ દાદ, બીજો મોહતાજે તાજ.
એક છે દુખી-જીવ, બીજો દોલતમંદ,
એક પામેછ જીવન, તો બીજો મરણ.

એક બેસે સાદરી,[1] તો બીજો ગાદી,
એક પેહરે રેશમ, તો બીજો ખાદી.
એક માગે ભિક્ષા, બીજા પાસે જર,
એકને નહિ મોરાદ, બીજો તેથી તર.
એક છે નિરોગી, બીજો નાતવાન,
એક સાલે બુઢ્ઢો, તો બીજો જવાન.
એક નેકી કરનાર, બીજો ગુનેહગાર,
એક દગો રમનાર, બીજો પહરેજગાર.
એકને છે ખુશીના બાગમાં બેઠક,
એકને છે, ગમ હોવે, દુખ ને મેહનત.
છે એકની પાસે ખજાનો બિસ્યાર,
બચ્ચાંનાં નાન સારૂ બીજો ગમખાર.
એકની ખુશીની મિણબત્તિ રોશન,
રોશન દિન, રાત છે, બીજાને મન.
એક છે પ્રજાપતિ, બીજો પ્રજા,
એક છે ઓહ્દેદાર, તો બીજો ગદા.
એકને છે ખુશાલી, બીજો ગમખાર,
એકને છે મોરાદ, બીજો તેથી બહાર.
ખુશીથી હસેછ એક ફુલની મિસાલ,
તો બીજો મુશકેલીથી કુટેછ કપાલ.
બંદગીમાં બાંધી જો એકે કમર,
તો બીજે કાહડી ગુનેહ તમામ ઉમર.
રાત દાહડો એક પાસ છે ખોદાઈ કેતાબ,
તો બીજો પીહાંમાં છે થયલો બેતાબ.

---

૧ સાદડી.

એકની નેક કેરદાર ને નેકી પર ભાવ,
બીજો ફન–ફરેબને દર્યે ગરકાવ.
એક છે કાબેલ્યતથી થયલો હુસ્યાર,
બીજો છે નાદાન ને નામોશીદાર.
તેજીથી છે એક મર્દાનો ચાલાક,
તો ભુંડઈથી છે બીજો આલસુ નાપાક.
એક છે ગુમાસ્તો ખરો એકીનદાર,
બીજો નામે મોહટો, પણ દિયાનતે ખાર.





# જીવ પર આવેલું માણસ.

( શેખ સાઅદી ઉપરથી. )

બનેછ જયારે માણસ શિકસ્ત ને આજેજ,
જબાન તેની બનેછે લાંબી ને તેજ;
જેમકે બીલાડી જો હારેલી થાયછ,
તો કુદીને કુતરા પર ફીનાથી જાયછ.



# ગયલી તક.

(શેખ સાઅદી ઉપરથી.)

ધર્યો હોએ ઝાડે જો તરતનોજ પગ,
તો મરદ છે એક તેને ઊખેડવા બસ;
પણ થોડો વાર રહી તેની જમીનમાં જડ,
તો સંચોબી તોડવા છે મેખ તેની રદ.
પથરો એક અટકાવે નાલાંનું મુખ,
પણ આવી જો પુર, તો તેની સનમુખ,
ઊઠાવે જો હાથ્થીબી પોતાનું કદ,
તો વટાવા નહિ પામે તે તેની હદ.



# સ્વાર્થ અને અસ્વાર્થ.

( શેખ સાઅદી ઉપરથી. )

અરધું એક નાન ખરો ધરમી જો ખાએ,
તો અરધું બીજું તેથી પારકાને જાએ.
જીતી લેય શાહ અગર ખંડોને સાત,
પણ ઈચ્છે તે બીજે એક લાવવાને હાથ.



# ઉડાઉ અને આશક.

(શેખ સાઅદી ઉપરથી.)

ઉડાઉની હથેલીમાં, પૈસો, કરાર
નહિ પામશે, કદી;
આશકનાં દિલમાં, ધીરજનો વિચાર,
નહિ ટકશે, કદી;
પાણી, સુરાખવાલી ચારણીની માંહે,
નહિ થોભશે, કદી.



# ઘોડું અને ઘઘેડું.

(શેખ સાઅદી ઉપરથી.)

ઘરડો ને નબલો હોએ અરબ્બી અસ્પ,
પણ ગંધર્વ[1]નાં ટોલાંથી ચહડતો બેશક
તે ગણાયલોછે.

---

૧ ઘઘેડા.



# દિવસનો અંત.[1]

(લૉન્ગફેલો ઉપરથી.)

આવ્યોછે ધરતી પર દિવસનો અંત,
ને અંધારી ચોમેરથી ફેલાતી જાયછ;
પડેછ રાતની પાંખમાંથી જેનો કાલાસ,
ગરૂડ પંખી જે રીતે ઊડતું, હેઠલ,
સિહા તનથી પીછું એક ખરતું કરે.

ધુમ્મસ વચ્ચે ગામડાંનો બલતો ચેરાગ,
ઝરમર વરસાદની માંહે મારેછ ઝમક;
અણદીઠ જીગર મારૂં દલગીરી માંહે
તણાતું જાયછ, ને હિચકારો જીવ,
જોર તેનું તોડવાને છે લાએલાજ.

૧ The Day is Done.

જે દલગીરી હાલ માહરાં જીગરમાં છે,
તે દલગીરી દુખ મહને દેતી નથી,
ગમગીનીને તેસે છે એટલોજ સંબંધ,
જેટલો છે વરસાદને ધુમ્મસની સાથ.

આવ અને ગા તું કંઈ મધુર વચન!
કવિ-હાથે થયો હોએ જેનો જનમ,
જે સેહેલો ને સુતરો, ને વેહતો સરલ,
કાહડે માંહરી ગમગીની જીગરથી બહાર,
ને દિવસની રંજોથી કરે છુટકાર.

કોઈ મોહટા કવિનો નહિ જોઈતો વચન,
બુલંદ જેની વાણીથી ધુજે ગગન,
કારણ તેનાં ગાયનનું શુરભેર વજન,
મેહનત, મશાકત, ને જેહમત, ને રંજ–
ના પ્યાલોથી કરેછ ભરપુર માહરૂં મન.

જોઇએછ મહને કોઈ સાદો સુતરો વચન,
નરમ જેની અસરથી મેલવે આ તન,
જોઈતી આસાએશ, ને સુખ, ને અમન.
વાંચ તેથી તું કોઈ નાધલોજ વચન!
ખુદ જીગરના ઉભરાથી કહડાયલો બહાર;
મિસાલ તેની એ કે જેમ ગરમીની રૂત,

છોડે વેહતાં વાદલથી પડતો વરસાદ;
અથવા તો આંખોના પરદાથી બહાર,
નિકલી પડે જે રીતે આંસુની ધાર.

એવા કોઈ કવિનો વાંચજે વચન,
જે રાતની વખતે કોઈ પાહડની કદણુ,
ઊહાડી મગજમાં કવેતની અગન,
અથવા તો દિવસને બલતે વખત,
ખમી જઈ સૂર્યનું કિરણ સખત,
રંજ અને મેહનતથી લેતો ઝેહમત,
ઉકલાવે પોતાનાં તનનું રગત,
ને મધ જેવી વાણીને આપે જનમ;
વાણી, જેથી મનુષનાં દુખ્યારાં મન,
તજે ખુદ જીગરનું દુખ ને અગન,
જે મિસાલે બન્દગી કીધા પછી,
સુખી થાયછ માણસનો દુખ્યારો જીવ.

પસંદ તેથી કર તું કોઈ એવી કવેત,
દોડે જે પર માણસનું જીગર ને હેત;
મિઠાસથી ગા તેને એવી સરલ,
કે ચલિયાંના રાગ જેવો મધુર હલક,
આપે તેને મિઠાસથી વધુ લેહજત.



# દ્હાડો અને રાત.[1]

( લૉન્ગફેલો ઉપરથી. )

કાલે મેં દિઠો બપોરની વખત,
ચંદરને જતો આકાશની ઊપર,
દિસે તે વાદલમાં ઝાંખો ને મંદ,
હોએ જાણે બાલકનું કાગજ-પતંગ. ૪

કાલે મેં બપોરના ધોલે દિવસ,
વાંચ્યો એક કવિનો નાદર વચન,
દેખાયો તે મહને ઝાંખો ને મંદ,
બિનલેહજતી, લુખ્ખો, ને દુબલો બેરંગ. ૮

૧ Daylight and Moonlight.

પણ સેવટે દિવસનું બલતું કિરણ,
પચ્છમની ઓરદમાં પામ્યું મરણ;
પડી તેની પુઠ ઊપર અંધારી રાત,
ને ફેલાયું ધરતી પર શાંતીનું રાજ. ૧૨

તે વખતે ચંદર પુર દમામની સાથ
નિકલ્યો ઉંચે, ને તમામ પેદાશ-
ની લુટી અંધારી, ને સોંપ્યો ઊજાસ,
બદલતો દિવસમાં રાતનો કાલાસ. ૧૬

અને પેલા કવિનો નાદર વચન
ધુજ્યો માહરે કાન જેવો તંબુરનો તાર,
તમામ તેની ખુબી મેં જાણી તે વાર,
ભેદ તેનો ઓહલો, ને કીર્તિ અપાર ૨૦





## માહરો પ્યાર.[1]

( લૉન્ગફેલો ઉપરથી. )

હોયછે દરિયામાં મોતીઓ પાક,
ને આકાશના અંતરમાં તારાની જાત,
પણ જીગરમાં છે માહરાં દિપતો હઈયાત,
તારા ને મોતીથી ચહડતો મુજ પ્યાર. ૪

મોહટો છે દરિયો ને બુલંદ આકાશ,
પણ તેથી છે મોહટું આ માહરૂં જીગર,

૧ The Sea Hath its Pearls (from the German of Heinrich Heine.)

તારાથી ચહડતો ને મોતીથી પાક,
પ્યાર માહરો આપે ત્યાં બલતો ઊજાસ. ૮

માશુક માહરી પ્યારી તું આવ માહરી પાસ,
ને કર માહરાં જીગરમાં તું તાહરો વાસ;
આએ જીગર, ને દરિયો, ને ઉંચુ આકાશ,
પ્યાર તાહરો મેલવવા રાખેછે આશ. ૧૨





# ખાલી પડેલું ઘર.[1]

(લૉન્ગફેલો ઉપરથી.)

ગુલમોહરના છાંયદામાં ઊભું છે એક ઘર,
વખતના મારામાં ઘરડું ને ખખ;
રસ્તો, જવાયછ જ્યાંથી તેની અંદર,
તડકું ને સીરૂં ત્યાં રમત રમેછ. ૪

1 The Open Window.

ઉઘડેલી જોઈ તેની બારીઓ મેં,
હવામાં હીલીને હિંચકા તે ખાએ,
પણ બાલકના ચેહરા જે દિસતા હતા,
તે હવે તેમાં નહિ હસતા દેખાએ.

કુતરો જે ઘરની માંહે પલાયલો છે,
તે ઉભોછે ઉંબરની ઊપર આવી,
રસ્તા ઊપર જોયછે તે છોકરાંની વાટ,
છોકરાં જે નહિ હવે ફરશે ફરી.

દેખાતાં નહિ તેઓ ગુલમોહરની હેઠ,
સુહનું છે ઘેર તેમની રમત વગર,
છે ગમગીની, દલગીરી, ચુપકીદી, ત્યાં
ઝુમેલી ચોમેરથી ચાહરો દશા.

વલતી ડાહલીઓ પર પંખેરા ગાએ
સદાનું પોતાનું ગાનું મધુર;
પણ બાલકના મધુર ને મિઠા વચન,
થયાછે ઘાસ હેઠે ઘોરમાં દફન.





# તીર અને ગીત.[1]

(લૉન્ગફેલો ઉપરથી.)

તીર માર્યો મેં એક હવાની અંદર,
જઈ પડ્યો ક્યાં તે મહને નહિ ખબર,
કારણ એવો જલદી દોડ્યો કે નજર
દોડી નહિ શકી તેની બરાબર. ૪

ગીત ગાયું મેં એક હવાની અંદર,
જઈ પડ્યું ક્યાં તે મહને નહિ ખબર,
કારણ કોણને છે ઉંડી મજબુત નજર
એવી કે તે દોડે ગીત બરાબર. ૮

ઘણે ઘણે વારે એક પીપલ અંદર,
પાયો મહને તીર પાછો ભાગ્યા વગર;
અને પેલું ગાયન, પ્રથમથી આખર
તક, પાછું પાયું એક દોસ્તને જીગર. ૧૨

૧ The Arrow and the Song.



# ભાગેલું વહાન.[૧]

(લૉન્ગફેલો ઉપરથી.)

નિકલ્યું તોફાની સાગર ઉપર,
દુરની મંજલને માટે એક વહાન;
માલેક તેમાં હતો, ને છોકરી તેની,
ઝમકતો દિસે તે પુણમનો ચાંદ.
નરમ તેનો ગાલ જેવું ખીલતું કમલ,
કપાલ ઉપર બાલોના પડેલા વલ,
બલુ તેની આંખ એવી માજરી ને ગોલ,
માણસ તેને જોતાંમાં બને કુરબાન;
હતી તે જેવી એક ઉગતી સહવાર,
ઉજમથી આલમનું કરતી રક્ષણ.

૧ The Wreck of the Hesperus.

છાતી તેની હતી જેમ પડ્યો બરફ,
ને હોટોમાં ચહડેલો ચણોતી રંગ;
બદન તેનું કાહડે ચોમેરથી સુગંધ,
કપાલ તેનું ઊંચું, ને ચલણ લટક.

ધણી ઊભો વહાન ઊપર મરડે સુકાન,
મોહડે હતી મરવત, ને આંખોમાં શાન;
લુચ્ચઈથી અલાહેદો હતો તેનો જાન,
ને ઊભેલો તુતક પર ધીરો ને શાંત,
નરમીથી જોતો તે દરિયાની તાન.
દરિયા ઊપર ધસીને આવતો પવન,
આડો તીડો ધુમ્મસ પર ધરતો કદમ,
ઘડી તેને ઘસડે તે પચ્છમની ગમ,
તો વલી તેને મોકલે તે પાછો દખ્ખણ.

આવ્યો એક ખલાસી તુતક પર બહાર,
પહડેલ નહિ પણ હતો તે ઘરડો કહરેલ,
આપ્યો તેણે પોતાનો એવો વિચાર:
"દિસેછ મહને તોફાનની આવતી એક વીર;
આએ પેલાં સામેનાં બારાંની માંહે
ઘસડવું જોઈએછે આપણું આ વહાન;
ભયાનક દેખાવ મહને દિસેછે આએ,
ઊતરશે એક જબરૂં ને ભારે તોફાન.
શું જોયો'તો નહિ તમે રાત્રિનો ચાંદ?

કેવો હતો તે રાતો લોહીની સમાન!
ચક્કર તેની આસપાસ એક વળ્યું હતું,
આજે નથી દેખાતી તેની નિશાન.”

હસ્યો તે માલેક ને બોલ્યો વચન:—
“નથી તાહરી ધાસ્તીમાં લેહજે વજન,
છે તાહરાં ભેજાંનો ખાલી તે ખ્યાલ,
વજુદ નથી તેમાં.”
ધસ્યો પવન,
ચોમેરથી થંડો ને મારતો પોકાર;
ઊત્તર ને પૂર્વનાં ખુણાંની વચ-
થી આવ્યો તે ઝટ, ને જેમ એક લોહવાડ
ઘોકે એરણ ઊપર લોખંડ જરબ,
તેવી રીતે પડ્યો તે તોફાન-પવન,
જોરબંદ ને સખત એક ધસારાબંદ.
અટકી પડ્યું એક દમ તે ચોંકીને વહાન,
તુટા તેના દોલો ને સડોના બંદ,
વધ્યું તે બે દગ, પણ હટયું પછી.
ચહડ્યું મોજાઓના હોટો પર ફીણ,
ને ગુસ્સાથી રૂઠયું તે દરિયાનું જલ.
“આવ માહરી દીકરી! નો હેબત તું ખા,
તોફાન પડશે હેઠું, ને જશે સરલ,
દરિયાની સપાટ પર આપણું આ વહાન.
નો હેબત તું ખા!”
ડગલો તેણે હેઠ

ઊતારીને ઓઢાડ્યો છોકરી ઊપર,
સપાટાથી પવનના કીધો બચાવ,
અને પછે દોરડાંનો કટકો એક લઈ,
બાંધી તેને તેથી એક પાટિયાંની સાથ.
"ઓ પીતા! પડેછ માહરે કાને શબ્દ,
હશે તે મરણનો ગમગીની-ઘંટ".
"દીકરી! તે છે એક ખડક ઊપર,
ધુમ્મસથી વહાનોના બચાવ થકી,
બાંધેલો પાણીમાં બુડેલો ઘાંટ;
નથી તે મરણનો ગમગીની-ઘંટ,
ધાસ્તી તું નો કર ને સબર પકડ."
"ઓ પિતા! પડેછ માહરા કાનની ઊપર
તોપોનો નાદ." "બચાવ થકી,
ખડક પર ભાગેલું હશે તે વહાન,
તોપોના મારામાં કરતું પોકાર;
સાંભલે જો કોઈ તે તોપોના નાદ,
તો મોહતના મારામાં પડ્યાં મનુષ,
જોખમમાં પડેલા પોતાના જીવ–
નો મેલવે એલાજ, હશે એ નેમ."
"પિતા! માહરી આંખે એક દીપક નજર
પડેછ, ઓ કેહ મહને! હશે તે શું ?"
પણ પિતા તો પામ્યો'તો તે પાસ મરણ,
કાહડી ન શક્યો તે એક પણ વચન.
સુકાન ઊપર અક્ડઈ તે પામ્યો હતો,

સદાની નિંદ્રામાં, પોતાનું મોહત.
પડતાં બરફ વચ્ચે ફાનસ-ચેરાગ,
તે પિતાની મુવેલી ઉઘાડી આંખ
પર નાખતો'તો પોતાનું ઝાંખું કિરણ.
જોડ્યા તે દીકરીએ પોતાના હાથ,
મોકલી તે કિરતાર પર બંદગી બુલંદ ;
ધરમના સાયામાં મેલવ્યું સુખ,
તોડ્યું તેણે આફતનું ચહડેલું જોર.
તોફાન થયું નાબુદ, પણ ભાગેલું વહાન,
ઘસડાતું પાણી પર, ચાલ્યું નિર્બલ.
તોફાન થયું નાબુદ, પણ કોઈ કોઈ વખત
આવતો કિનારેથી ઘોંઘાટ અવાજ,
હતો તે દરિયાના મોજાનો નાદ,
અફડાતો કિનારે ખડકની સાથ.
ઘસડાતું વહાન તે ખડક ઊપર
અફડાયું જઈ, ને મોજાને જોર,
ડુબ્યું તમામ તે વહાનપરનું લોક.
ચોંહડું તે વહાન જ્યાં મોજા સુફેદ,
પીંજેલાં ઊન જેવા લાગતા નરમ;
પણ સખત ખડક ઉપર બાજુ તેની,
ગોંધ્યો જે રીતે, સિંગડાંને જોર,
વીંધી નાખે જંગલમાં મલતું મનુષ,
તેવી રીત વીંધઇને ડુબ્યું તે વહાન.
દોલો તેના છુટા, ને તુટેલા સડ,
ઘ્યાં ત્યાં પાણી પર તરતા હતા.

ઊગી જ્યારે દરિયા પર પાછી સહવાર,
મછીમારે જોઈ તે કિનાર ઉપર,
દયાલુ દિલે, ને દયાલુ આંખ,
પછડાઇને પડેલી છોડીને એક.
સુકાયું હતું તેની છાતી ઉપર,
દરિયાનું જલ, ને આંખો અંદર
સુક્યાં'તાં આંસુઓ તેનાં સદા.
જાન તેનો તજીને ગયો'તો તન,
ને આવ્યો'તો આફતનો છેડો ને અંત.





# કુદરત—દેખાવ.[1]

(લૉન્ગફેલો ઉપરથી.)

કેવું હતું ખૂશ, જ્યારે જંગલની માંહે,
લીલોત્રી ચોમેરથી મારતી દીપક;
ધરતો પવન જ્યારે નબલું કદમ,
ને ઝાડોમાં અણદીઠો થતો ખતમ.
એવા સુખ—વખતમાં ઝાડોની માંહે,
હેઠાણમાં ઝુમાતી ડાહલી ઉપર
પડીને, તે નીચી ડાહલોની માંહે,
અંધારો છાંય, અને તડકાંનો છાપ,
વારાફરતી આવીને એકકની પુઠ,
કરે કેવી જોનારની આંખોને છક!

---

૧ Prelude ની પેહલી થોડી લીટીઓ.

અથવાતો કેવો તે દિસે દેખાવ,
ગંભીર, ને ચુપ, અને કરનારો છક,
જ્યાં સુર્યનાં કિરણો માંડવની માંહે,
ઊંચાણથી નીચાણ ન આવતાં શકી;
અંધારાંમાં જ્યાં કાલાં પાતરાંઓથી
ગુચવણ ભરી હતી એક થયલી વણુત,
દેખાવ જેનો આપે, જેમ વણાયલું હોએ,
છત્ર એક પાનોનું લાંબુ ને મસ;
છાંયો જેની નીચાણમાં મુશકેલીથી,
બંધ્યાર તે જગામાં, આવતો શકી.
એક જુન્ના જમાનાનાં ઝાડની હેઠલ,
હું પડીને જોતો તે શોભીત દેખાવ;
ઝાડ, જે ઉઠાવી પોતાની ડાહલ,
હીલવી પાતરાંઓ ને થતું ખુશાલ;
પોહલાં તે પાતરાંઓ ઉંચકીને હાથ,
થોકતાં ખુશાલીમાં એકકની સાથ.





# ગામડાંનો લોહવાડ.[1]

(લૉન્ગફેલો ઉપરથી.)

ફેલાયલાં એક ચેસનતી ઝાડની હેઠલ
ઊભોછે ગામડાંનો ખડતલ લોહવાડ;
છે માતેલું કદ તેનું બોહલું ફરાખ,
સાંધા છે મજબુત, ને રાહથોડી હાથ.
મજબુત તેના હાથો પર બેઠેલી નસ
જેમ લોહડાંના પાત. છે માથાં પર બાલ,
કાલા, ને સુકા, ને લાંબા એવા,
હોએ જાણે લોખંડી વલેલા તાર.
પ્રમાણીક પસેવો છે તેને કપાલ,
મલતું તે ખાયછે, ને કાલની ફીકર

1 The Village Blacksmith.

વસતી નથી તેને ભોલે જીગર.
નથી તેને દુનિયાની તમાહ કશી,
કારણ તે ઓશીયાલો કોઈનો નથી.

અટવાડિયું એક આવીને થાયછે પસાર,
વલી બીજું તે પુઠે નવુંજ તૈયાર;
પણ સહવારથી સાંજ તેની ભઠ્ઠીનો સાદ
સાંભલશે થતાં તું રસ્તે પસાર.
જોશે તેની ધમણો ફુંકાતી તું,
અને તેના આતશના રોશન અંગાર;
ધમણનાં મુડાંને હીલવી ને જોર,
છે ઊદ્યોગમાં કેવો તે મશગુલ સદા!
સાંજનાં સુરજ જ્યારે હેઠો દેખાયછ,
હીલેછ ત્યારે ગાંમડાંનો ઘોંઘાટી ઘંટ,
તેજ રીતે સરેરાસ હીલતી દેખાયછ,
ધમણ તે ફુંકતી આતશ પર પવન.

નિશાલેથી બાલકો સાંજને વખત,
ઘરે જતાં રસ્તામાં થોબીને જોયછ,
તે મેહનતુ લોહવાડ, તેની ભઠ્ઠીની સાથ;
ચાહેછ તેઓ જોવા તે તાતો દેખાવ,
વલતું ખુશનુમા, તે રાતું લોખંડ,
હથોડાના મારામાં કરતું પોકાર.
ગમેછ તેમને સાંભલવા તેનો અવાજ,
અને જોવા ચીંગારી ભઠ્ઠીની પાસ,
ઊડી જતી, જે રીતે સુપડાંની માંહે,

પાડે છુટાં છલાંને હીલતો અનાજ,
ને નાખે ફેંકી તેને જમીન પર બહાર.

ભેટેછ તે ભક્તિથી ધર્મનું સ્થાન,
ને ધરેછ તે ખોદા પર પોતાનું ધ્યાન;
લેઈ જાયછ તે દીકરીને પોતાની સાથ,
ને આપેછ તેને ઈશ્વરની ભક્તિનો પાઠ;
ખુશી તે થાયછ જોઈ તેનો દેખાવ,
ને દેખાડેછ તે ઊપર જીગરનો ભાવ;
સાંભલેછ તેની બંદગીનો તીણો અવાજ,
લાગેછ તેને તે તેની ઓરતનો સાદ,
કીધોછ જેણે બેહસ્ત અંદર પોતાનો વાસ.
યાદ તેને આવેછ તે ભલી ઓરત,
આંસુ તેની આંખોમાં ફુટેછ તરત,
ઊંચકેછ તે પોતાનો ખરબચડો હાથ,
ને નુછેછ તે આંસુને રડતો લોહવાડ.
ખુશાલી, ગમગીની, ને મેહનતની સાથ,
ખતમ કરેછ એ રીત તે જીંદગી લોહવાડ.

ધન ઓ લોહવાડ! તાહરી મેહનતને ધન!
તેં શિખવ્યોછ મહને એક ઊત્તમ સબક!
તાહરીજ પેરે જીંદગીની ભઠ્ઠીની પાસ,
ઉદ્યોગથી શોધશ હું માહરૂં રજક;
તે ધોંધાટી દુનિયાની એરણ ઊપર
ઘડીશ માહરા વિચાર ને કામો અમર!



# સદા સુગંધ અને માહરી માશુક.[1]

(લૉન્ગફેલો ઉપરથી.)

ઓ સદા સુગંધ! ઓ સદા સુગંધ!
કેવો છે તાહરામાં જાતિલો ગુણ!
હુનાલામાં તું આપે ફુલોનો બાહાર,
વલી પાછું શિયાલામાં તેવુંજ તૈયાર!
ઓ સદા સુગંધ! ઓ સદા સુગંધ!
કેવો છે તાહરામાં જાતિલો ગુણ! ૬

ઓ નાજુક નારી! ઓ નાજુક નારી!
બેવફાઈથી છે કેવી નગુણી તું!
હાલત માહરી સારી જોઈ ચાહ્યો મહને,
ને નબલી મુજ હાલતમાં તજ્યો મહને!

1 The Hemlock-Tree

ઓ નાજુક નારી! ઓ નાજુક નારી!
    બેવફાઈથી છે કેવી નગુણી તું!

ઓ પંખી બરઓલ! ઓ પંખી બરઓલ!
    ભુંડી તાહરી રીત લીધી માશુકે મુજ!
હુનાલામાં ગાયનનો ખોલેછ તે કંઠ,
તો વસંતમાં પાછું તે ગાવાનું બંધ!
ઓ પંખી બરઓલ! ઓ પંખી બરઓલ!
    ભુંડી તાહરી રીત લીધી માશુકે મુજ!

ઓ ખેતર-નાલાં! ઓ ખેતર-નાલાં!
    છે તાહરા સરખી મુજ માશુકી રીત!
  પડતો છે જ્યાં તક વાદલથી વરસાદ,
  પાણી તાહરાં દોડેછ ને કરેછ આબાદ;
  પણ હુનાલામાં તું પાછું સુકઈ તમામ,
  કરેછ તે લીલીને પાછી બરબાદ!
ઓ ખેતર-નાલાં! ઓ ખેતર-નાલાં!
    છે તાહરા સરખી મુજ માશુકી રીત!





# સહવારનું પોહર.[૧]

(લૉન્ગફેલો ઉપરથી.)

દરિયામાંથી નિકલ્યો એક દીન પવન,
ને બોલ્યો તે એ રીતનાં ફુંકતો વચન,
કે "તજો તમ ધુમ્મસો ધરતી–મટક,
ને આપો મુજ કમીના સેવકને વગ!"

દોડી ગયો પવન તે વહાનની તરફ,
ને ફુંક્યા તેના સડ ઉપર એવા હરફ,
કે "અરે ઓ તું જતું જલની ઉપર!
ખુશાલીથી કરજે તું તાહરી સફર,
કે ઉગીછે ધરતી પર બલતી ફજર!"

૧. Day-break ની પેહલ્લી થોડી લીટીઓ.

દોડ્યો તે પવન જગત પર દરાઝ,
ને કહ્યું કે “ઓ તમો તમામ પેદાશ !
ખૂશબખ્તીથી કરો ખોદાની સેપાસ,
કે ફુટેછે પૂર્વમાં સૂર્ય-પ્રકાશ!”





# સાંજનો વખત.[1]

( લૉન્ગફેલો ઉપરથી. )

આવેછે દિવસનો પચ્છમમાં અંત,
ને રાત્રી આકાશેથી ઉતરેછ હેઠલ,
નદી ઉપર બંધઇને પડ્યોછ બરફ,
ને થંબ થઇને પડ્યુંછ તે ચુપકીદું જલ. ૪

રાખ–રંગી વાદલથી ઝલકેછે બહાર,
ઝાંખો ને મદ, રાતો લોહીયાર સુરજ;
કિરણ તેનાં, ગામડાંનાં છજ્યાં ઉપર,
ચોંહટાડેછ કોરો પર સૂન્ના–વરખ. ૮

૧. Afternoon in February.

મેદાનોનાં મધમાંથી થાયછે પસાર,
કોઇ ગુજરેલાં મનુષની ધીમી પાદસ;
વાગેછે દેવલમાં લોખંડી ઘાંટ,
મુવાં તે મનુષ પર કરતો રડન.

તમામ માહરી શક્તિઓ મારેલી સુહન,
અવાજ તેનો સાંભલતાં બનેછે તેજ,
જેમ જેમ તે પાદસનો ધીમો દેખાવ,
ગંભીર ને ચુપકીદો થાયછે પસાર.





# ઉંઘાયલી માશુક.

(લૉન્ગફેલો ઉપરથી.)

બલુ ને ઉંડાં આકાશની અંદર,
ઓ તમ હુનાલાના તારા રોશન!
દિવા પેરે અદ્ધર લટકતા અતરંગ,
કરો તમ સૂન્નેરી રોશનીને કમ!
કારણ મુજ માશુક જ્યાં સુતેલી છે!
જ્યાં સુતેલી છે!
સુતેલી છે!

ઓ તું હુનાલાના ઝલતા ચંદર!
પશ્ચિમ ભણી દેખાતો, પર્વતી પીઠ–
માં થઈ જા તું ગુમ! ને રોશનીને તુંજ,

અમસથી ના કર તું ફોકટ બરબાદ!
કારણ મુજ માશુક જ્યાં સુતેલી છે!
જ્યાં સુતેલી છે!
સુતેલી છે!

ઓ તું હુનાલામાં દોડતા પવન!
વેલાઓની ઉપર તું અચકીને થોભ!
કર તારી પાંખોને ફફડતી બંધ,
ને ઘોંઘાટને તજીને ચુપકી પકડ!
કારણ મુજ માશુક જ્યાં સુતેલી છે!
જ્યાં સુતેલી છે!
સુતેલી છે!

ઓ તું હુનાલાના સ્વપ્ના! ઉતર,
ને કર માહરી માશુકને તું એવી જાણ,
કે હું તેની પડોશમાં રાતને દરમિયાન,
ઉંઘાતી તે માશુકની કરૂંછ તપાસ,—
માશુક જે બેફિકર સુતેલી છે!
જ્યાં સુતેલી છે!
સુતેલી છે!



# છોકરો અને નાલું.

(એક આરમીન્યન ગીતના લૉન્ગફેલોએ કીધેલા તરજુમા ઉપરથી.)

પાહડી કદણુમાંથી નાલું ધસેછ,
ને વેહતું તે ગામડાંમાં થાયછે પસાર,
છોકરો એક ધોયછ તેમાં પોતાના હાથ,
ને મિઠાં ને મધુર તે પાણીની માંહે
ઉભો રહી પુછેછ તે તેને સવાલ :—

" નાલાં ઓ મિઠાં, ને મધુર, ને થંડ !
આવેછ કિયે ડુંગરથી તાહરૂં ઝરણ ? "
" હું, પેલો ઊંચો ને થંડો પર્વત,
ઓલંગીને આઉંછ; ત્યાં થંડું બરફ
છે નવાં પર જુન્નું, એકક પર જમાવ,
પધલતું હુનાલાની ગરમી અંદર. "

“નાલાં ઓ મિઠાં, ને મધુર, ને થંડ!
કેઈ નદી પર ધરેછ તું પોતાની રાહ?”
“હું જાઉંછ પેલી નીચાણુની નદી તરફ,
જ્યાં ઉગેછે ડાહલો પર ચંપેલી-ફુલ,
જ્યાં સૂર્યનાં કિરણો, છાંયદાની માંહે
ઉતરીને, વણેછે રૂપ્પાં-વણુત.”

“નાલાં ઓ મિઠાં, ને મધુર, ને થંડ!
કેઈ વાડીમાં લેયછ તાહરી સુહમારી વાટ?”
“હું જાઉંછ પેલી વાડીમાં ખાણુની અંદર,
બુલબુલ જ્યાં ડાહલો પર બેસીને ગાયછ,
(જ્યાં તક કે રાત્રીનો આવેછે અંત)
પ્યારથી ભરપુર તેનું ગાનું મધુર.”

“નાલાં ઓ મિઠાં, ને મધુર, ને થંડ!
ધરેછ કિયે ફુંવારે તાહરૂં કદમ?”
“હું ધરૂંછ તે ફુંવારે માહરૂં કદમ,
જ્યાં કિનારે નારી જે તુંને પસંદ
કરેછ, તે આવીને પીએછે જલ;
અને જ્યારે તે તેમાં ફેંકેછ નજર,
મલવા તેને ઉઠી ચુમેછ તેનો સુંદર,
ખુશાલીમાં છલકઈ એક આશકની પેર.”



# પ્યારની ફીલસુફી.

(શૅલી ઉપરથી.)

નદીઓમાં ખાલી થાયછ વેહતાં ઝરણું,
ને નદીઓ દરિયામાં થઈ જાયછ પસાર,
આકાશના મધ અંદર ઉડતો પવન,
મોહબ્બતથી ભેલાયછે, સાંજ ને સહવાર,
દુનિયાની ચીજો કંઈ સેંકડોની સાથ.
મોહબ્બત વગર નથી એક ચીજ અહિં હૈયાત;
ખોદાઈ એ કાયદાથી ચીજો તમામ,
એકકસે ભેલાઈને મેલવેછ આરામ,
તો તેઓનીજ માફક હું તાહરી અંદર
ભેલાતો તું સાથે મેલવું આરામ.

## પ્યારની ફીલસુફી.

ચુમેછે આકાશને ઊંચા પર્વત,
ને મોજાઓ એકકને હાથોમાં લેયછ;
ફુલો કરેછ ડાહલી પર એકકસે વાહલ,
ઝુમાતાં એકક પર થતાં ફીદા.
ધરેછ કેવું સૂર્યનું તડકું જમીન,
અને કેવો દરિયાને ચુમેછે ચાન,
નાખી તે પર પોતાનાં સુફેદ કિરણ!
પણ ફોકટ છે એ સંધો દેખાતો પ્યાર,
જો માશુક તું ન કરે મુજસે ચુંબન!





# પાદશાહો વિષે.

(શૅલી ઉપરથી.)

રાજાઓ છે જેવા તારાઓ તેજ,
ઉગેછે જેઓ ને પામેછે અસ્ત;
દુનિયાની પૂજા છે તેઓને હાથ,
પણ આસાએશ તેઓને તેની નથી.



# એક અટુલી ઘોર.

( શૅલી ઉપરથી. )

એક ઉત્તરના દરિયાવના કિનારા પર,
તોફાની વા જે પર ઘુંમેછ સદા,
આવેલી છે એક કમબખ્તની ઘોર.
ઘોર તેને કોણ કહે? છે પથ્થરની ચોડ.
ફકત એક તુમડી, ને હાડકાંઓ સાત,
છે તે બદબખ્તની દુનિયા-મિરાસ.
પથ્થરની બાજુ, જ્યાં ઉગુંછે ઘાસ,
સુકેલાં તણખાંઓ ગણતીનાં સાત,
રખડતી હાલતમાં પડ્યાંછે ત્યાં,
સુક્કાં તે ગુજરેલાં મનુષનાં હાડ.

નથી તે પર દુખભર્યો કોઇનો પોકાર,
સિવાએ દરિયાવનો ઉઠતો ઘોંઘાટ;
અને તે પર પાણીનો ફરતો વમલ
ત્યાં કરેછ રડન, જે મિસાલે એક
હલાક થતું લડઇના મારામાં ગામ,
કાપ, અને માર, અને વાહડ, અને ફાડ—
થી દુઃખ અને આફતની કરે ફર્યાદ.





# અનેનસ અને મધમાખી.

( કાઉપર ઉપરથી. )

કાચનાં એક "હોમ" અંદર વાડીની માંહે,
અનેનસની હતી એક રોપેલી હાર.
હતાં તેઓ પાકેલાં એવાં તો પુખ્ત,
સૂર્યમાં ઉભેલાં હારે કટાર,
કે માખી એક, મધ ભેગું કરનારી, ત્યાં,
ઉડી જતી થોભીને જોઇ તે દેખાવ,
અચરતીથી તે સામે જોવા લાગી.
આવ્યો તેને એવો એક મધુરી વાસ,
કે કાચનાં તે ઘેર અંદર પેસવા થકી,
શોધવા લાગી કોઈ ખુણું, ખંટોલું, વગ.
ઉડી કીધી ચોમેરથી તેણે તપાસ,
અથડાવીને કાચો પર પોતાની સુંઢ,
પણ ફોકટમાં ગઈ તેની મેહનત તમામ ;
નહિ આપી કાચોએ તેને મચક ;

જડ્યા હતા એવા તો ચીપોસે તાઇત,
ફકત તેમાં જઈ શકતી સૂર્યની લાઇત.
ગુમાવીને એ રીતે અરધો દિવસ,
ચાલી તે ઉડતી કોઇ બીજીજ તરફ.

વિચાર્યું મેં ત્યારે કે તાહરીજ મિસાલ,
ઓ ! તું મિઠાસને શોધનારી માખ !
છે માણસનું ગુનાહ પર લાગેલું મન.
મોજો જે માણસને નથી રવા,
બેશરમીથી તે ઉપર ભમેછ તે પુર,
ને ખોદાની રાહોથી ઉલટું તે જઈ,
જોસ્સાથી તાવેછ તે પોતાનું તન.
પેસુ જ્યારે દીનીને ગાડીમાં જોયછ,
શોભીતી કાચોમાં પરિયાં મિસાલ,
ફેંકેછ ત્યારે તે તે પર મોહબત-નજર,
તીકી તેને જોયછે તે કાચો અંદર.
અનેનસની સાથે છે તેની મિસાલ,
પેસુ છે માખી, ને દીની છે તે.
ઓરત જ્યારે કાચોમાં જહવેરને જોયછ,
ગોઠવેલાં દુકાને હારે કટાર,
વિચાર એવો કરેછ તે પોતાની સાથ,
અરે ! કયારે આવે એ જહવેરો હાથ !
ઘડિયાલો ને પોંહચી, વીટીઓ ને સીલ
જોઇ, નાખે નિસાસો તેઓનું દિલ.

ભર્યાછે કાચોમાં પુરતાં જહવેર,
પણ ગજવું ને પૈસો, છે બંધેને વેર.
ઓ! તું મધમાખી! તાહરીજ મિસાલ
છે તેમની ઇચ્છાની વધેલી હદ.
અરે! પણ વચમાંનો અદેખો કાચ
ભાંજે તેમની ઈચ્છા, તોડે તેમની આશ.

છે તમામ મજેહો એનીજ મિસાલ.
નજરે તે પડેછે પુરી ને પુખ્ત,
પણ હાથ તેને લગાડવા સરજત નથી.
ઈચ્છા આપણી, લેવાને, તે પર લોભાયછ,
પણ કાચનાં અનેનસો કાચમાં દેખાયછ,
નથી આવી શકતાં તે હાથોની માંહે.
નિરાશાથી કોઈ તેની પાસે ભમેછ,
અને તેને લેવાને ભાંજેછે કાચ,
પણ કાચનાં અનેનસો કાચોમાં રેહેછ,
નકામાં હાથ લોહીલુહવાણુ બનેછ.
ઉલટું એથી, સચ્ચાઈ ને ડાહપણ ધરી,
જે નેકી ને નીતિનો રસ્તો ધરેછ,
તે ઝેહરી પાલામાંથી મધનો મિઠાસ,
ડાહપણ ને સચ્ચાઈથી મેલવી શકેછ.



# એક પંખીને ભુખમેરે પીંજરાંમાં મારી નાખ્યું તે વિષે.

( કાઉપર ઉપરથી )

હતો એક વખ્ત જ્યારે જંગલ અંદર,
હું ઉડતું ને કુદતું, ને ડાહલો ઉપર
ગાતું'તું સુંદર ને મધ-રસ વચન;
ઝાડોનાં બીયાં, ને ફુલ, અને ફલ,
ખાતું, ને કરતું હું તે પર ગુજાર;
આકાર માહરો હતો ખુબસૂરત, ને હું
ધરાવતું તન ઉપર પીછાં નરમ;
મરજી માફક જતું હું ડાહલો ઉપર,

ને મધુર ને સુંદર હું ગીતો નવીન,
છુપાતું ડાહલોમાં, ગાતું હતું.
પણ ખૂબસૂરત આકાર ને પીછાં નરમ,
અને દર દાહડે હું ગાતું જે ગીત,
કીધો ન તેઓએ માહરો બચાવ,
જે વખતે હું થયું માણુસને હાથ
પકડઈને બંધ; તે કેદી હાલત
થયા બિનખોરાકે ભુંડા મુજ હાલ.
જે પીંજરાંની અંદર હું પડ્યું'તું કેદ,
તે પીંજરાંથી બહાર માહરો દુખ્યારો જીવ
મેં કીધો પસાર. જે મનુષને હાથ
થયો માહરો એ રીતે કમબખત હાલ,
માનુંછ તેનો હું ખરો જીગર–આભાર,
કે જીંદગીનાં દુખો ને આફત તમામ–
નો લાવ્યો તે અંત; કારણ કે જો
કીધી હતે તેણે મુજ સાથે ભલાઈ,
તો આજની ઘડીએ હું પીંજરાં અંદર,
બીલ્લસ એક જગ્યામાં મોહટી જગત
તજીને, બલાપો કરતું હું ત્યાં,
હજી સુધી બંધ અને કેદી હાલત–
માં સબડતું હોત.



# નાક અને આંખ વચ્ચે વાદ: એક ચુકેલો કજ્યો.

(કાઉપર ઉપરથી.)

પડ્યો નાક ને આંખ વચ્ચે તંટો ને જંગ,
ચશમો હતો તે સંધા કજ્યાનું મૂળ;
તકરાર હતી એમ કે બંધેમાં કોણ,
ચશમો ભોગવવાને, લાયક હતું.
કીધો તેમને પોતાનો વકીલ જબાન,
જે તકરાર પર તકરારો લાવે મેદાન;
ન્યાયાધીશ હતો ન્યાય કરવાને કાન,
રાખેછ જે નરસી ને સરસી પીછાણ.
નાકની તરફેણમાં જીભ બોલી વચન,
"છે ચશમાનું નાક ઉપર સદા રેહઠાણ,
મજબુતી છે દાવાની તેની તરફ,
ને ચશમા પર છે તેનો કુદરતી હક."

એ પછે બોલી તે જીભલી વચન,
અદાલતમાં ચશમાને ધરતી ઊંચાણ,
"ચશમાને નાક ઉપર બેસવા થકી,
ખાંચો છે આ:— ઘોડા પર જીન,
તે મિસાલે નાક ઉપર બેસવા થકી,
છે તેનો બાંધો, ને રચેલો ઘાટ;
પોહલા તેના ટાંટિયા છે રચેલા શુભ,
બેસાડવા નાક ઉપર તેને સાબુત.
કર્યે જો બીજો કંઇ નાકનોજ વિચાર,
(બનેલું છે એમ, અને બનશે સદા,)
હોતું નથી ચેહરાની ઉપર જો નાક,
પેહરી નથી શકાતો ચશમો તે વાર;
સંધી રીતે જોતાં એમ આવેછ વિચાર,
થયુંછ જે તકરારથી માહરી પુરવાર,
ચશમાને સારૂં છે નાકનો આકાર,
કે નાકને માટે છે ચશમાનો ઘાટ."
લીધી પછે જીભલીએ જુદીજ વલણ,
વકીલોની હોયછે જે મિસાલે રીત,
આંખની તરફેણમાં તે બોલી વચન,
પણ નહિ આપ્યું કોરતે તેને વજન.
આપ્યો એવો કોરતે સેવટ ઠેરાવ,
સેહલ્લો ને સુતરો, સઉ લોકને પસંદ:
"પેહરે જ્યારે ચશમાને ચેહરા પર નાક,
ઢાંકેલી રાખે લોક ત્યારે ચશમ."



# જા! જ્યાં માન તુંને મલવાનું હોએ!

(ટૉમસ મુર ઉપરથી.)

જા ! જ્યાં માન તુંને મલવાનું હોએ,
જા ! જ્યાં નસીબ તાહરૂં ખીલવાનું હોએ,
પણ વખાણ જ્યારે તું-કાને મધુર્યો રસ
પુરે, ને બને તે તું પર કુરબાન,
અરે ! ત્યારે તું તાહરી માશુકને યાદ,
બોલ ! કરશે કે નહિ?

લોકોનાં મોહડાંથી મલતી વખાણ,
અણદીઠ ખૂશીથી ભરે તાહરો જાન,
અને કોઇ ઓરતનો પરાયો હાથ
દાબે તાહરા હાથોને પોતાની સાથ,
અરે ! ત્યારે તું તાહરી માશુકને યાદ,
બોલ ! કરશે કે નહિ ?

વધુ પ્યારા મિતરો તાહરી તરફ
દેખાડે પ્યાર, અને મોહબત–હરફ
થી કરે તું–તારીફ, ને તાહરી ઉપર,
ખુશામતથી વરસાવે સુખનો વરસાદ,
અરે ! ત્યારે તું તાહરી માશુકને યાદ,
બોલ ! કરશે કે નહિ ?

હોએ વાદલ ઝમકતો જ્યારે શુકર,
અને જ્યારે તું તેની હેઠાણ અંદર,
ફરતો હોએ કોઈ રેતી–કિનારા પર,
જોતો તે ખૂબસૂરતી ઝુમતી આકાશ,
અરે ! ત્યારે તું તાહરી માશુકને યાદ,
બોલ ! કરશે કે નહિ ?

અને જ્યારે હું તે દિપતો સેતાર,
જોતી'તી તું સાથે સાંજને વખત,
જે વખતે તું માહરી બેસીને પાસ,

વખાણુતો ખૂબસૂરતી તેની ખરી,
લાવી એ બનાવ તું હૈડાંમાં યાદ,
ફરતો તે જગ, તાહરી માશુકને યાદ,
બોલ! કરશે કે નહિ?

લાવે જ્યારે હુનાલો પોતાનો અંત,
રશ્યાંસલ્યાં ગોલાબો ખરતાં જમીન,
તીકી તીકી જોએ તું તે પડતાં રંગીન,
થતો તેના રંગ ઉપર દિલથી ખૂશી,
અરે! ત્યારે તું તાહરી માશુકને યાદ,
બોલ! કરશે કે નહિ?

અને તે જમીન પર પડતાં ગોલાબ,
એક વેલા પ્યારથી તું જોતો હતો,
કારણ કે ગોલાબો તેને હું લઇ,
તું ખાતર વણુતી એક સુગંધી હાર;
વિચાર તેનો કરતાં, તું માશુકને યાદ,
બોલ! કરશે કે નહિ?

ફરતાં તું જોએ તાહરા પગોની પાસ,
પાનખરનાં પાતરાંઓ ખરતાં ચોપાસ,
અને જ્યારે રાત વેલા સગડીની પાસ,
તું બેઠેલો હોએ, સુખ શાંતીથી પુર,
અરે! ત્યારે તું તાહરી માશુકને યાદ,
બોલ! કરશે કે નહિ?

## જા! જ્યાં માન તુંને મલવાનું હોએ!

અને જ્યારે ગાયનના મધુર વચન,
જીવ તાહરો બેહલાવી, આંખોથી તુંજ,
કાહડે આંસુ ખૂશીનાં સરતાં નરમ,
અરે! ત્યારે ગાયન હું ગાતી તે યાદ
કરીને, તું તાહરી માશુકને યાદ,
બોલ! કરશે કે નહિ? ૪૫





# મોજે અને માણસ.

( તૉમસ મુર ઉપરથી. )

જો ! કેવો ઝલકતા ચાંદા હેઠલ,
બાલક બદનનો તે નાચલ્યો મોજ,
ગરૂરીથી ઉઠાવેછ પોતાનું તન,
ને ફીણોમાં ચલકેછ તે એક ઘડી !
પછે બડબડતો તે લેવા કરાર,
થાકીને પાછો હેઠાણમાં પડેછ.

સુખ અને વિપત્તની આદમી રમત,
વખતના ગિરદેશી સાગર ઉપર,
ઉગીને એક ઘડી ખીલી તે જગ,
ભેલઇ હંમેશગીમાં, જાયછે મલી,
આ મોજનીજ મિસાલ.



# ગુલ! મેં જાણી'તી તુંને ખરી!

(ટૉમસ મુર ઉપરથી.)

ગુલ! મેં જાણી'તી તુંને ખરી,
ને બનેલી મુજ ઉપર તનથી ફીદા,
પણ કરૂંછું હવે હું ખરો અફસોસ,
લુચ્છી! તું બની સેવટ બેવફા!

થોડા હશે એવા આ જગની અંદર,
ધરાવતા હોએ દિલે મુજ જેવો પ્યાર;
અરે! મેં ચાહી તુંને ખરેખરી,
પણ દગારી સેવટ તું અંતે ઠરી!

ખોદા તાહરૂં કરજો જ્યાં હોએ ત્યાં ભલું,
લે માહરી સેવટની અંતર–સલામ!

## ગુલ! મેં જાણી'તી તુંને ખરી!

અરે! તાહરી ચાલથી હું થયોછ દુખી,
દુખી મહને કીધો, પણ રેહ તું સુખી!

હલાક મહને જોઈને તું હસેછ ખરી,
પણ છે તાહરા હસવામાં ખુબી એવી,
કે તુંથી હું દૂર પડી, જીવતો હું રેહું,
તે થાને તું સાથે વસતો મરણ
પામું, એ છે માહરાં મનની ખૂશી.

લે માહરાં જીગરની સેવટ–સલામ!
કદી હું તુંને વિસરનાર નથી!
રેહશે તું પુઠ તાહરી ભુંડઈ–નિશાન,
કારણ તું જો કે એ મુરખ નાદાન!
લુટયુંછે તેં માહરાં જીગરનું સુખ,
ને વાલીછે તેં માહરા ભવની મોહકાણ!
જીગર માહરૂં તુટીને ટુકડા બનેછ!
તુંને છેલ્લી સલામ!





# ઊંઘ અને રાત.

( યંગના “ નાઈત થૉત્સ” ઉપરથી. )

---

થાકેલાં તનને આસુદગી દેનાર,
ઓ તું તાજગીને આપનારી ઉંઘ!
દગારી દુન્યાના લોકની મિસાલ,
ઘોત પેરે નસીબ જ્યાં રેલાતું હોએ,
ત્યાં ધરેછે તું તાહરૂં ઝડપુ કદમ.
નિરાસથી લોક જેઓ થાયછે હલાક,
તે લોકોથી તું તાહરી સુહમારી પાંખ
લઇ નાહસેછે દૂર; ને આંસુથી આંખ
દુખને ગજબથી નહિ ભીજેલી હોયછ,
ત્યાં ઊતરેછે તું.
પલંગ ઉપર,
દર દિવસે હું, રાતે, ઝપકી ઉઠું છ.

સુખી કેવાં તે જેઓ સદાની ઊંઘ-
માં પડેલાં ઘોરમાંથી ઉઠતાં નથી !
પણ હોએ અગર ઘોરમાં જો સ્વપ્નાનું દુખ,
તો કામની શું ત્યારે તે સદાની ઊંઘ ?
સ્વપ્નાઓના મહા બોહલા જોરમંદ સાગર
થી (ઉઠુંછું હું ત્યારે) આવુંછું બાહર;
સાગર, જેનાં ડરામણાં પેટાંની માંહે,
વિચાર માહરો સ્વપ્નવત દુખોના મોજ-
માં ધસડઇને અહિં તહિં અફડાતો હતો,
ખોઇ દેઇને પોતાનું અક્કલ-સુકાન.
પડ્યોછ જોકે હાલ માહરી હાલતમાં ફેર,
પણ સુખ મહને તે ફેરમાં જડતું નથી;
દુખ માહરૂં ગયું, પણ દુખ એક વધુ
આવ્યું છે તે ગયલાં દુખની બદલ;
જે દુખ મહને સ્વપ્નાથી ઊંઘમાં હતું,
તે દુખ થાને છે એ ડરામણું વધુ.
ઉગતા સુરજથી તે નમતા સુરજ
સુધીનો તમામ એક આખો દિવસ,
દુખ માહરૂં રડવાને પુરતો ને બસ
કેહવાશે નહિ. અંધારી રાત-
ની ખરી બપોરનો ભયભીત કાલાસ,
દુખ માહરૂં જોતાં, છે ખરો ઉજાસ.

અબનુસી તખત પર બેઠીછે રાત,
સીસાંનો દંડ તેણે ધર્યોછે હાથ;

બિનકિરણનો છે તેનો કેવો દમામ !
પડીછ તેના પગ આગલ દુનિયા તમામ,
ઊંઘમાં ગરક. તે ઊંઘતી ખલક
પર લંબાવેછ—તે બેઠી તખત પર રાત—
પોતાનો દંડ. ધરતી ઉપર
ઝુમી રહીછે ચુપકીદી ચાહરો દશા,
મોહત જાણે ચોમેરથી ઝુમેલું હોએ.
ઘટ અંધારી છે કેવી પડતી સિહા !
દેખાતી કુલ ચીજને જોનારી આંખ,
અંધારીને લીધે હાલ બનીછ અપંગ,
ને જોવાને નથી રહી તેને તાકાત;
ને તમામ અવાજોને સાંભલતો કાન,
અવાજને સાંભલવા છે બેનસીબ.



## જીંદગી.

(યંગ ઉપરથી.)



એક ગમ માણસ ઉમરમાં વધેછ,
તો બીજી ગમ જીંદગી તેની ઘટેછ;
હિંડોલામાં હિંચ ખાતું બાલક ધરેછ,
ઝુમાતું, મોહત તરફ પોતાની રાહ.
માણસ જે ધરતી પર પામેછ જનમ,
જનમતું ધરેછ તે મોહત પર કદમ.



# ગુજરેલો ભાઈ.

( જેન ગીલર્મેન ઉપરથી. )

“ માદર ! માહરો ભાઈ અહિંયાં પડ્યોછે ચુપ,
નહિ હીલતો કે ચાલતો કે બોલતો જરી,
વીચી તેણે લીધીછે ચેહરા પર આંખ,
અરે ! મહને કેહ તું, કાંય સુતોછ તે એમ ?

“ માદર ! માહરૂં રમકડું લાવી હું હ્યાં,
મેલ્યું તેના ધોલ્યા પર તેની નજદીક,
ઉઠાડવાને કીધી મેં ધીમી કોશેશ,
પણ ‘ ચુપ રેહ ! ’ તું બોલી, ને દુસ્કે રડી.

“ માદર ! મહને કેહછ તું કે બીજી જગત-
માં લીધોછે તેણે એક અમ્મર જનમ;
અરે ! મહને કેહ તું, ખોદા તેને ત્યાં,
શું રાખશે તે દુનિયામાં સુખ્યો દરૂસ્ત ? ”

"દીકરી! તું જો પેલું ઉડતું પતંગ!
તે દાહડે તું લાવી'તી કીડાને એક,
અને તેને અભરઇ પર મેલ્યો'તો તેં,
પતંગ છે તે તેની ઉડતી પેદાશ. ૧૬

"દીકરી! તું લાવી તે કીડો જે વાર,
નહિ ધાર્યું'તું તુંએ કે થશે પતંગ;
દીધો તેણે છોડી જેમ પોતાનો વેશ,
અને થયું કીડાનું ઉડતું પતંગ, ૨૦

"દીકરી! તે મિસાલે માહરો પુતર,
લેઇ બીજી દુનિયામાં નવોજ જનમ,
પતંગ્યાંની પેરે ત્યાં ઉડતો હશે,
સંતોષી, હસતો, ને રમતો સુખી. ૨૪

"જો તું આ કીડાનાં કોટલાંને અહિં,
પડ્યોછ કેવો ખાલી બિનજીવ તે આકાર;
હવે ઊંચે જો પેલું ઉડતું પતંગ,
અને તેનો દિપકતો સૂનેરી ઘાટ." ૨૮

"આહ! માહરી માદર! હું જોઊંછ તેનો રંગ,
છે તેની પાંખો પર સૂનેરી છાંટ,
અને જ્યારે હું તેને પકડવા જાઉંછ,
ઉડી કેવું જાયછે તે હાથોથી બહાર! ૩૨

"ઓ માદર! પડેછ મહને ખોલ્લી સમજ,
ખોદા કરી શકેછ જો કીડાને એક,

બદલીને તેનું એક ઉડતું પતંગ,
તો કાંય નહિ આપે તે મનુષ્યને પણ,

“મુવા પછે બીજી તે જગની અંદર,
શોભીતો, સુંદર, એક જુદોજ આકાર?
અરે! માહરો ભાઇ પણ તે દુનિયા અંદર,
ધરાવતો હશે એ સુનેરી પાંખ,

“કેવો તે સોહામણો દિસતો હશે,
આકાશી ચીજોમાં કરતો ગમન!
મરતી આ જગત પર ઉડતો દરાઝ,
સંતોષી, હસતો, ને સુખ્યો, મધન.”





## માદર! આજે જો કેવો રમેછ પવન!

(જેન ગીલર્મેન ઉપરથી.[1])

---

માદર! આજે જો કેવો રમેછ પવન!
આપ મહને રમવા તું આજનો એક દન!
માદર! આજે જો કેવાં ફુલો રંગીન,
થાકીને ઝુમાતાં હોએ જેમ જમીન,
તેમ બલુ ને ઝલકતાં વાદલ હેઠલ,

---

[1] School-room Lyrics.

કરેછ કેવો પોતાનો દાહડો પસાર!
જો કેવું ધીરજથી ઝરાતું જલ,
સડસડતું ઘાસ ઉપર જતું સરલ,
થાયછ ધીમું પસાર! ને ગોલાબી ફુલ
પર આસાએશ લેવાને બેઠુંછ પતંગ!
નથી આજે ચુસતું તે ફુલનો મિઠાસ,
ન હીલતું કે ચાલતું, ન ઉડતું જરાક;
સુતોછ આપણો કુતરો જઈ તડકાં અંદર,
કરેછ તેને માખીઓ ઉડતી હલાક;
બીલાડી બેઠીછ તેની પડોસમાં ચુપ,
ઊંઘાતી હાલતમાં છે કેવી સુસ્ત!
ઉડેછ પંખી પડોસની ડાહલી ઉપર,
પણ ઉડેછે કેવું તે થાકેલું સુસ્ત!
ઘડી ભર ધુજવેછ તે ગાયનમાં કંઠ,
પડેછ પછી ગાયનની પેટી તે બંધ.

માદર! મહને ઉદ્યોગી રહેવા તું કેહછ,
પણ જો પેલો આસાએશ લેતો તું તીડ!
પવન કેવો દોડેછે આસ્તેથી આજ,
ન હીલવતો ડાહલી પર પાતરૂં જરાક.
અરે! હું હોતે જો પેલું વાદલ,
પેહર્યોછ જેણે ધુમ્મસનો સુફેદ પોશાક,
તો કેવી હું દુનિયાની જંજાલોથી,
બચેલી, કરતે ત્યાં હું માહરો વાસ!



# કેવી મગરૂર તું છે!

(ટૉમસ કૅર્યુ ઉપરથી.)



ઓ તું ગુલ ! કેવી મગરૂર તું છે !
ને નાખેછે મુજ પર તું કેવો ધિક્કાર !
મેં તુંને દુનિયામાં કીધી મશહુર,
પણ વિસરી તે સંધો તું માહરો આભાર !
અગર જો નામ તાહરૂં માહરી કવેત-
માં બોલ્યો ન હોતે હું બાંગેબુલંદ,
તો હજારો ખૂબસૂરત નારીની માંહે,
વિસરાતી પામતે તું સેવટ મરણ.

પસર્યોછે આલમમાં એવો વિચાર,
કે છે તાહરી આંખ અને અવાજ અંદર,

## કેવી મગરૂર તું છે!

મનુપી જીગરને વિંધવાનું જોર.
કીધો એ વિચાર મેં પરથમ પેદા,
બદલો તેનો આપેછ તું મહને આ વાર?
ખેર તાહરી ખૂશી! જેમ તાહરો વિચાર!

કરેછે જે તુંજ અંદર નખરાંઓ રાજ,
મશહુર તે થયાંછે માહરે થકી;
તું માહરાં આકાશમાં છે એક સેતાર,
મેં તુંને આપી જ્યાં રેહવા જગા.
પણ આભાર તું ભુલીને થઇ બેવફા,
નહિ કીધી માહરી તેં દરકાર જરા,
કફા મુજ પર થઇને તેં કીધો કફા;
ખેર તાહરી ખૂશી! જેમ તાહરો વિચાર!





# પવનને અરજ.

(ટૉમસ કેર્યુ ઉપરથી.)

જા તું ! એ પવનની બબડતી ગેલ!
નિસાસ માહરો લેઇ જા તું માશુકની પાસ!
મલી તુંને જો માહરી ભુંડી માશુક,
તો નિસાસ માહરો નાખજે તું તેને જીગર,
કે હું તેની ઉપર જે રાખું છું પ્યાર,
તે તેનાં જીગરમાં પામે પ્રકાશ
એ તાહરી મેહનતના બદલામાં તું
જા! જઇને ચુમજે તું તેનો આકાર!
હિમ્મતથી તું તેના હોટો ઉપર
ઉતરતો ચુમજે તે મિટ્ઠો રતાસ,
અને ત્યાંથી તું તેની છાતી અંદર
ઉતરીને કરજે ત્યાં તાહરો તું વાસ!

સેવટ તું ઉતરીને તેને બદન,
ચાહરો દશાપરથી પંથરાતો જઇ,
ભર્યોછ તેનાં તન પર જે રએ સુગંધ,
તે લાધીને તું તાહરી પાંખો ઉપર,
ધસડતો લાવજે તું માહરે મકાન !
બલતાંઓને વધારનાર તું છે પવન,
અને વલી બલતાંને બુજવેછે તુંજ !
અરે ! છે તાહરાંમાં શક્તિ એવી,
તો સલગાવ તેનાં જીગરમાં સુતેલો પ્યાર,
કે બલે માહરા પ્યાર સાથ તે ઓસ્તવાર !
અગર નહિ તો તું માહરાં જીગરના પ્યાર
પર અજમતી ફુંક તાહરી એવી તો માર,
કે બુજઇને તે, મહને કરતો દુખી,
અટકીને કરે સદાનો સુખી !





# માણસની જીંદગી.

(બરનાર્ડ બારતન ઉપરથી.)

ચાલ્યો હું ખેતરમાં સહવારને પોહર,
હતું જ્યારે જમીન પર ઉગેલું ઘાસ;
પંખી તેમાં છુપઈને ગાતું હતું,
ને પડયો'તો ચોમેર ઝમકતો દેખાવ.

વિચાર્યું મેં ત્યારે, કે જેવી સહવાર,
ઉગીને કરેછે નખરાંમાં લાડ,
તેવીજ રીતે બચગીમાં છે મન-વિચાર,
મુસતાકીથી પોતા પર રાખતો આધાર.

હું બપોરની વખતે ચાલ્યો ખેતર,
અફસોસ! મેં જોયું જમીનની ઉપર,
કપઈને પડેલું સુકઈ તે ઘાસ,
અને હતું પક્ષીનું ગાયન નાબુદ.

મેં વિચાર્યું ત્યારે કે એવીજ મિસાલ
છે જીંદગીનો હાલ; આશાથી પુર,
હરખથી ધરેછ તે આવતા વખત
પર સુખની ઉમેદ, પણ ઉમેદો ભષ્ટ.

જે મિસાલે ફુલ ઊગી પાછું સુકાયછ,
ને જન્મેછે ફકટ તે મરવાને કાજ,
તેમ માણસનાં જીગરમાં તેની ઉમેદ,
ઉગી એક ઘડી ને પામેછે અસ્ત.

નિકલ્યો ફરી હું સાંજને વખત,
સુકેલાં ઘાસોનાં ખેતરની માંહે;
આવી લેહકી ફુંકાતી પવનની ત્યાં,
લાવી તે પાંથરતી ફુલોના વાસ.

હવા જે બની'તી સુગંધથી તર,
અને તે સાંજનો નીરાંત્યો વખત,
રૂજવ્યો તેઓએ માહરો જખમ,
ને નવાજ્યો આશાથી મહને તરત.

આવ્યો વિચાર મહને એવો તે વાર,
જે મિસાલે મોકલેછે પવન સુગંધ,
તે મિસાલે પાકીજેહ માણસો પણ
મુવા પછે ધરેછ, આ જગની અંદર, ૩૨
ભલાં તેમનાં કામોનો અમર સુગંધ.





# શિયાલાની રાત.

(બરનાર્દ બારતન ઉપરથી.)

છે આએ શિયાલાની કદરૂપી રાત,
ફુંકાયછ કેવો વાદલમાં તોફાન-પવન!
બિનપાની ઝાડોની ડાહલીઓ તે
હલાવી હિંચકામાં નીચે ઉપર,
નાહસેછે કેવો તે પાછો ગગન !

ખલાસીની ઓરત તે સાંભલી અવાજ,
હેબતથી બનેછે મુગી ને ચુપ;
બીહક તેના ચેહરામાં પામેછ ચિતાર,
ને ફિકરથી જોયછે તે ઉંચું આકાશ,—
આકાશ, જેમાં તારો એક દેખાતો નહિ.
બહાર આવી મેદાને ખડતલ ગોવાલ,
બિનબીહકે ગોસપંદી કરેછ તપાસ;
તપકતું, વાદલથી પડતું, બરફ,
પડેછ તેને ચેહર, પણ દરકાર વગર,
હિમ્મતથી લેયછે તે મેદાન—વલણ.
ઘર વના રખડતું બાલક નાદાન,
બિનઆશા રસ્તામાં પામતું મરણ,
કદાચ આ વખતે પડતું જમીન,
કેવું આએ તોફાનમાં થતું હલાક,
સેવટની નિંદ્રામાં પડતું હશે!
સુખી કેવો આ વખત અભ્યાસી તે,
જે બેઠેલો સગડીની પાસે એકાંત,
નિરાંતથી કરેછ આ તોફાની રાત—
ની હેબત પસાર! સગડીની પાસ,
આ વેલા બેઠેલું ઘરમાં કુટંબ,
છે વધુ સુખી, જો તેઓને મન
વસ્યો હોએ ખોદાનો ન્યામત—આભાર,
અને તે આભારના બદલા અંદર,
ગરીબીમાં તવલતું માણસ દુખી,
સુખી કરવા હોએ જો તે કુટંબ—વિચાર.



# હુનાલાની સહવાર.

(જૉન ક્લૅર ઉપરથી.)

મરઘો પોકારેછે બામની વધાઈ,
ને તરતનો ઉગેલો બીહકણ સુરજ,
શરમાતો વાદલમાં, ચીમાતો જોયછ.
ભરવાડે વાંસલી પર મધુર હલક
વજાડી કાહડ્યાંછે ગોસપંદો બહાર;
ઉંઘરેતો ગામડિયો લેયછે વલણ,
ને ચહડેછે સહવારની ધુમ્મસ-કઢણ;
ઘાસ અને ફુલોથી તપકતો દવ,
સુક્કા તેના ચીંમડાયલા જોડા ઉપર
કરેછે પાણીનો તાજો છટકાવ.
છાંયાને નાખનારૂં પાતરૂં દરેક,

નાજુકીથી ડાહલી પર ધ્રુજતું દેખાયછ;
પાંદરીઓ ફૂલોની રેશમ સમાન,
ફૂલોની સાથે લેયછ હેહલ ઝોલાણ;
ધ્રુજીને ઘાસ નીચે ઝોંકાઓ ખાયછ,
લટકાવી તન ઉપર મોતીઓ—દવ—
મોતી, જે થઈ જશે લેહજામાં ગુમ;
કારણ કે સૂર્યનો ગોલો રતાસ—
ને પાંથરતો વાદલમાં ચહડ્યો ઉંચાણ,
પાહડોનાં મસ્તક પર કરતો મહક,
મિનાર-તોંચે આપતો સુવર્ણ—ઝલક.
મિઠાસવાલો છે કેવો સહવાર—પવન,
ધીમી આંચે આવીને મલતો બદન!
દરખ્તોના છાંયામાં લંબાવી તન,
જોવાને કુદરતના બોહલા આ રંગ,
ઉછલેછે જીગર, ને ધડકેછે મન.
ઊઘાડી આ કુદરતની બોહલી કેતાબ,
અવલોકનથી વાંચીને તેનો ઉજાસ
મેલવવાને તલપેછે માહરૂં જીગર,
કુદરત જ્યારે આપણુના ફાયદાને કાજ
ખોલેછે પોતાના બોહલા દેખાવ,
ભાત ભાત તરેહો ને ભાત ભાત જમાવ,
ખીલતી સહવાર સાથના રંગીત દેખાવ,
ઘડી ઘડી જેઓના ફરતા આકાર
દેખાડે કંઇ ઓર રીતનો મોજ્બો ટેકાવ.

મેદાનોના સેરડા[૧]માં હવે પસાર
કરવાને થાયછ માહરાં તનને ઉલટ;
પડ્યોછ કેવો જમીન પર ઝલકતો દવ,
કરતો (જયાં પડેછ ત્યાં) રતન–જડત,
સુગંધી ઘાસોમાં ઉતરીને જે,
સુગંધી બનતો, સુગંધીને બહાર
ફેલાવતો જમીન પર તપકઇ પડેછ.
સાંભલું હવે ગંધલ[૨]નો ઘુંઘું અવાજ,
તીણાં તેનાં ભુંગરથી નિકલતો બહાર;
નજદીક માહરી કોકૂદરી[૩] કરતી કલોલ,
સલી જેવા પગો પર ચોહરૂં બદન
લેઈને તલાવ તલિયે ઉભેલી છે.
થોડોજ વાર અગાઉ તે કણુસલાં માંહે
દટાયલી દેખાતી અરધી અરધ;
આવી હવે ઉડતી તે તલાવ તરફ,
કણુસોનાં ખેતરાંઓ કરતી તરક.

૧ પગ-રસ્તા.
૨ ભમરાને મલતું એક જાનવર.
૩ મરઘીનાં જેટલાં કદનું એક પંખેરૂં.



# સાંજ.

(જૉન ક્લૅર ઉપરથી)

કરેછ સૂર્ય સેવટની જતી સલામ,
ને સાંજરીની ધાર ઉપર સૂન્તું તમામ
તે થએરતો જાયછ; પચ્છમી ભાગ,
સર ઉપર કાગડાનું ટોલું સિહા,
ઘોંઘાટ કરતું આકાશે, જંગલ તરફ,
દિવસનું થાકેલું કરવા આરામ,
લેયછે હવા અંદર પોતાની રાહ.
અટુલી ઝાડી પર અટુલું એક
કબુતર બેસીને કરેછ રડન;
ગયલા આશક પર તે મોહબત-પેગામ
મોકલીને, મુવેલી મોહબત ફરી

તાજી તે કરવાનો મારેછ પોકાર.
ભીંગેલી ગંજીના ઢગલા ઉપર
કુદેછે દેડકો હેબતથી પુર,
ને કાતરેલાં મેદાન પર મુસાફરો,
ઉછળતી ગાડીમાં, થાયછે પસાર;
ઘાસ તે ગાડીની બાજુ ઉપર
ચંપાતું ભાગોમાં પડતું જુદું,
કરેછે તન ઉપર પડેલા દવ–
નો ગાડીની બાજુએ ટીપાં–જડાવ.





# પૈસો.

( એબ્રાહ્મ કાઉલી ઉપરથી. )



અરે ! ઓ માનવી તું મુરખ નાદાન !
  કાંય કરેછે ભેગી તું દોલત ને જર !
દોલત નથી રેહવાની પાસ જાવેદાન,
  તો કાંય રાખેછ તે પર તું નીચી નજર ? ૪

જે પૈસો તુ સંગ્રીહને કરેછ જમાવ,
  રેહતો નથી તે તાહરી પાસે સદા ;
બનેછ એવો હરદમ આ જગમાં બનાવ,
  રહેછે તે જીવતો, ને તું નાપેદા. ૮

કાંય તાહરી પીઠે તું લાધેછે જર,
  જો ઉડવાની છે તાહરી સેવટની નેમ?
જો જગતમાં મરવુંછે તુંને આખર,
  તો બાંધેછે કાંય તાહરો પૈસા પર પ્રેમ? ૧૨

ઉઠાવેછે શું કરવા મેહેલોને તું,
  જો છે તુંને જમીનમાં કરવો આરામ?
એ બીલ્લસનો ખાડો છે તાહરી જગો,
  તો શું કરવા પૈસાની દોડ અને ધામ? ૧૬

રોપેછ તું બીયું એક એવું જમીન,
  આપેછ જે ઉગીને મિઠ્ઠી પેદાશ,
તે અગાડી મોહત, તાહરી આવીને પાસ,
  લુટી જશે આએ તાહરી જીંદગીનો પાક. ૨૦

લાવે જો તું તાહરા તાબામાં જર,
  ને જાલવી તું રાખે તે પકડીને ગંજ,
પણ મોહત તાહરી ઉપર તો ખડખડ હસેછ,
  કે લુટશ હું એ સંધી લીધેલી રંજ. ૨૪

ધારેછ તું પોતાને ઉદ્યોગથી પુર,
  ને ડાહપણની વાતો તું કરેછ ઘણી,
પણ મેહેનત જે લેયછે તું ખુદની ઉપર,
  તે મેહેનતનો લાભ લેશે પારકો ધણી. ૨૮



# ચંદ્ર વિષે.

(બેન જૉનસન ઉપરથી.)

ઓ તું રાણી! પવિત્ર ને પાક!
છે જ્યારે છુપેલો સૂર્ય–ચેરાગ,
તું તાહરી રૂપેરી ખુરસીની માંહે
દેખાડ તાહરો ભપકો, ને દિપક, ને ઠાઠ.
ઓ તું રાણી! પવિત્ર ને પાક!
ઝમકતી રેહ તું, બિનચિંતા ને ધાક!

ધરતી! તું ના તાહરા છાંયદાને બહાર
પાંથરીને ધાંકતી તે સુંદર આકાર!
આવેછ જ્યારે દિવસનું પચ્છમમાં મોહત,
ઉગવા તે પર કીધોછે ચંદર–સેતાર!
ઓ તું રાણી! પવિત્ર ને પાક!
ઝમકતી રેહ તું, બિનચિંતા ને ધાક!



# કીનો

(એકન ઉપરથી.)

તાજા તે રાખેછ પોતાના જખમ,
રાખેછ જે મગજમાં કીનાનો ખ્યાલ.



# એક પતંગિયાં વિષે.

(ઍદમંદ સ્પૅન્સર ઉપરથી.)

ઉડેછ તે બાગ અંદર ફરતું ચોપાસ,
લેતું ફુલ-બીછાને સુગંધી વાસ;
પાલાઓ ને ફુલોનાં પાતરાં ઉપર
ફેરવેછ તે ઉદ્યોગની શોધક નજર;
ઘડીમાં તે એક ફુલનો ચાખેછ સુગંધ,
વલી ઉતરી બીજાંનો સાંધેછ તે સંગ;
એક ફુલથી બીજે તે ધરેછ કદમ,
પણ ચોકસઈથી ઉતરેછ તે એવું હરદમ,

નહિ બગાડતું ફુલોનો ઘાટ કે ઘટમ;
નાજુક ને રેશમી તે ફુલોનાં પાન
પર ઉતરતું એવું તો રાખેછે ધ્યાન,
કે પગ તેના તે ઉપર પડવાથી, કંઈ
રેશમી તે પાતરાંઓ બગડતાં નહિ;
ફેરફાર પર રેહછે તે સદા મગન,
છે ફેરફાર પર જીવતાંનું સદા ગમન;
રંગીન તે ફુલોની ભમતું નજદીક,
નથી રાખતું જીગરમાં કોઈની તે બીક;
ઉતરેછ તે પાલા પર ચુસવા મિઠાસ,
દેખાડતું તન ઉપર પડતો રતાસ;
નિર્ભય તે પીયેછે તેપરનો દવ,
પસાર કરેછ એ રીતે પોતાનો ભવ;
ઘડી ઉતરી દવમાં તે ભીજવેછે પગ,
ઘડી પાછું ઉડીને તજેછ તે જગ,
ને ઠેરવીને જમીન પર પોતાનું તન,
સૂર્યનાં તડકાંમાં સુકવેછ બદન,
ને હોયછ તેની પાંખ પર જે જલનો સેજાર,
તે સુકવતું ઉડેછ તે પાછું આકાશ.



# એક બટક વિષે.

( દૉકતર જૉનસને પોતાની બચગીમાં લખેલી એક કવિતા ઉપરથી.)

અરે! ઓ ભલાં દિલના વાંચનારા નેક!
તું ધ્યાનથી સાંભલ! જ્યાં ઉભોછે તું,
ત્યાં મીટીમાં પડ્યુંછ એક મીસ્તર બટક,
જે માટેલા જૉનસનના પગની હેઠલ,
છુંડઈને થયલુંછે મોહતને સરણ.
જો રેહતે તે મુજ પાસે જીવતું હૈયાત,
તો હોત માહરી પાસ આજે બટકાંઓ બાર.



# ઇવિને જોતાં આદમ પર થયલી અસર.

( મીલતન ઉપરથી. )

ચાલણુ તેની હતી અદબથી ભરી,
  બેહસ્ત દિસતું તેની આંખોની અંદર,
દરેક તેની ચાલણુ, ને દરેક ગતિ–
  માં આવતાં'તાં પ્યાર અને મોહ્બો નજર.



# સહવારનો ધુમ્મસ.

( રૉબર્ટ સાઉધી ઉપરથી. )

મિત્ર તું જો! પેલો પડતો ધુમ્મસ,
ઢાંકેછ કેવી ચોમેરથી ચીજો તમામ!
ન દેખાતી ટેકડી કે ઘરની નિશાન,
ન ઝાંખાં જંગલો, કે લીલાં મેદાન. ૪

ઉભોછ કેવો મિનારો ખીણની અંદર,
પસાર થતા ધુમ્મસમાં લપટઈને ચુપ!
મુશકેલીથી ગુલમોહરનાં ઝાડો દેખાયછ,
ધુમ્મસ્યાં વાદલમાં ઝાંખાં ને સુસ્ત. ૮

પણ મિત્ર તું જો! પેલું ધુમ્મસ–વાદલ,
જે લંબાતું માપેછ દખ્ખણ–આકાશ,
અને જેવું તે ત્યાંથી થાયછે પસાર,
સુરજ કેવો નાખેછે તે પર પ્રકાશ!

નાખેછે સુર તે પર ઝાંખો રતાસ,
પણ દિવસનો ગોલો તે તેજી સુરજ,
જોશભર્યો મોહટાઇમાં ઉંચે ચહડી,
આપશે સેવટ તેને જોઈતી દિપક.

પસાર થશે ધુમ્મસના ગોટા, ને તે
બલુ તેના મારગમાં વધશે આગલ,
વાદલ તેને વિખરઈને આપશે મારગ,
ને કરશે કબુલ તેની મોહટાઈ ને બળ.

પછે આપણ ખીણ વચ્ચે જોઇશું મિનાર–
નો સરખો ને સીધો સુફેદિયો આકાર,
અને પાછાં રોશનીમાં થશે હૈયાત,
ઝાંખાં જંગલો, ને લીલાં મેદાન.

એવીજ રીતે મિત્ર! આ જગની અંદર,
વિખરાશે વિપત્તનાં વાદલ સિહા,
ને રોશની, જે હાલ તેમાં મુશકેલીથી
થાયછે પસાર, પાછી ઝમકશે બહાર.



# ગુમ થયલો પ્યાર.

( વર્ડસ્વર્થ ઉપરથી. )

નારી એક જંગલમાં વસતી હતી,
જ્યાં નદી એક સુહમારી વેહતી હતી;
એકાંતમાં વસતી તે એખલી અટુલ,
વખાણ તેને કોઈની ન પોંહચી હતી.
લીલથી ઘેરાયલા એક પથ્થરની પાસ
ઉગેલું હોએ જેવું ફુધેરી-ફુલ,
જે પથ્થરની બાજુમાં અરધું અરધ,
માણસની નજરથી થયલું ગુપત,
કાહડે જેમ પોતાનું એખલું જીવત,
તેવી રીત જંગલની વચ્ચે વસી,

કાહડતી તે નારી ત્યાં પોતાના દન.
હતી તે સુંદર એક તારો બેમૂલ,
જે આકાશી મધ અંદર એખલો અદુલ,
નાધલ્યા તારા પર સરદારી લઈ,
સુવર્ણ રોશનીમાં મારે ઝમક.
જાણી નહિ દુનિયાએ હતી તે કોણ,
ને કેવી રીત પામી તે સેવટ મરણ;
પણ અરે! તે ગઈ જ્યારે ઘોરની અંદર,
આપી ગઇ મહને એક દુખનું કફન.





# એક પક્ષીને ગાયન ગાતું જોઈને લખેલી.

(રૉબર્ત બરન્સ ઉપરથી.)

ગા તું! ઓ પંખેરાં ડાહલી પર ગા!
ડાહલી જે પર નથી એક પાતરૂં કે ફુલ.
ગા તું! ઓ પંખેરાં મધરસ તું ગા!
ધાસ્તી તું ના રાખતું માહરી બીલકુલ.
જો! ઘરડો શિયાલો કપાલની ઉપર–
થી ઉતારેછ પોતાનો ગુસ્સો, જહનુન;
સાંભલીને આએ તાહરો કોમલ અવાજ,
મેલવેછે કેવો તે શાંતી, ને સુખ–
થી હસતો દેખાયછ! આ ડાહલી ઉપર

જોતાં તુંને આવેછ એક મહને વિચાર;
જે મિસાલે તું બેઠું શિયાલા અંદર,
નથી કરતું શિયાલાની કશી દરકાર,
તેજ રીતે સંતોષ પણ મુશકેલી માંહે
નથી કરતો દુખની એક રતી ફર્યાદ.
ખૂશીભર્યાં દિલથી તે જતો વખત,
આવતા વખતની કંઈ દરકાર વગર,
સુખ અને ધીરજથી કરેછ પસાર.
ઓ તું જેણે કીધો દિવસ પેદા!
અને તાહરા સુરજથી પૂર્વ-આકાશ-
પર ચહડાવ્યો તેં તાહરો સોનેરી રંગ,
નહિ જોયું તેં આપવાને મહને દરૂસ્ત,
દોલત, ને મોભ્ભો, ને મરતબ, ને જોર;
પણ આએ તાહરી પંથરાયલી ઉગતી પેદાશ-
માં આપી તેં મહને એક બુજનારી આશ.
તે આશા છે એવી જે દોલતની પાસ
નથી ઉતરતી કે કમતર જરાક.
એ આશામાં હું તુંને બુજવા થકી
છું સદા તૈયાર. દોલતી ખ્યાલ
નથી તુંને બુજવાના ખ્યાલની મિસાલ.



# બચ્ચાંની બંદગી.

( સૅમ્યુઅલ તેલર કોલરીજ ઉપરથી. )

બીછાનાં પર મેલું હું માહરૂં બદન,
તે અગાડી ખોદાનું કરૂં ભજન.
ઓ પર્વર તું મોહટા! ઓ જગતના રાવ!
માદર માહરી ભલીનો કરજે બચાવ;
સુખથી ખૂશી તેને રાખજે સદા,
સાથે તેની જાલવજે માહરો પિતા;
સદા તેમના, મોહબતથી, પાલું હોકમ,
આપ મહને એવી તું બુદ્ધિ મક્કમ.
ખૂશી માહરાં માબાપને રાખવા થકી,
ઈચ્છા માહરી રેહશે હરદમ હરઘડી.

બેહન અને ભાઇઓને માહરાં તું રાખ,
બદીથી છુટાં, ને અશોઇથી પાક;
આલસ તેમને જીગર નો વસતી કદી!
ચાહીએ હમો એકકને હરદમ સદા,
એવી બુદ્ધિ તું આપ; માબાપ ને મિતર
પર દોડાવ્યે મોહબતની સરખી નજર.
બખશ મહને એવું તું પવિત્ર દિલ,
જે પસ્તાવો કરવાને કરે ન ઢીલ,
જે બુજે તું–કામોની જોઇતી કદર,
ને સંતોષી રહે તાહરી બક્ષેસ ઉપર;
પૂજે તાહરો, ભક્તિથી, અણદીઠ આકાર,
ને માને તું–હેશાનનો લાયક આભાર;
પામું જેથી સેવટ હું જ્યારે મરણ,
જોઉં તાહરૂં, બેહસ્ત અંદર, દિપતું કિરણ.





# સુકેલું ગોલાબ.

( ઍલીઝાબૅથ બૅરૅત બ્રાઉનીંગ ઉપરથી. )

ઓ તું ગોલાબ! કોણ કેહશે ગોલાબ,
જોતાં આ કરમાયલો તાહરો દેખાવ?
ક્યાં તાહરો ગોલાબી રંગ અને રૂપ,
અને તાહરૂં મખમલી કોમલ બદન?
આગલ પેરે નથી તું તાજો ને તૃપ્ત.

મધુર્યો વાસ વગર કેવો તું ચુપ!
સુકેલાં ભાત જેવો કેવો સખત!
કઠણ ને સોહરાયલો દિસતો ઝરદ!
મોહબતથી મેં તુંને રાખ્યો વરસ
ચાર અને ત્રણ. ઓ! કેવો ફેરફાર!
કોણ તુંને કેહશે કે છે તું ગોલાબ?

પવન જે તુંજ ઉપર ફુંકાતો જઇ,
લેતો તાહરાં તનમાંથી ઊંચકીને વાસ,
હવે તાહરાં તન ઉપર થતો પસાર,
નહિ કરે તાહરી એક લેહજો દરકાર.

સુરજ જે તુંજ ઉપર બલતો ગરમ,
ગોલાબી તું–પ્યાલાંમાં નાખતો કિરણ,
હસતો ઉભો રહીને ઊંચે ગગન,
દિપાવતો તુંને, ને તુંથી કિરણ,
હવે જો તુંજ ઉપર હસતો તપે,
તો કદી નહિ કરે તે તુંને રોશન.

દવ જે આકાશથી પડતો હેઠલ,
સહવારને પોહર તુંને ધોતો હતો,
સફેદ પણ ધરતો તું–સંગત રતાસ,
હવે તાહરાં તન ઉપર પડતો, તુંને
બનાવે દાગોથી કાલો ને સિહા.

માખી જે તુંજ ઉપર બેસતી હતી,
ને લંબાવતી તાહરી પર પોતાના પગ,
હવે જો ગરમીથી કંટાલો ખાઇ,
ઉતરે તાહરાં પાતરાંની ધારી ઉપર,
તો જોઇ તાહરાં પાતરાંનો સુકેલ દેખાવ,

કંટાલી ઉડે તે પાછી ગગન.

મધમાખી જે ચુસતી'તી તાહરો મિઠાસ,
ને માલામાં ઘસડતી તાહરો સુગંધ,
અને તાહરાં મિઠાસી ફુલની અંદર,
ખુશાલીની ઘેન અંદર પડતી હતી,
જાણે હોએ તે ઘડી પામતી મરણ,
હવે તાહરી ઉપર તે થતી પસાર,
પસાર થતી ન કરે તું પર વિચાર.

ફકત માહરૂં જીગરજ તાહરી અંદર
છુપેલી ખૂબીઓ જોયછે અસંખ;
મિઠાસી વાસ, અને બેહકતો સુગંધ,
મેલવેછે, ફકત તે બુજતું જીગર;
દેખાયછે તું તેને ખૂબસૂરત પુર,
હર રીતની ખામી ને ખાપણથી દૂર.

જીગર માહરૂં ફકત એક બુજશે કદર,
કારણ તું પ્યાર–હાથે અપાયલું છે;
જીગર કરશે ફકત અહિં તાહરો સંભાલ.
આવ! માહરી છાતી પર બેસ અહિં સદા!
છાતી જે થાયછ તાહરી હેદલ ભશમ.



# સુખડનું ઝાડ અને કઠિયારો.

(વીલ્યમ કુલૅન બ્રાયન્ત ઉપરથી.)

સુખડનાં ઝાડ પાસે કઠિયારો એક,
કોહડાલી એક હવામાં ઊંચે ધરી,
સુગંધી તે ઝાડ ઉપર કરતો જખમ.
જેમ જેમ તે ઝાડ ઉપર પડતા જખમ,
નમાતું તે ઝાડ, તેને બદલે સુગંધ,
તે ઘાટકી કોહડાલીને, આપતું હતું.
ઓ તું! જે વાંચેછ આ માહરા વચન,
જગતમાં એજ રીતે ભુંડાની સાથ
નો કરતો ભુંડઈ; સુખડની પેર,
કીનાથી કોઈ તુંને કરે જખમ,

તો જખમના બદલામાં પાછો જખમ
ના આપતો તેને. મોહટાનું મન,
જાતિ ભલઈમાં છે એટલું મધન,
કે કરેછે કોઈ તેની સાથે ભુંડઈ,
તો ભુંડઇને બદલે તે આપેછ ભલઈ.





# વસંતનું ગીત.

(ચારલ્સ સ્વેન ઉપરથી.)

ઓ વસંત! વસંત! ખુશનુમા વસંત!
છે ધરતી પર આવતી તું સઉને પસંદ!
વેહતા ઝરાઓ ને દરિયાના મોજ
પર કરેછે તું તાહરી હેતુલ નજર;
પુરેછ તું પંખીમાં એવી ખૂશી,
કે નાચી નાચી ગાયછ, તેઓ હસી હસી,
ઝાડોની ડાહલ પર, એક જલસો બુલંદ.
ઓ વસંત! વસંત! ખુશનુમા વસંત!
છે ધરતી પર આવતી તું સઉને પસંદ!

ખુશનુમા, ખીલતી, ને સુદંર વસંત!
ધરેછ જ્યારે તું તાહરૂં ધરતી–કદમ,
મખમલ–કલી પર તું–અજમતી–હાથ,
તોડી તેના બંધ તેને ખીલતી કરી,
ફેલાવેછ ચોમેર તેનો સુગંધી વાસ.
મનુષનાં જીગરમાં સુખની પેદાશ
આપનારી છે તું ઓ ખીલતી વસંત!
ઓ વસંત! વસંત! ખુશનુમા વસંત!
છે ધરતી પર આવતી તું સઉને પસંદ!





# એક આગિયા કીડા વિષે.

( જૉન વૉલકૉત ઉપરથી. )

ઓ તું ભલે આવ્યો ખેતરમાં મુજ!
ના રાખતો દિલમાં તું માહરી કંઈ ધાક!
નાખ તાહરાં નાધલ્યાં ફાનસથી બહાર,
ખેતર–જમીન પર તું તાહરો ઝલકાટ!
જવાબ મહને દે તું! શું પરિયાં આકાશ-
થી ઉતરતાં, આએ માહરાં ખેતરની પાસ,
ખુશાલીમાં નાચીને, ગરબીઓ ગાયછ,
આપેછ તેને શું તાહરાં તનનો પ્રકાશ?

ભીનાસી ઘાસ ઉપર નાઘલ્યો તુંજ,
ઝુમાવી તનનો આ દિપતો ચેરાગ,
નીચાણમાં આવતાં તે પરિયાંને કાજ,
શું ધર્યોછે તેં? હા, એમજ હશે;
કારણ તુંથી ચહડતો શું બીજો ચેરાગ,
આકાશથી ઉતરતાં પરિયાંને કાજ?
છે માહરાં દિલની એક આહેશ એવી,
ફીનાભર્યા દિલથી ઉડી તુંજ તરફ
આવતું કોઈ પંખેરૂં, ઘાટકી ને ક્રૂર,
અણિયાલી, સખત, ને જીવ-લેતી ચાંચ-
થી કદી નો કરતું તું-જીંદગી બરબાદ!
કેહ મહને તું! કિયાં પાતરાં ઉપર
દોડેછ તાહરો ચાહ, કે તાહરે થકી
બનાઉં તે પાતરાંનો માડવ હું એક,
કે રાત વેલા આકાશથી પડતો વરસાદ,
હેરાન તુંને કરવાથી રહેલો પછાત,
અટકેલો રહે તાહરા માડવની બહાર;
અને ઘુમે રાત વેલા તું પર તોફાન,
તો કરી નહિ શકે તે તુંને હેરાન.
ચુપકીદી કુદરતમાં રેહવા થકી,
મરજી તાહરી રાખેછે તું હર ઘડી;
એકાંત તાહરી જીંદગી તું કરેછ પસાર
ઝમકાવતું ભલાઇની રોશનીને બહાર.
માણુસ તુંથી છે કેવું ઉલટું ખવાસ!
દુનિયઈ ઘોંઘાટ ઉપર રાખેછ તે પ્યાર;

પસંદ કરેછ દુનિયાનું ધુંમતું તોફાન,
શરમીંદગીમાં છોડેછ તે સેવટે જેહાન;
જોસ્સાઓથી તાવેછ તે પોતાનું તન,
ને બદીમાં ગાલેછ તે પોતાના દન;
નથી રહેતું તું પેરે દુનિયા તજી,
એકાંતમાં ભોગવતું સુખ ને અમન,
ભલઈભર્યા પ્રકાશને તન પર સજી,
પોતાની રોશનીમાં પોતે રોશન.





# ઓ કઠિયારા! દરખ્ત નો કાપ!

(જ્યૉર્જ પી. મૉરીસ ઉપરથી.)

ઓ કઠિયારા! તું આ દરખ્તને નો કાપ!
ના લાવ એકબી ડાહલીને તેની અલવાલ!
જુવાનીમાં તે મુજ પર કરતું'તું છાંય,
ખાતર તેની કરીશ હું તેનો બચાવ.
રોપ્યું હતું તેને મુજ બાપે આ જગ,
આ ઝુંપડીની પડોસમાં નદીની પાસ;
કઠિયારા! નો તે પર કર તું સિતમ!
ઉભું તેને રેહવા તું દે બિનખલલ!

જુન્નું ને ઘરડું મુજ માનીતું ઝાડ,
કીર્તિ ને માન જેનું જમીન ને આબ
પર થયુંછ મશહુર, શું તેને તું ત્યાં,
એકાંતમાં ઉભેલું કરશે તબાહ?
કઠિયારા! તું તેપર ફટકો ના માર!
જમીને બાહજેલા તેના તું ગાંઠ
કાપીને નો દે તું તેને આઝાર!
એ માહરાં જુનાં ને માનીતાં ઝાડ–
ને નાહેકમાં મારવાથી હાથ તું ઉઠાવ,—
ઝાડ જે આસમાન પર ઊંચું ઉઠી,
ફેલાવેછે ચોમેરથી પોતાની ડાહલ.
હતો જ્યારે હું એક છોકરો નાદાન,
જતો તેના છાંયડામાં બેસવા થકી;
બોહલી તેની પંથરાયલી ડાહલીની હેઠ,
કરતી મુજ બેહનો ત્યાં મુજસે રમત.
થંડ તેના છાંયડામાં માતા માહરી,
મોહબતથી કરતી'તી મુજને ચુંબન;
અને માહરો પિતા ત્યાં આવીને, મુજ
પર કરતો'તો વહાલ. ઓ કઠિયારા તું!
ના કર આ ઝાડ ઉપર જુલ્મી જખમ!
ઓ માહરા જુના ને માનીતા દોસ્ત!
જે મિસાલે છે તાહરાં તનની ઉપર,
જડ અને મક્કમ, આ ચોંહટેલી છાલ,
તે મિસાલે હું તાહરા છાંયડાની પાસ,
મોહબતથી તુંજ તરફ વલગેલો રહીશ.

ઓ મિતર માહરા! સદા તુંજ ઉપર,
જંગલનાં પંખેરાં મધુર હલક-
થી, નમાવજો આ તાહરી ફુટેલી ડાહલ!
ઓ માહરા જુના ને માનીતા દોસ્ત!
તોફાની વા સામે હિમ્મત ધરી,
તું થોભેલો રેહ! આ જગ્યા ઉપર
નહિ તુંને પોંહચવા હું દેવશ ખલલ.
નિકલ અહિંથી કઠિયારા! કાલું તું કર!
જીવતો છે જ્યાં તક આ તન ઉપર હાથ,
બચાવીશ હું ત્યાં તક એ મિત્રને મુજ.





# બોહીમ્યાની

# રાણીને લખેલી.

(સર હૅન્રી વૅાતન ઉપરથી.)

ઓ! તમો ઝમકતાં વાદલ–જવહેર!
આકાશના અંતરમાં ઝલતા સેતાર!
રોશનીથી છે તમની સંખ્યા વધુ,
નથી માહરો તે થકી તમોપર પ્યાર;
આ આકાશનાં પેટાંમાં શું તમ બીસાદ,

ઉગશે સુરજ જ્યારે ધરતીથી બહાર,
ને ફેલાવશે પોતાની રોશની અપાર?

ઓ! તમો જંગલના ગાનારા કંઠ!
વિચિત્ર લેબાસોનાં પંખીઓ તમ!
ગાવોછ તમો કુદરતના મધુર હલક,
ને રેડોછો તનમાંથી જાતિ હરખ,
આ જંગલનાં મધમાં છે શું તમ બીસાદ,
ઉડતું બુલબુલ, જ્યારે વાદલની બહાર
મોકલશે, પોતાનો ગાયન-પોકાર?

ઓ! તમો સુગંધી વાયોલૅત-ફુલ!
ફેલઈ જતાં ઝાડો પર ચાદરની પેર,
મગરૂરીમાં મારોછો તમારી સફ,
હોએ જાણે વસંત પર તમારોજ હક;
ઝુમી હેઠે ડાહલીને ચુમશે ગોલાબ,
કહો મહને ત્યારે શું તમની બીસાદ?

માશુક જ્યારે માહરી એમ પડશે નજર,
તનની ખૂબસૂરતીમાં મનથી સુંદર,
કુદરતની કયસર, ને માનવીને હાથ
પામેલી રાણીનો લાયક ખેતાબ,
કહો મહને ત્યારે શું નારો તમામ-
માં વધુ નહિ લેખાશે તેનો દમામ?



# એકાંતવાસની ખુબીમાં.

(વીલ્યમ ડ્રમન્દ ઉપરથી.)

ત્રણગણો સુખી તે માણસ ખરો,
જે દુનિયાઈ ઘોંઘાટને તજીને દૂર,
લીલોત્રીથી પુર કોઈ જંગલ અંદર,
એકાંતમાં વસતો હોએ, એખલો અટુલ,—
એકાંત, પણ નથી તે થયલો એકાંત,
ખોદાની મોહબ્બતમાં થયલો ચકચુર.
ખુશામતની વચ્ચે એક પાદશાહને દ્વાર,
ગોલામગીરી વેહવાના કરતાં વધુ
બેહતર છે તે, કે જંગલ અંદર,

ભોગવે તું પક્ષીનું ગાયન–રડન.
ફોકટનો ઠાલો ને ઇત્તર દમામ,
આપેછ જે માણસને મોહટાઈ ને માન,
તે થાને તરતનાં જનમેલાં ફુલ–
થી જનમતો હવામાં તાજો સુગંધ
છે વધુ બેહતર. બેઢંગી જગ,
છે રંજ અને દુખ અને જેહમતોથી,
જ્યાં અને ત્યાં, સંધે થયલી ભરપુર.
નિરાંતે વસવું એક જંગલ અંદર,
છે તેમાં ખરી ખુશાલી ને સુખ,
બાકી છે સુખ સંધી ફોકટની વેઠ.





# આશક! તું કાંય એટલો ફિક્કો ફચક?

(સર જૉન સકલીંગ ઉપરથી.)

આશક ! તું કાંય એટલો ફિક્કો ફચક?
ક્યાં તાહરા ગાલમાંની લાલીનો રંગ?
અરે ! તું કાંય અમથો કરેછ અફસોસ ?
માશુક ન છોડવાની પોતાનો ઢંગ. ૪

આશક ! તું કાંય એટલો મુગો ને મંદ?
પ્યારની રમત નથી બચ્ચાંનો ખેલ;
જોઈ તુંને દુખી ને થતો હલાક,
માશુક ન છોડવાની પોતાનું ફેલ. ૮

અરે! એ છોડી દે બિત્તરનો ગમ!
  હસેછે લોક તાહરો જોઇને હેવાલ;
શોભા તાહરી સાચવ, ને જાલવ ભરમ,
  માશુકને હાથ નથી તાહરો સંભાલ. ૧૨





# એક ચલિયાં વિષે.

(જૉન પ્રીંગલ ઉપરથી.)



આવ! મહને કેહ તું એ પંખેરાં નાહન!
  આપ્યો કોણે સૂનાંનો તુંને સીણગાર?
કોણે તાહરો નાધલ્યો ઘડ્યો આકાર,
  ને કીધું તુંને હવા પર ઉડતું સવાર?

આપ્યું કોણે તુંજ તનમાં ગાવાનું બળ,
  માણસ જેથી બનેછે દુખ્યું સુખી?
કીધું કોણે એમ તુંને ગાતું સરલ,
  હુનર જેની નક્કલમાં થાયછે દુખી?

## એક ચલિયાં વિષે.

અરે! ઓ ઉડ્યું, તું ચાલ્યું ગગન!
  કોણે તુંને ઉડવાની શક્તિ દીધી?
કીધી કોણે તાહરી આ સૂન્નેરી પાંખ,
  ને ચિત્તર–કલા તાહરાં તન પર કીધી?

ઓ પંખેરાં! હોએ મહને તું જેવી પાંખ,
  ધરૂં ઉંચે હું જઈને ફરેસ્તાઇ સંગ;
છોડું નીચે ગુનેહગાર નાધલી જગત,
  અને તેનો ફિત્નો, ને ફરેબ, ને જંગ.

ચહડું ઉંચી હું, જ્યાં સૂન્નાં–સિતાર,
  વજાડેછે હોરમજદની તારીફ બુલંદ;
ભુંડાઇ છે જ્યાં થયલી અણદીઠ ને બરબાદ,
  ભલઈનું છે જ્યાં ઉંચે હોરમજદી રાજ.





# એક મૂલ્યાં વિષે.

( હૅના ઍફ. ગોલ્દ ઉપરથી. )

હું બરફમાં થયું છું જમીનમાં બંધ,
નથી મુજ પર દિવસનો પોંહચતો ઉજાસ,
નથી મહને દિસતું કે ઉગીશ હું કેમ,
પણ છે માહરો કુદરત પર સંધો આધાર. ૪

નિરાશથી કદી નહિ મારીશ પોકાર,
ને આલસઇમાં કદી ન કાહડીશ હું દિન ;

ધીમું ને મુગું, આ જગ્યા અંદર,
હું લેઈશ માહરી રાહ, ને ફોડીશ જમીન.

અંધારી આ જગ્યાની કોઠડી અંદર,
પડેલું, મારીશ ન અમથું પોકાર;
મૂલ્યું માહરૂં કોતરશે જમીન હેઠલ,
ને પાતરાં માહરાં ઉગીને નિકલશે બહાર.

થઈ જશે મુજપરથી મુમ્મસ પસાર,
આ થંડાં બીછાનાંથી આવીશ હું બહાર;
નાધલાં માહરાં મસ્તકને ફેંકી ઉચાણ,
દેખાડીશ હું લોકોને માહરો આકાર.

ફુટશે માહરાં જીગરથી પાતરાંઓ નહાન,
જે મિસાલે સૂર્યથી ફુટે કિરણ;
તતકાલ તજી અંધારી જગતને, બહાર
નિકલીશ, હું ખૂબસૂરત બની એક ઝાડ.

લીલા-રંગી પાનો, ને પીલાસી ફુલ-
નો કરીશ હું તન ઉપર માહરાં સણગાર;
એવી રીતે કરશે લોક માહરો વિચાર,
જોઈ માહરાં પાતરાં, ને ફુલનો સણગાર,

કે હતું હું પરથમ એક સુકેલું મૂલ,
ને ફર્યું'તું મુજ ઉપર અરફતું પડ,
નહિ હતી મુજમાં કંઇ જીવની નિશાન,
પણ નિકલ્યું ફુટી હું ધરતીથી બહાર. ૨૮

તુટી મુજ તનપરથી જંજાલ વિપત્ત,
જો રાખી મેં રબ ઉપર સંતોષ-નજર;
તોડ્યા તેણે મુજપરથી વિપત્તના વલ,
કરી આપી મુશકેલી માહરી સવલ. ૩૨





# એક ગુજરેલાં બાલક વિષે.

( દેવીદ મૅકબૅથ મૉયર ઉપરથી.)

ઉંઘા તું! ઓ નાનકડાં બાલક ઉંઘા!
નહિ તાહરાં બાલકડાં પારણાંની માંહે,
નહિ તાહરી માતાની છાતી ઉપર,
પણ ઉંઘા તું મુવાં મનુષોની સાથ!
ઉંઘા તું! ઓ મનુષની સાથે ઉંઘા!
થયાંછ જે જગતને તજી સુખી.
હશે એવા ઘણા આ જગતમાં હૈયાત,
ઈચ્છતા જે હશે સુવા તાહરી સાથ.
ઉંઘા તું! ઓ નાનકડાં બાલક ઉંઘા!
ઉંઘા તાહરી નાનકડી ઘોરની અંદર!

ઉડ તું! ઓ પંખેરાં ઉડ્યું તું જા!
ઉડ્યું તું જા તાહરા માલા ઉપર!
માલો તાહરો થઈછ આ નાનકડી ઘોર,
જા! જઇને ઉંઘો તું તેની અંદર!
ફુટશે તે પર જંગલનાં નાધલ્યાં ફુલ,
નાખશે તે પર બરફનાં કરાં વરસાદ.
આએ તાહરી નાનકડી છાતીથી બહાર,
ઉડ્યો તું-જીવ, ગયો બેહસ્તની અંદર;
થયું મરી તું તો સદાનું સુખી,
એક ઘડીમાં બેઠું તું અમર તે જમ!
પણ કીધાં તેં હમોને ખરાં દુખી,
ને લીધા તેં લુટીને હમારા જાન.
દરૂસ્ત તને કરતુ'તું જ્યારે તું ગેલ,
હું જોતો'તો ત્યારે તુંજ સુંદર દેખાવ;
પણ હાલ, જ્યારે પડ્યુંછ તું મોહતની અંદર,
દેખાયછ મહને વધુ તું દિપતું સુંદર;
રેહજો તે જેહાનમાં સદા તું સુખી!
ખુશાલીને સાથે ભોગવતું અમન!
આંખો તાહરી, તરતનાં ફુટેલાં ફુલ
હોએ, જેમ દવ અંદર થયલાં ગરક,
તે મિસાલે દેખાતી હતી સુંદર;
હવે જોતાં, તે ઉપર તોપચાંઓ તુંજ
ફરી વલ્યાં તે સુંદર ફુલની ઉપર,
અરે! અરે! થયું તું મોહતને આધીન!
ઉંઘર્યુંછે મુખ તાહરૂં અરધું અરધ,

નથી તેમાં હીલવાની શક્તિ જરી;
દાડમનાં ફુલ જેવો રતાસી હોટ
દેખાયછ મહને રૂ જેવો ફિક્કો ફ્ચક;
નથી તે પર જીંદગીને‌ા રહેલો રતાસ,
પણ ખૂબસૂરતી મહને ત્યાં દિસેછ અજબ.
ચહડ ઉંચે! ચહડ તું! એ બાલક તું ચહડ!
અમર્ગીનો લીધોછ તેં નવોજ સણુગાર!
ચહડ બાલક! ચહડ તું! આકાશમાં ઉંચાણુ,
નથી ત્યાં દુખ કે કંઈ ચિંતા ફિકર.
અરે! હોએ જો આ તું પર પડેલું મોહત,
તો સુંદર તે છે, નથી કદરૂપ આકાર.
કીધી રબે તુંજ ઉપર મમતા ને મેહેર,
લીધું તુંને ઉંચકી આ જગથી ઉંચાણુ,
આપ્યું તુંને બેહસ્તનું તે બુલંદ મકાન,
નથી જ્યાં જગતું આ નીચું તોફાન,
લેયછે જ્યાં ફરેસ્તા સિતાર પર તાન,
ધુંજેછ જ્યાં ભલાઇની સદા વખાણ.





# એક નિર્દોષ લુટારો.

(વીનસૅન્ત બોર્ન ઉપરથી.)

નથી એવું જંગલમાં ઉગેલું ફુલ,
યા વાડીમાં મારેછ જે બેહકતો સુગંધ,
મધમાખી જ્યાં આવીને તેની ઉપર,
મેલવી ન શકતી હોએ તે પર ગુજર. ૪

ખુણાં ને ખતોલાં શોધતી તે જાયછ,
ઉદ્યોગ ને મેહનતમાં કરતી રખડ;
દરેક દશા ઉડી તે લુટેછે કંઈ,
અને વલી લુટતી તે દેખાતી નહિ. ૮

ઉડી જતી શોધેછ તે ફાયદો સદા,
અને એવી સિફતથી લુટેછ સુગંધ,

કે ફુલ નથી ખોતાં કંઇ પોતાનો વાસ,
કે બહારની ખૂબસૂરતીને પોંહચતી ખલલ.

કલીમાં પેઠેલો કીડો એ રીત
નથી કરતો પોતાનું લાયક ગુજરાન;
પેવસ થતો લેયછે તે ફુલોના જાન,
રંગ, રૂપ, ને સુગંધની વાલેછ મોહકાણ.

લેયછે તે એ રીતે ફુલોના જાન,
અને કરેછ ફુલોનો કોતરીને નાશ,
પણ મધમાખી, ફુલો પર ઉડતી જતી,
કરતી ન એ રીતે તેસે ભુંડાસ.

ચાલાકીથી સંગ્રેહછે એવું તે મધ,
અને કરેછ એવો તે ભેગો મિઠાસ,
કે ફોકટની ફુકરાજી કરતું આદમ
કરી ન શકતું એ રીતની પેદાશ.



# માણસની જીંદગી.

(હેન્રી કીંગ ઉપરથી.)

આકાશપરથી ખરતા એક તારા મિસાલ,
યા ઉંચાણમાં ઉડતાં એક ગરૂડની ચાલ,
યા વસંતમાં ખીલેલી રંગોની ભાત,
યા રૂપેરી દવ-ટીપાં પડ્યાં પ્રભાત,
યા જળ પર પસાર થતા જતા પવન,
યા પરપોટા તે ઉપર તરેહવજન-
ની માફક છે માણસનું જગત-જીવન.
ફુંકતો પવન જતો થાયછે પસાર,
ને પરપોટો ફુટીને થાયછે ખુહવાર ;
વસંતને મારેછે પાનખરી રૂત,
દવ છે સૂર્યનાં કિરણની લુટ ;
તારો ઝલી આકાશે પડેછ ખરી,
તેજ રીતે માણસ પણ જાયછે મરી,
યાદ નથી રાખતું કોઇ તેની ઘડી.



# મે મહિનો.

(રૅજીનલ્ડ હીબર ઉપરથી.)



ઓ તું મહારાણી ફુલોની, મે!
છે આકાશી તારાઓ જેને આધીન!
લાવ તાહરાં ઝાપટાંઓ વરસાદી તું!
અને તાહરૂં ગરમ ને તેજી કિરણ
મોકલ આ ધરતી પર! ખૂબસૂરત મે!

પેહરીને કુદરતનો લીલો પોશાક,
ઉતર તું ધરતીની છાતી ઉપર!
ધરતી, જે આશાથી જોયછ તાહરી વાટ,

ને ઉભીછે લેવા તે તુંને તૈયાર,
ઓ તું ખૂબસૂરત રંગીલી મે!

સહવારને પોહર જ્યારે ફુલો પર દવ
પડેલો હોયછ, ને તમામ પેદાશ
ખીલતી ધરેછ તાહરી જીગરમાં આશ,
તે વખતે હું, તુંને આવેલી પાસ,
હરખથી જોઊંછ, ઓ રંગીલી મે!

દૂરથી આવતી તુંને જોઈને હમો
ગાઈએછે ગીત, તાહરી આમદ ઉપર,
હવા, ને આબ, અને લીલી જમીન
પર મચેછે કુદરતનો જ્યારે ઘોંઘાટ,
હરખથી લેવાને તુંને ઓ મે!

ઉઠેલા પર્વતનાં મસ્તક ઉપર
ઘેટાંઓ ચરેછે ચારો ને ઘાસ;
ડાહલીમાં પંખેરાં ફુડકીને ગાયછ,
ને તમામ કુદરત તું પર હસતી દેખાયછ,
ઓ તું ખૂબસૂરત રંગીલી મે!

# મધરાત વખત.

( જૉન વીલસન ઉપરથી. )

છે મધરાત વખત. ખુશનુમ દરિયાવ,
બલુ ને ભોહલાં આ આકાશી ખેત-
ની માફક છે કેવો શાંતીથી પુર !
પઝુંછ તેમાં કેવું આબેહુબ આકાશ !
ને ઝમકતા સેતારા તેની અંદર, ૫
નિરાંતથી ઉતરીને, ઉભા છે ચુપ !
ઉતરીને છેક તેઓ દરિયાની હેઠ
ઉભાછે કેવા બિનચિંતા ફિકર !




(જૉન ગૉદફ્રે સૅક્સ ઉપરથી.)

દિવસ માહરા થાયછે બિનદેહશત પસાર,
આપેછ મહને સુખ રાતની ગુણગારી ઉંઘ;
રાખ્યુંછ રબે આએ માહરાં તનને દરૂસ્ત,
ને દુખી મુજને થવાનું કારણ નથી.
નથી માહરો દુશમન કોઇ રહ્યો બળવાન,
દોસ્ત માહરો છે મુજ પર તનથી કુરબાન.
વિચાર મહને જાયછે તોપણ એવો રોજ
કે ઘડપણમાં તન માહરૂં તવાતું જાયછ,
ને થઈ જવશ કોઈ દિન હું અંતે ખતમ.

ચહડેછ માહરે હૈડે મુજ બચપણના દિન,
જેમ જેમ હું ઘડપણનાં બચપણમાં જાઉંછ;
મગજ માહરૂં કવેતમાં રમતું હતું,
તે હવે તેમાં નહિ રમતું દેખાએ;
પેહરતો હું પગોમાં જોડાઓ તંગ,

તંગ જોડાઓ તજીને માગેછે પગ,
સુહમારાં પેહરનો ઢીલાં ધપચ.
ભાવતી મુજ મનને ઘોંઘાટ ને ગડબડ,
હવે તેને નથી સુખ તેની અંદર;
થયુંછ લોક–ટોલાંમાં બેજાર મગજ,
થાયછ તેને ઘોંકા, ને દુખ, ને દરદ.





# આકાશ.

(વીલ્યમ હારબીંગતન ઉપરથી.)



જોઉંછ જ્યારે ફરતું આ બોહલું આકાશ,
લટક્યાછે જ્યાં કીમતી જહવેર—ચેરાગ,
દેખાયછ જ્યાં રાત, જેવી ઈથ્યોપી નાર,
તન ઉપર ઝમકતા ઓરવી સેતાર,
પરણવાને કાજે થઈ સોલેસણગાર,
જતી હોએ પોતાના પતિની પાસ,
જીવ માહરો તે વખત પોતાની પાંખ
પાંથરીને ઉડેછ આ ઉંચું આકાશ,
વાંચી જોવા હોરમજદની બુલંદ કેતાબ—

તે ઓહલું ગગન—ભરમ ને ભેદ,
છે જેના ભિત્તરમાં કરોડ ને લાખ.

નથી ફુટયો આકાશમાં એવો ચેરાગ,
નહિ જેને હોએ મુગી વાચા એવી,
જે ચુપકીદી કેહતી હોએ એવા વચન,
કે "વાંચો મુજ ભિત્તરમાં હોરમજદ-ભરમ!"
નથી એવો આકાશમાં ઉગ્યો સેતાર,
જતું ન હોએ જે પર આલમનું ધ્યાન,
ધરાવતો જે ન હોએ પોતાની માંહે,
હોરમજદી શક્તિને બુજનારો ખ્યાલ!





# એક ઓરતનું મરણ.

(સીલરી ઉપરથી.)

ખૂબસૂરતીમાં પામી તે એવી મરણ,
જેમ ઝાડ ઉપર ઉગેલું ગોલાબી ફુલ,
ખીલીને, વેરાતું ડાહલે, સુકાએ.
ખૂબસૂરતીમાં પામી તે એવી મરણ,
જે મિસાલે મોતી એક તાજની અંદર,
ખરતું જમીન ઉપર પડતું ખોવાએ.
ખૂબસૂરતીમાં પામી તે એવી મરણ,
જે મિસાલે ખૂબસૂરત હોટોથી બહાર,
ચંદનીમાં ગાયનનો મોજો ગુમાએ.
ખૂબસૂરતીમાં પામી તે એવી મરણ,
જે મિસાલે ઝાડીમાં પંખીનું ગીત,
સુહમારૂં જનમતાં વેહલ્લું સુકાએ.

ખૂબસૂરતીમાં પામી તે એવી મરણ,
જે મિસાલે ફુલ ઉપર પડ્યો બરફ,
ઝુમતો સૂર્યમાં અણદીઠો થાએ.
ખૂબસૂરતીમાં પામી તે એવી મરણ,
જે મિસાલે તારો, દિવસને કપાલ,
સૂર્યના તાપ આગલ નાહસતો કે જાએ.
પણ કીર્તિનું પામી તે એવું જીવન,
જે મિસાલે રાત્રીનાં ઝલતાં જહવેર,
રૂપ્પેરી માહતાબની આસપાસ જડાએ.
કીર્તિનું પામી તે એવું જીવન,
જે મિસાલે હુનાલામાં આકાશ ઉપર,
બિનવાદલે સૂર્ય ઝમકતો શોભાએ.





# ઘાસનો પોકાર.

(અંગ્રેજી ઉપરથી.)

હું વધુંછું ચોમેરથી ચાહરો તરફ,
ધુલવાલા રસ્તાની બાજુ ઉપર,
ને ટેકડી જ્યાં પડેછે સૂર્ય–રતાસ,
ને ધોવાટી નાલાંની ધારી ઉપર;
ઝાડ અને ઝરૂખે જંગલ અંદર,
હું વધુંછું ચોમેરથી ચાહરો તરફ.

હું વધુંછું ચોમેરથી ચાહરો તરફ,
વાડીના ઊંઘડેલા દરવાજા પાસ,
જ્યાં બેસેછે નિકલીને ઘરડું કુટુંબ;

મેદાનોમાં કરેછ જ્યાં છોકરાં રમત,
અને ખબોચ્યાંનાં જળની અંદર,
હું વધુંછું ચોમેરથી ચાહરો તરફ.

હું વધુંછું ચોમેરથી ચાહરો તરફ,
ગડબજ્યાં શેહરોના રસ્તા ઉપર,
ખુશનુમા ચેહરાને ધરતું સદા;
દિલથી દુખીઓનાં, કરતું, જીગર,
દુખોને વિસરાવી, સુખોથી તર,
હું વધુંછું ચોમેરથી ચાહરો તરફ.

હું વધુંછું ચોમેરથી ચાહરો તરફ,
જો કે વધતું મહને જોશે તું નહિ;
નથી કરતું ઘોંઘાટ કે કશી ગડબડ,
કારણકે ચુપકીદું, સેતારી રાત,
અને ઉગતી સહવારની રોશની–વખત,
હું વધુંછું ચોમેરથી ચાહરો તરફ.

હું વધુંછું ચોમેરથી ચાહરો તરફ,
ને ખેંચુંછું મુજ ઉપર લોકની નજર;
હુનાલાના ખુશનુમા મહિના અંદર,
ગરીબડી ગાય મહને હરખીને જોયછ,
અને કરેછ પંખેરૂં હેતની નજર,
વધી જતું જોઈ મને ચાહરો તરફ.

હું વધુંછું ચોમેરથી ચાહરો તરફ,
પજો! તું હોયછ જ્યારે ઘોરની અંદર ;
ખુશનુમા વસંત અંદર આવીને હું
શોભીતી કરૂંછું તાહરી કબર ;
ઢાંકુંછ તાહરૂં સેવટનું બીછાનું હું,
વધી આવી ચોમેરથી ચાહરો તરફ.

હું વધુંછું ચોમેરથી ચાહરો તરફ,
ને ગાઉંછ તે ખોદાની લાયક વખાણ ;
નમાવીને સર, તેનો માનુંછ આભાર,
ને લીલી મુજ જીંદગીને કરૂંછ પસાર ;
ગાઈ તેની તારીફના મધુર હલક,
હું વધુંછું ચોમેરથી ચાહરો તરફ.





# જાનવરોની બુદ્ધિ.

(અંગ્રેજી ઉપરથી.)

કોણે પંખેરાંને આપ્યો સબક,
કે બાંધે તે પોતાના માળા બેરંગ,
મેલે તેમાં ઘાસ, અને લીલ, અને ઉન,
અને તેના તાણા ને વાણાની માંહે,
ખોસે સુક્કી સોટીને કલમતરાસ?

શિખવી કોણે ઉદ્યોગી મધમાખીને,
કે ઉડી તે જાએ મિઠ્ઠાં ફુલો તરફ?
અને ત્યાંથી સંગ્રીહને લાવે તે મધ,
શિયાલામાં કરવા તે ઉપર ગુજાર?

શિખવી કોણે કમીની કીડીઓને,
ચાલાકીથી ખોદવાને પોતાના દર?
અને તેમાં ખોરાકને ભરવા થકી,
આપી કોણે તેઓને ઉંડી સમજ?

છે એ ત્રણુડોમાં ખોદાનો હાથ,
આપ્યું જેણે તેઓને બુદ્ધિનું બળ;
બિનબુદ્ધિનું પ્રાણી નથી હૈયાત,
કીડીથી તે કુંજર[1] છે બુદ્ધિના દાસ.

૧ હાથી.





# ઘોર ઊપરનાં બાળકો.

(અંગ્રેજી ઉપરથી.)

નમતો સુરજ જ્યારે છેલ્લું કિરણ,
પચ્છમની ઓરદુમાં નાખતો હતો,
તે વખતે ગામડાંની કબરો પાસ
હાંકી મેં ગાડી, ને ઉતરી હું ત્યાં.
ધર્યાં મેં તે ભણી માહારાં કદમ,
અને જે જમીનમાં સુવાં મનુષ
પડ્યાં હતાં, તે પર ઉઠેલી ઘોર
હું જોતી હતી; એવાંમાં ત્યાં
પડી માહરી નજર એક તરતની ઘોર.
માયાળુ પીપળો તે ઘોરની ઉપર,

મોહબતથી નાખતો’તો પોતાનો છાંય;
અરધી જગ સુરજનું તડકું હતું,
અરધીએ છાંયડાનો શિતળ દેખાવ.
મુશકેલીથી ઘાસો ઘોરની ઉપર,
જ્યાં અને ત્યાં, છુટાં ઉગાં[1] હતાં.
હતાં તે ઘોર ઉપર છોકરાંઓ બે,
તુટેલાં વસતરમાં કરતાં રડન.
વાંકોચુકો રોટલો એક પડયો’તો ત્યાં,
ધુલથી ખરડાયલો તે બાલકની પાસ.
ભુખમરો તેઓના ચેહરા ઉપર
દિસતો હતો, પણ રોટીનો તે
ટુકડો, તે બેહુ વચ્ચે પડેલો ત્યાં,
જેવો ને તેવો, ત્યાં ખાધા વગર,
અનામત ને આખો, ત્યાં દિસતો હતો.

રડતાં તે બાલકની પાસે હું ગઇ,
ને પુછયું મેં તેઓને નરમીથી એમઃ—
"શું છે માહરાં બાલક, રડોછ તમો કાંય?
ખાતાં નથી કાંય તમો રોટલીને આ,
જોકે ભુખી હાલે તમારો ચેહેર
દેખાડેછે ચિંતાનો પડેલો છાપ?"

સાંભલી તે બાલોએ માહરા વચન,
વડું હતું તેમાં, લુછી તેણે આંખ;
ઉંચકયો ચેહરો તેણે માહરી તરફ,

૧ ઉગ્યાં.

અને દીધો મહને એ રીતે જવાબ:—
"ઓ બાનુ! તું જોયછે આ કબર ઉપર
રોટલીને એક, ન બીજો ખોરાક.
ભાઈ માહરો ખાવાને પાડેછે ના;
ભુખ્યો તેને રાખીને રોટી હું ખાઊં,
કદી! કદી! ન બનશે મુજ હાથ,
એ રીતીનું કામ; માતા વગર
છઇએ હમો દુનિયામાં અટુલાં બે.
આ ઘોરમાં છે હમારી માદર ભલી,
જીગર તેને જોતાં હમ જાયછે જલી."

એટલું કેહતાં આંસુઓ આંખોની બહાર
નિકલીને, તે નાહનાં બાલકને ચેહર,
[illegible]ાં એવાં એકકની પુઠે સરી,
[illegible] મિસાલે તપેસરી બાવાને હાથ
[illegible] દાણા એકકની પછવાડે વાટ.
[illegible]ી તે બાલકનો દુઃખ્યો વચન,
[illegible] માહરી આવી તે દુખથી ઉભઇ;
[illegible] માહરી છાતીસે તેઓનાં તન,
[illegible] લાવી તેઓની લીધી જતન;
[illegible] તે બચ્ચાં મુજ પાંખોમાં લઇ,
[illegible] તે પીલ્લાંની માતા હું થઈ.



# એક કાહાણી.

( અંગ્રેજી ઉપરથી. )

ધર્યો મેં હાથ તેનો નાજુક નરમ,
ને પકડ્યું કમ્મરથી તેનું બદન,
ને કહ્યું કે "તું વગર દાહડો છે રાત,
ને રાત છે અંધારી ઘોરનું કફન." ૪

જોયું તે ઓરતે માહરી તરફ,
ને કાહડ્યા આંખોથી આંસુના નેવ,
ને પરવાલી હોટોથી બોલી હરફ,
"હેફ તાહરી ઉપર, અએ દોજખી દેવ!" ૮



# છે દરેક પાતરાંમાં એકક જબાન.

(અંગ્રેજી ઉપરથી.[1])

છે દરેક પાતરાંમાં એકક જબાન,
છે દરેક નાલાંમાં એકક અવાજ,
કરેછ જે હોરમજદની તારીફ બુલંદ,
હવા અને આબ અંદર મારેછ પોકાર.

હું જોઉંછ તેને ઝમકતા સૂરની અંદર,
હું જોઉંછ તેને ગગડાટમાં થતો પસાર,
હું જોઉંછ તેને પવનના ઘુંઘવાટ અંદર,
ધુજાવતો જંગલમાં ઝાડ અને પાન.

૧ Gems of Sacred Poetry.

હું જોઉંછ તેને ચુપકીદા દવની અંદર,
ઝુમેલો ઝાડીમાં ડાહલો ઉપર;
અને જ્યારે નાચતો ને કુદતો વરસાદ
આવેછ, ત્યારે હું તેને તેની અંદર
પસરેલો જોઉંછ, જે મોહટો ખોદા.

દખ્ખણુ જ્યારે મોકલેછે સુગંધ-પવન,
અને જ્યારે ફુલોથી નિકલેછે વાસ,
હું જોઉંછ તેને તે અંદર ધરતો કદમ,
માયા ને મોહબતથી ચાલતો નરમ.

હું જોઉંછ તેને તડકાંમાં ધરતી ઉપર,
અને તેને છાંયડામાં કરતો પ્રવેશ;
હું જોઉંછ તેને અંધારી, રોશની અંદર,
ને ચુપકીદી, અવાજમાં કરતો મહક.

પણ પડેછ, જ્યારે ધરતીના તખ્તા ઉપર,
રાત્રીનો પરદો, કાલો ને સિહા,
ત્યારે તે મહા અને મોહટો ખોદા
થાયછ માહરાં મગજમાં પુરતો પેદા.



# ઊંદર વિષે.

(અંગ્રેજી ઉપરથી.)

દિવસ વખત ઊંદરો દરની અંદર,
બચાવ સારૂં ભરઈને છુપેલા રહેછ;
પણ રાત જ્યારે ઘર અંદર પસરેલી હોયછ,
લફંગા તે ઊંદરો આવેછે બહાર.

તેબલ ઉપર ચહડીને મારેછ તરાપ,
લુટી લેયછ તે પરથી જોઈતો ખોરાક,
કસતર ને પુંદીગો કરેછે સાફ,
ને પનીરના ટુકડાઓ આખા પસાર.

પણ સાંભલેછે બીલ્લીનો જેવો અવાજ,
  ખોરાક મેલી નાહસેછે તેઓ દરાઝ;
છુપઇ જાયછે દરોમાં કેવા શેતાબ,
  ધરેછ કેવી હઇડાંમાં બીલ્લીની ધાક. ૧૨





# બંદગી.

(અંગ્રેજી ઉપરથી.)

જા! જ્યારે સહવારની રોશની, ઝમક,
ધરતીના ગોળા પર, મારતી દેખાએ;
જા! જ્યારે આકાશમાં ચંદર દિપક
મારતો, વાદલમાં ડુબતો શોભાએ;
જા! જ્યારે સુરજ પચ્છમતો આકાશ,
આપે છુટાં વાદલ પર નારંગ–રતાસ;
જા! જ્યારે આકાશથી ઉતરીને રાત
ઢાંકે અંધારીથી ધરતીનો પાટ;
અને તાહરા વિચારો ધરતી ઉપર
ચોંહટેલા, તું ત્યાંથી ઉપાડી લઈ,

નાખી તેને નિસ્તીમાં ફેંકી તું દઇ,
પાક, અને પવિત્ર, મન, અને તન–
થી મહાબળી ખોદાનું કર તું ભજન!
રાખે જેઓ મોહબતથી તું ઉપર ચાહ,
ખાતર તેમની કરજે તું ખોદા–સેપાસ;
નાખે જેઓ કીનાથી તું પર ધિક્કાર,
તેઓને ખાતર પણ બંદગીની માંહે,
નમાવજે તું તાહરૂં માટીથી સર,
અને પછે તું તાહરાં ભલાં ખાતર,
ખોદાની દરગાહમાં નમાવજે સર.
જે મોહટો પતિ છે, જે મોહટો ખોદા,
જે સઉનો વાલી છે, જે સઉનો પિતા,
પૂજવા તેને, વિચારો તાહરા, જમીન
પર ચોંહટેલા, તું ત્યાંથી ઉપાડી લઇ,
પાક, અને પવિત્ર, મન, અને તન–
થી મહાબળી ખોદાનું કર તું ભજન!





# મેઘરાજાની સવારી.

એક મીનીતની આગલ તો સાફ હતું આકાશ,
હાલમાં કેવો ભયંકર તે પર છે કાલાસ.
પવન દોડેછ હર તરફ ઝડફ કરતો બહુ,
જે આવેછ રસ્તામાં તેના આગલ કાહડતો સઉ.
એક લેહજામાં હવે તેને ફરવા માન્યું ગોલ,
રાખેછ કેવાં વંટોલ્યામાં સુક્કાં પાન સમતોલ.
સમતોલ રાખેછ એક ઘડી પણ બીજીએ હેઠલ
પાડી, પાછાં ધુલની સાથે, ઘસડેછે આગલ.
ઝાડો બીચારાં તેની આગલ ધ્રુજી નમતાં થાયછ,
ઓ ! પેલું કરણનું ઝાડ મૂળથી ઉખડી જાયછ.

અરે નહિ, નજર ઠગાઇ, બચ્યું બીચારૂં તે,
નહિ તો હમણાં ઉડ્યું હોત હવામાં ઊંચું તે.
સુક્કાં પાનો ઝાડથી પડેછ ખડખડ સડસડ થઇ,
જીવ આવ્યો હોએ તેવી રીતે દોડેછ અહિંથી તહિં.
કેટલાંએકો જાયછ પાછાં ઝાડની ઊપર ઉડી,
પણ જરામાં પાછાં પડેછ જમીન ઉપર કુદી.
બંધ બારણે વીનીજનથી પવન પેવસ થાયછ,
ઝુમ્મરોનાં લુલખો એકકમાં અથડાયછ,
એકકમાં અથડાતાં તેઓ ખણખણ ખણખણ થાયછ,
હસ્તો બુચો, "એ! એ!" કરતો, તેમને અડવા જાયછ.
કુતરો માહરો, નીચી ડોકે, પુછડી પગ વચ ઝાલી,
આશરો લેવા, ઘરની અંદર, આવેછ દોડ્યો ચાલી.
લે હવે તો વરસાદજીએ પડવા માંડ્યું ધુમ,
પવન કાકા કોણ જાણે થઇ ગયા ક્યાં ગુમ.
બહાર જાએ બીલાડી ત્યારે ઉંદર રમતા ફરે,
પણ આવે બીલાડી ત્યારે નાહસભાગમાં પડે;
તેમ પવન પણ દોડતો બહુ, મસ્તી કરતો ઘણી,
ધસ્યો જતો ઝાડો ભણી કાહડવા તેમને ખણી;
પણ આવ્યા મેઘરાજા ત્યારે તરત નાહઠો તે,
સુક્કાં પાનો દોડતાં હવે થંબ ઉભેલાં છે.
પડેછ મેઘનાં ટીપાં તેમની ઉપર ટપોટપ,
ધ્રુજતાં ઝાડો શાંત બની કરેછ જાણે તપ.
તપ કરેછે જાણે તેઓ મેઘનો ઉપકાર માની,
હીલતાં ચાલતાં નથી તેઓ ઝીલતાં દિલે પાણી.
પવનની ઝુવાકીમાં વાદલમાં મેઘરાજા,

જુસ્સાભર્યા, દોડી રોષમાં, ધસ્યા આવી ચડ્યા.
ધસ્યા આવી ચડ્યા તેઓ, નાકે આવી અડ્યા,
થોડો વાર અખાડા કીધા, પછે તુટી પડ્યા.
પછે તુટી પડ્યા એવા વા પર એકેદમ,
કે રડતાં ઝાડો નરમ પડ્યાં કરતાં જે માહેતમ.





# એક પતંગ્યાં વિષે.

(વર્દસ્વર્થ ઉપરથી.)



અરધો કલાક થયો તાહરી તરફ
હું નેહાલીને જોઉંછ; પીલાંસી ફુલ
પર કેવું તું પાંખોને પોહલી કરી–
ને બેઠુંછે ચુપ.  સરખું વજન
સાચવીને ટેકાવ્યુંછ તેં તાહરૂં બદન.
ઓ સુંદર, સોહામણાં, ને નાજુક પતંગ!
ચુસેછ તું ફુલમાંથી તાહરો ખોરાક,
કે ઉંઘમાં તું તે ઉપર ઝુકેલું છે,
નથી મહને તેની કાંઈ પડતી ખબર.
કેવું વગર હીલવે તું પડ્યુંછે ચુપ!

## એક પતંગ્યા વિષે.

બરફમાં બંધાયલું દરિયાનું જળ,
નહિ હશે તું કરતાં વધુ અચળ.
હોએ જેવું તે પડેલું મુગું અચળ,
તેવી રીતે તું કેવું હીલ્યા વગર
પડ્યુંછે ચુપ; તે સાગર–બરફ
નહિ હશે તું કરતાં વધુ અચળ.





# એક પાદશાહી અએવાન.



લાવ્યા લાખ્ખો કોશોથી મરમરી સંગ,
ને બાંધ્યો એક મેહલ તેનો એવો અજબ,
ગણતથી કીધાં એવાં આરકાંઓ ત્યાં,
ને થાંબલાઓ એવા તો કીધા સરસ,
કીધી એવી પથ્થરને કોરી રમત,
કે ખરેખર હોએ જાણે બેહેસ્તનું મકાન,
આ ધરતીના ગોળા પર થયલું હેઠાણ,
એવો તે આપે રંગીલો દેખાવ.
હીલે તેની ભોંય પર ઓરતોનાં તન,—
તન, જે ફેલાવે અંબરનો સુગંધ;

બલે તેની સીલીંગ પર દીવાઓ તેજ,
બલતા જે કાહડે દિલ–ખેંચનારા વાસ,
સૂન્નેરી સીલીંગથી લટકીને તે
કરે રાતના કાલાસને બલતો દિવસ.
ઝુમ્મરોના જોડા રંગીત કાચો સાથ
પાડે બલતી રોશનીના ઓલાઓ ત્યાં.
તુરકાન વણતના ગલીચા ઉપર
હિંદવાન ઓરતો ત્યાં કાહડેછે રાગ.

(અધુરી)





# થીસ્યુસ.

હતો આગલા જમાનામાં લડવૈયો એક,
એથન્સ પર કરતો તે પાદશહી લાએક;
બહાદુરીમાં હતું મશહુર તેનું નામ,
થીસ્યુસથી ઓલખતી આલમ તમામ.
સૂર્ય, સેતારા, ને તારા, ને ચાન-
ની બેહનપણી ધરતીમાં બહુ તેને માન
મલ્યું, ને પામ્યો તે ચોમેર વખાણ.
હતાં તેને તાબે બહુ બળવંતાં રાજ;
પાદશાહ ને શાહોનાં સોન્નેરી તાજ
હતાં તેના મેહલમાં રખડતાં તારાજ.
હીલતાં કીધાં તેણે લશ્કર ચોતરફ,
તાબે કીધો સીધ્યાનો બોહલો મુલક,
પછે ત્યાંની રાજ કરતી રાણીની સાથ
બાંધ્યો તેણે મોહબતથી લગનનો ગાંઠ.

(અધુરી)



# એક ચિત્રની ખૂબી વિષે.

ખરૂં કેહજે મહને ઓ ચિતારા તું!
શું તુંએ ઘાસોને જમીન પર આ,
તોડી લાવી કોઇ ઉંચા પર્વતથી અંહિ,
ગોઠવેલાં છે?
 આ પાણીનો ધોત,
જે પાહડી આ કઠણથી પડતો, તુંએ,

અહિં ધર્યોછ અખંડ, શું તે આ જગ
કીધોછ તુંએ મંતર–કલાથી હૈયાત ?
ખરૂંજ મને કેહ, શું ભુતો ને જીન–
ની મદદથી તુંએ આ પાડ્યોછ ચિતાર ?
આ તુંએ પૂર્વમાં ઉગતો સુરજ,
શું તુંએ જાદુઈના જોરથી પેદા
અહિં કીધોછ અદ્ધર ?
                    આ પર્વત ઉપર,
અણિવાળાં, લીલાં, ને સુહમારાં ઘાસ,
મનના ખિયાલમાં જેમ આવ્યું તુંને
તેમ રોપેલાં હોએ, તે મિસાલે આ
ચિતર તાહરૂં ખુબીમાં શોભેછ એવું,
કે સખુનથી, આંખો જે પામે હરખ,
તે આપવાને અશક્ત છે માહરી કલમ.





# એક ઓરતની ખૂબી વિષે.

આ મરમરની લાદી પર કેવી રમત
તું કરતી હતી! ઓ ગઈ તું સદા!
ઘણાએકો ધરતી પર પામેછ મરણ,
અને વલી તે પુઠે બીજા જનમ
ધરેછ, પણ તું જેવી નારી, કદમ
ન ધરશે કદી.

(અધુરી)



## નમનતાઈ.

(શેખ સાઅદી ઉપરથી.)

છેઉં હું તે કીડી, જેને પગની હેઠલ, કચડેછે લોક,
નથી હું તે ભમરો, કે દંખથી માહરા, લોક મારે પોકાર;
માનું કેવી રીતે હું આ ન્યામત–આભાર,
કે નથી મુજમાં જોર, કરવા, લોકને આઝાર.



# રાણી યુજીનીનો વિલાપ.

જો જાણતે હું એવું કે ગુલુને હાથ,
હબસાન મુલકમાં તું માર્યો જશે,
તો કદી, કદી, માહરા હાથોથી આએ,
તે ભયાનક જમીનનાં ડાચાંની માંહે,
નહિ તાહરાં તનને હું જવા દેતે.

(અધુરી)



# બાહેરના દેખાવ ઉપર ભુલાવો.

હીરા હતા બે એક જહવેરીની પાસ,
ઘસી એકની ચામડી ને કીધો'તો સાફ,
ને છુપી ઝલક તેની કાહડી'તી બહાર.
બેડોલ હતો બીજો, મટોડાનો રંગ
ચલક તેની ઢાંકીને ચોંહટયો હતો.
ઘરાકો જે આવતાં તે જહવેરી પાસ,
ચલકતો હીરો ખરીદવાની વાત,
બસ કરતાં હતાં; ચલક વગર,
પાછલો પોતા પર કોઇનું જીગર,
નહિ ખેંચતો હતો.

(અધુરી)



# આશા.

(અંગ્રેજી ઉપરથી)

બોલેછે આશા ખુશામતી વાત,
ઠગારી, ઠાલી, ને ખાલી;
રે! ફાવવા મા દેઓ આશાને કદી,
કે નિરાશા ન આવે તેની પછી.



# એક થંડી રાતની કાહાણી.

પવન ફુંકતો રાત્રીનો થંડ ને શિતલ,
બરફ જલદી ઘસડાતો પડતો હેઠલ,
મેદાન પડ્યાં લાંબાં, ઉજડ, ને પડત,
જતી જ્યારે ઘસડઇ ગરીબ એક ઓરત,
થાકેલી, ને સોસતી રસ્તાની આફત.
ગાડી તેની પાસ એક ગબડતી ચાલી,
"દયા! દયા!" ધીમે તે બોલી નારી,
ગરીબડી રાત વેળા ભટકનારી,
"દયા કરો! નહિ તો હું જવશ મરી,
થંડી ને ભુખથી આફતમાં પડી."

(અધુરી)



# મોહતનું બીછાનું.



અરે! કોઇ ના કરો ખાલી ઘોંઘાટ,
મોહતમાં તે પડીછે બિસતર ઉપર,
ઉંઘાડા હોટ આપેછ એવી નિશાન,
કે જીવ તેનો તે રસ્તે થયોછ વેહા.

(અધુરી)



# વસંતને.

આવ! નરમ વસંત! આકાશી વતન-
થી ધરતીના ગોળા પર હેઠલ ઉતર!
આવ! અએ ઉતર તું પેલું વાદલ!
જાગૃત થાયછે ગાયન ચોમેરથી જ્યાર,
ત્યારે ગોલાઓની વૃષ્ટિની વચ્ચ,
છોડીને આવ આએ મેદાન ઉપર.

(અધુરી)



# અમર જીંદગી.



નથી તાહરી જગા ફક્ત દખમાંની માંહે,
જ્યાં સાબુત નહિ રેહતું માણસનું બદન;
જગા તાહરી છે માણસ-હૈયાંની માંહે,
જ્યાં ક્ષય વના રેહશે તું જીવતો હૈયાત.



# અનુક્રમણિકા

## કવિતાઓની પેહલી લીટીઓની.

# અનુક્રમણિકા : કવિતાઓની પેહલી લીટીઓની.

# અનુક્રમણિકા : કવિતાઓની પેહલી લીટીઓની.

## અનુક્રમણિકા : કવિતાઓની પેહલી લીટીઓની.

## અનુક્રમણિકા : કવિતાઓની પેહલી લીટીઓની.



